પ્રકાશક
ડો. ભોગીલાલ જ. સાંડેસરા,
અધ્યક્ષ, ગુજરાતી વિભાગ,
મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા

આવૃત્તિ બીજી
પ્રત ૧૦૦૦

વિ. સં. ૨૦૧૭
ઈ. સ. ૧૯૬૦

વિદ્યાર્થી આવૃત્તિ, ગુજરાતી ટાઈપ

મૂલ્ય પાંચ રૂપિયા

પ્રાપ્તિસ્થાન
યુનિવર્સિટી પુસ્તકવેચાણ વિભાગ
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પ્રેસ,
રાજમહેલ દરવાજા પાસે, રાજમહેલ રોડ,
વડોદરા

મુદ્રક
શ્રી રમણલાલ જીવણલાલ પટેલ, વ્યવસ્થાપક,
ધી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઑફ
બરોડા પ્રેસ (સાધના પ્રેસ), રાજમહેલ
દરવાજા પાસે, રાજમહેલ રોડ, વડોદરા.

# નિવેદન

## (પહેલી આવૃત્તિ)

પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલાનું આ ત્રીજું પ્રકાશન 'પ્રાચીન ફાગુ-સંગ્રહ' અભ્યાસીઓ સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે. જૂના ગુજરાતી સાહિત્યના એક રસપ્રદ પ્રકારના આડત્રીસ નમૂનાઓનો આ સમુચ્ચય સાહિત્ય તેમ જ ભાષાના અભ્યાસ માટે ઉપયોગી થશે એવી આશા છે.

આ એક જ પ્રકાશન માટે સાઠેક પ્રાચીન હસ્તપ્રતો એકત્ર કરવી પડી હતી. વડોદરા યુનિવર્સિટીના પ્રાચ્યવિદ્યા મન્દિરના નિયામક પ્રો. ગોવિન્દલાલ ભટ્ટે એ સંસ્થાની હસ્તપ્રતોના ઉપયોગ માટે અમને બધી સગવડ આપી એ માટે તેમના આભારી છીએ. ગુજરાત વિદ્યાસભાના સંગ્રહમાંની કેટલીક હસ્તપ્રતોનો ઉપયોગ એ સંસ્થામાંના મારા સેવાકાળ દરમિયાન હું કરી શક્યો હતો. પ્રાચીન ગ્રન્થભંડારોના સમુદ્ધારક અને સંશોધક પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ આ સંગ્રહ છપાઈ રહ્યો ત્યાં સુધી જુદા જુદા ભંડારોમાંથી ફાગુકાવ્યોની સંખ્યાબંધ હસ્તપ્રતો મેળવી આપી હતી અને તેમના અંતેવાસી પૂ. પં. શ્રી. રમણિકવિજયજીએ આ સંગ્રહના સંપાદનમાં અંગત રસ લઈ અનેક પોથીઓ અમને ઉપયોગ માટે આપી હતી અને લાંબા સમય સુધી અમારી પાસે રહેવા દીધી હતી તે માટે તેમના ઋણી છીએ. પ. મુનિશ્રી કાન્તિવિજયજીએ લીંબડીના જ્ઞાનભંડારમાંથી જોઈતી હસ્તપ્રતો મેળવી આપી હતી. આ ઉપરાંત મારા સાહિત્યરસિક મિત્રો શ્રી. અગરચંદજી નાહટા, શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવે અને પં. અમૃતલાલ મોહનલાલ ભોજકે પોતાની પાસેની હસ્તપ્રતો ઉદારતાપૂર્વક ધીરીને અમને ઉપકૃત કર્યા છે. લગભગ ચારસો વર્ષના ગાળામાં રચાયેલા એક જ સાહિત્યપ્રકારના અનેક નમૂનાઓનો આ સંગ્રહ એ સર્વની સહાય વિના શક્ય બન્યો ન હોત.

વડોદરા યુનિવર્સિટી પ્રેસના કાર્યદક્ષ વ્યવસ્થાપક અને તેમના સહકાર્યકરોએ કામનાં અનેકવિધ દબાણોમાં આ ગ્રન્થમાલાનાં પુસ્તકોનું મુદ્રણ ચીવટથી નિયમિતપણે કર્યું છે એ માટે તેમના આભારી છીએ.

'અધ્યાપકનિવાસ,'
વડોદરા
ચૈત્રી પૂર્ણિમા,
સં. ૨૦૧૧

ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા
સામાન્ય સંપાદક

## ડૉ. સાંડેસરાનાં અન્ય પુસ્તકો

સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી ( ૧૯૩૩ )
માધવકૃત રૂપસુન્દર કથા ( ૧૯૩૪ )
વીરસિંહકૃત ઉષાહરણ ( ૧૯૩૮ )
વાઘેલાઓનું ગુજરાત ( ૧૯૩૯ )
મતિસારકૃત કર્પૂરમંજરી ( ૧૯૪૧ )
પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના ( ૧૯૪૧ )
ઇતિહાસની કેડી—લેખસંગ્રહ ( ૧૯૪૫ )
સંઘદાસગણિકૃત વસુદેવ-હિંડી—અનુવાદ ( ૧૯૪૬ )
वस्तुपाल का विद्यामण्डल—હિન્દી અનુવાદ ( ૧૯૪૭ )
વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો ( ૧૯૪૮ )
સત્તરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્ય ( ૧૯૪૮ )
જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ ( ૧૯૪૮ )
પંચતંત્ર ( ૧૯૪૯ )
જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો ( ૧૯૫૧ )
हेमचन्द्राचार्य का शिष्यमण्डल—હિન્દી અનુવાદ ( ૧૯૫૧ )
જૈન આગમસાહિત્યમાં ગુજરાત ( ૧૯૫૨ )
ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૧-૧૮ ( ૧૯૫૨ )
ભારતીય આર્યભાષા અને હિન્દી ( ૧૯૫૨ )
નેમિચન્દ્ર ભંડારી-વિરચિત ષષ્ટિશતક પ્રકરણ, ત્રણ બાલાવબોધ સહિત (૧૯૫૩)
Literary Circle of Mahāmātya Vastupāla and Its Contribution to Sanskrit Literature ( 1953 )
મહીરાજકૃત નલ-દવદંતી રાસ ( ૧૯૫૪ )
શબ્દ અને અર્થ—ઐતિહાસિક શબ્દાર્થશાસ્ત્ર વિષે પાંચ વ્યાખ્યાનો ( ૧૯૫૪ )
વર્ણક-સમુચ્ચય, ભાગ ૧—મૂલ પાઠ ( ૧૯૫૬ )
મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ ( ૧૯૫૭ )
પ્રદક્ષિણા—પશ્ચિમ અને પૂર્વની વિદ્યાયાત્રા ( ૧૯૫૯ )
વર્ણક-સમુચ્ચય, ભાગ ૨—સાંસ્કૃતિક અધ્યયન ( ૧૯૫૯ )
દયારામ ( ૧૯૬૦ )
Lexicographical Studies in Jaina Sanskrit ( છપાય છે )

# અનુક્રમ

## અનુપૂર્તિ

# કૃતિપરિચય અને પ્રતિપરિચય

ફાગુના સાહિત્યપ્રકારનો ઐતિહાસિક તેમ જ સાહિત્યિક દૃષ્ટિએ અભ્યાસ કરવામા આ 'પ્રાચીન ફાગુ-સંગ્રહ'માં સંઘરાયેલી કૃતિઓના વસ્તુ, વિષય-નિરૂપણ, છંદોરચના આદિનો પરિચય ઉપયોગી હોઈ એ સાહિત્યપ્રકાર વિષે સર્વસામાન્ય વિચાર કરતા પહેલા આપણે કાલાનુક્રમે પ્રત્યેક કૃતિનુ ટૂંકુ અવલોકન કરીશું. સાથોસાથ એના કર્તા વિષે પણ પ્રાપ્ત માહિતી રજૂ કરીશું તથા જે સાધનો ઉપરથી કાવ્યનુ સંપાદન થયું હશે એનો પણ પરિચય આપીશુ.

## [ ૧ ] જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ'

જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ' ગુજરાતી સાહિત્યના ઉપલબ્ધ ફાગુ કાવ્યોમા કાલાનુક્રમે બીજું છે. (એની પહેલા, સં. ૧૩૪૧ના અરસામા રચાયેલ 'જિનચંદ્રસૂરિ ફાગુ' માટે જુઓ અનુપૂર્તિમા કાવ્યાંક ૩૫) આ તથા એની પછીનો રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ' બીજાં અનેક અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી કાવ્યો સાથે પાટણના ભંડારમાથી મળ્યાં હતા, અને સને ૧૯૨૦માં સદ્ગત ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ સંપાદિત 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ'મા (ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝ, નં. ૧૩)મા તે છપાયા હતા. શ્રી. દલાલના અકાળ અવસાનને કારણે પ્રસ્તાવના, ટિપ્પણ કે ઉપયોગમા લેવાયેલી પ્રતિઓના પણ ઉલ્લેખ વિના એ પુસ્તક બહાર પડ્યું હતુ તથા કેટલાક મુદ્રણદોષો પણ એમા રહી જવા પામ્યા હતા. એ પુસ્તકની નકલો ઘણાં વર્ષથી મળતી નથી. વડોદરા વિશ્વવિદ્યાલયના સને ૧૯૫૪ અને ૧૯૫૫ના બી એ.ના અભ્યાસક્રમમા આ બન્ને કાવ્યો નિયત થયેલા હોઈ વિદ્યાર્થીઓની અનુકૂળતા ખાતર સંક્ષિપ્ત પ્રસ્તાવના સાથે આ બંનેનુ પુનઃસંપાદન Journal of the Oriental Institute, Baroda ના પુ. ૨, અંક ૩, માર્ચ ૧૯૫૩મા મેં કર્યું હતુ. એ સંપાદન-માનો પાઠ આ સંગ્રહમાં પુનર્મુદ્રિત કરવામા આવ્યો છે.

'સ્થૂલિભદ્ર ફાગુ'ના કર્તા જિનપદ્મસૂરિ જૈન શ્વેતામ્બર સંપ્રદાય-અંતર્ગત ખરતર ગચ્છના આચાર્ય હતા. ખરતર ગચ્છની પટ્ટાવલિઓ પ્રમાણે, જિન-

પદ્મસૂરિને સં. ૧૩૯૦માં આચાર્યપદ મળ્યું હતું અને સં. ૧૪૦૦માં તેમનું અવસાન થયું હતું. આથી તેમનો આ 'સ્થૂલિભદ્ર ફાગુ' સં. ૧૩૯૦ અને ૧૪૦૦ની વચ્ચે ક્યારેક રચાયો હશે એમ માનવું યોગ્ય છે.

'સ્થૂલિભદ્ર ફાગુ' એ ૨૭ કડીનું એક નાનું કાવ્ય છે. એનું વસ્તુ જૈન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. સ્થૂલભદ્ર કે સ્થૂલિભદ્ર એ એક મોટા આચાર્ય થઈ ગયા. તેઓ પૂર્વાશ્રમમાં પાટલિપુત્રના નંદરાજાના મંત્રી શકટાલના પુત્ર હતા. પાટલિપુત્રની કોશા નામે એક પ્રસિદ્ધ ગણિકાના પ્રેમમાં પડીને તેઓ એના ઘરમાં સતત બાર વર્ષ સુધી રહ્યા હતા. શકટાલના મરણ પછી રાજાએ સ્થૂલિભદ્રને બોલાવી પ્રધાનપદ સ્વીકારવા જણાવ્યું, પણ રાજકાજની ખટપટોને કારણે પિતાએ નાના પુત્ર શ્રીયકને હસ્તે મૃત્યુ સ્વીકારી લીધું હતું, એ વિચારતાં સ્થૂલભદ્રને સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એમણે તુરત જ સંભૂતિવિજય ગુરુ પાસે જઈ ને દીક્ષા લીધી. ગુરુનો આદેશ લઈ પહેલો જ ચાતુર્માસ તેઓ કોશાના ઘરમાં ગાળવા માટે આવ્યા. એમને પાછા આવતા જોઈ કોશા ખૂબ આનંદિત થઈ, અને પોતાના પ્રણયી સ્થૂલિભદ્રને પાછા મેળવવા તેણે ખૂબ પ્રયત્ન કર્યો, પરંતુ વિરક્ત સ્થૂલિભદ્રે તો કામ ઉપર વિજય મેળવ્યો હતો. કોશાના ઘરમાં નિયત સમય સુધી રહી, તેને પ્રતિબોધ પમાડી તથા પોતાનો અભિગ્રહ પૂર્ણ કરીને સ્થૂલિભદ્ર પાછા ગુરુ પાસે આવ્યા. દુષ્કરકારક તરીકે તેમની દેવોએ પણ પ્રશંસા કરી.

છંદોરચનાની દૃષ્ટિએ જોઈએ તો, આ કૃતિ સાત વિભાગમાં વહેંચાયેલી છે તથા દરેક વિભાગને 'ભાસ' (સં. ભાષા) નામ અપાયેલું છે. પ્રત્યેક 'ભાસ'માં એક દુહો તથા પછી એક કે વધારે રોળા આવે છે. અલંકૃત કાવ્યરચનામાં પોતાની નિપુણતા બતાવવાનો પ્રયત્ન કવિએ વર્ષાઋતુના વર્ણનમાં કર્યો છે તથા કોશાના સૌન્દર્યવર્ણનમાં તથા સ્થૂલિભદ્ર માટેના તેના ઉત્કટ પ્રણયના આલેખનમાં તેણે શૃંગાર રસનું નિરૂપણ કરવા પ્રયાસ કર્યો છે.

## [૨] રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ'

'નેમિનાથ ફાગુ'ના કર્તા રાજશેખરસૂરિ હર્ષપુરીય ગચ્છ અથવા મલધાર ગચ્છના આચાર્ય અને પોતાના સમયના એક પ્રસિદ્ધ વિદ્વાન હતા. એમનો સંસ્કૃત 'પ્રબન્ધકોશ' અથવા 'ચતુર્વિંશતિપ્રબન્ધ' ગુજરાતના મધ્યકાલીન હિન્દુ ઇતિહાસના એક મૂલ્યવાન સાધનગ્રન્થ તરીકે જાણીતો છે અને 'રાસમાલા'માં ગુજરાતનો પહેલો વ્યવસ્થિત ઇતિહાસ લખનાર એલેક્ઝાન્ડર

ફોબ્સ'ના સમયથી માંડી ઇતિહાસકારોએ એનો ઉપયોગ કરેલો છે. 'પ્રબન્ધ-કોશ'ની રચના સં. ૧૪૦૫માં થયેલી છે. શ્રીધરાચાર્યકૃત પ્રસિદ્ધ 'ન્યાયકન્દલી' ઉપરની પંજિકા, હાસ્યરસિક ટુચકાઓનો એક સંગ્રહ 'વિનોદકથાસંગ્રહ,' 'સ્યાદ્વાદકલિકા-સ્યાદ્વાદદીપિકા,' 'રત્નાવતારિકા પંજિકા,' તથા ૧૮૦ શ્લોકોમાં વિવિધ દર્શનોનો પરિચય આપતો 'ષડ્દર્શન-સમુચ્ચય' એ એમના બીજા સંસ્કૃત ગ્રન્થો છે. ઐતિહાસિક પ્રબન્ધો લખનાર, ન્યાયશાસ્ત્રના કૂટ ગ્રન્થ ઉપર ટિપ્પણ લખનાર તથા વિનોદકથાઓનો—સંસ્કૃતમાં કદાચ પહેલો જ—સંગ્રહ કરનાર રાજશેખરસૂરિની વિદ્વત્તા અનેક-દેશીય હતી. એમનો 'પ્રબન્ધકોશ' સં. ૧૪૦૫માં રચાયેલો હોઈ 'નેમિનાથ ફાગુ'ની રચના પણ એ અરસામાં જ થઈ હશે એમ માનવું ઉચિત છે.

'નેમિનાથ ફાગુ'નો વિષય અમુક રીતે 'સ્થૂલિભદ્ર ફાગુ'ના જેવો છે. નેમિનાથ એક મહાન યાદવ હતા, અને દ્વારકામાં રહેતા અને દશ દશારો તરીકે ઓળખાતા યાદવ રાજાઓમાંથી (જેમાં સમુદ્રવિજય સૌથી મોટા અને વસુદેવ સૌથી નાના હતા) સમુદ્રવિજય અને તેમની પત્ની શિવાદેવીના પુત્ર હતા. તેઓ જૈન ધર્મમાં બાવીસમા તીર્થંકર થયા હતા. નેમિનાથ લગ્ન કરવા ઇચ્છતા નહોતા, પણ તેમના કાકાના દીકરા તથા વયમાં એમનાથી મોટા શ્રીકૃષ્ણની પત્નીઓએ એમને વસંતખેલ કરતાં કરતાં માંડ લગ્ન કરવા માટે મનાવ્યા હતા. રાજા ઉગ્રસેનની પુત્રી રાજીમતી અથવા રાજુલ સાથે એમનું લગ્ન નક્કી કરવામાં આવ્યું. જ્યારે નેમિનાથની જાન દ્વારકામાંથી પસાર થતી હતી ત્યારે જાનૈયાઓને જમાડવા માટે વાડામાં બાંધી રાખેલાં પશુઓ તેમણે જોયાં. આ રીતે થનાર હિંસાની કલ્પના આવતાં જ એમને ઊંડી વિરક્તિ થઈ અને લગ્ન કર્યા વિના તેઓ પાછા વળ્યા. અહીં કવિને વસંતનું, રાજીમતીના શણગારનું અને નેમિનાથના વરઘોડાનું તેમ જ નિરાશ થયેલ રાજીમતીના હૃદયભાવોનું વર્ણન કરવાની સારી તક મળે છે. નેમિનાથે તો કશું નહિ સાંભળતાં સાંવત્સરિક દાન દઈને સંસારનો ત્યાગ કર્યો; ગિરનાર ઉપર તેમનો દીક્ષામહોત્સવ થયો અને ત્યાં જ તેમને કેવલજ્ઞાન અર્થાત્ સર્વજ્ઞતા પ્રાપ્ત થઈ. રાજીમતીએ પણ પોતે જેને મનથી પતિ તરીકે સ્વીકાર્યા હતા એમને અનુસરીને દીક્ષા લીધી. બન્ને સિદ્ધિમાં ગયાં.

આ 'નેમિનાથ ફાગુ'ની છંદોરચના જિનપદ્મસૂરિના 'સ્થૂલિભદ્ર ફાગુ'ને બરાબર મળતી છે. એમાં ૨૭ કડીઓ છે. એના પણ સાત વિભાગ છે અને [illegible]

એના જેવો ફાગુનો બીજો કોઈ નમૂનો જોઈને રાજશેખરસૂરિએ આ કાવ્ય રચ્યું હોય એ અસંભવિત નથી.

### [૩-૪] કૃષ્ણર્ષીય જયસિંહસૂરિકૃત બે 'નેમિનાથ ફાગુ'

એક જ લેખકે એક જ વસ્તુ લઈને આ બે ફાગુ-કાવ્યો રચ્યાં છે. કૃષ્ણર્ષીય ગચ્છના જયસિંહસૂરિએ સં. ૧૪૨૨માં સંસ્કૃત 'કુમારપાલચરિત મહાકાવ્ય' રચ્યું છે તથા ભાસર્વજ્ઞના 'ન્યાયસાર' ઉપર 'ન્યાયતાત્પર્યદીપિકા' નામે ટીકા લખી છે; એટલે એમના આ બંને ફાગુઓ સં. ૧૪૨૨ આસપાસ રચાયા હશે.

જૂના ગુજરાતી સાહિત્યના પ્રાચીનતર યુગમાં ફાગુકાવ્યોની રચનાની મુખ્ય બે પરિપાટીઓ હતી. એક તો જિનપદ્મસૂરિ અને રાજશેખરસૂરિના ફાગુઓમાં આપણે દેખાયું જોયું તેમ, એક ટૂંકા કાવ્યને 'ભાસ'માં વિભક્ત કરીને પ્રત્યેક ભાસમાં એક દુહો અને કેટલાક રોળા મૂકવાની; બીજી પરિપાટી તે 'વસંતવિલાસ' જેવા સુપ્રસિદ્ધ ફાગુકાવ્યમાં તેમ જ એ પ્રકારની બીજી અનેક કૃતિઓમા છે તેમ, આતરપ્રાસ કે આંતરયમકવાળા દુહામાં આખું યે કાવ્ય રચવાની. જયસિંહસૂરિએ આ બંને પરિપાટી અનુસાર એક જ વસ્તુને બહલાવીને પોતાની કાવ્યનિપુણતા દર્શાવી છે, અને એક વિદ્વાનને શોભે એવું ભાષાપ્રભુત્વ અને પ્રૌઢિ બંને કાવ્યોમાં સર્વત્ર વરતાય છે. વળી 'ભાસ'માં વિભક્ત થયેલો ફાગુ અહીં પહેલો મૂક્યો છે અને આંતરપ્રાસવાળા દુહામાં રચાયેલો ફાગુ બીજો મૂક્યો છે એ કેવળ અનુમાનથી છે; આ સંગ્રહના પ્રથમ બે ફાગુઓનો છંદોબંધ પહેલા પ્રકારનો છે એટલું જ કદાચ એ અનુમાનના આધારમાં કહી શકાય; પરંતુ કર્તાએ કદાચ એથી ઊલટા ક્રમે આ બે કૃતિઓ રચી હોય એમ પણ બને. પહેલા ફાગુની કડી ૨૯ અને બીજા ફાગુની કડી ૪૯નું 'વસંતવિલાસ'ના વિરહિણીવર્ણનમાંની........................

> ઉર વરિ હાર તે ભાર મૂ મિયર, સિગારુ અંગારુ;
> ચીંતુ હરઈ નવિ ચંદનું, ચંદુ નહિ મનોહારુ.
>
> (કડી ૪૦)

એ પંક્તિઓ સાથે નોંધપાત્ર સામ્ય છે. ફાગુકાવ્યોમાં વસંતવર્ણન અને વિરહવર્ણનમાં આ પ્રકારની પદાવલી પરાપૂર્વથી ચાલી આવી હશે એમ અનુમાન કરવું વધારે પડતું નથી.

વડોદરા જૈન જ્ઞાનમંદિરની હસ્તલિખિત પોથી નં. ૪૬૭૭માંથી આ બન્ને તથા બીજા કેટલાક ફાગુઓ મળેલા છે. એ પોથીનાં કુલ આઠ પત્ર ૯૮

(૨૪૮-૫૫) સચવાયેલાં છે, અને તે ઉપરથી કોઈ દળદાર સંગ્રહપોથીનો આ એક નાનો શો અંશ છે એમ જણાય છે. આ પત્રોને પાછળથી કોઈએ નવા અંક આપ્યા છે અને તે ૩૧ થી ૩૮ છે. એમાં અજ્ઞાત કવિકૃત 'જંબુસ્વામી ફાગ' (કાવ્યાંક ૬)ની છેલ્લી દસ કડીઓ, 'ગણપતિ ફાગુ' નામે એક અશ્લીલ ફાગ, 'મોહિની ફાગુ,' પ્રસન્નચંદ્રસૂરિકૃત 'ગવણિ પાર્શ્વનાથ ફાગુ,' જયસિંહસૂરિના બે 'નેમિનાથ ફાગુ,' 'કાન્હડ બાર માસ' તથા છેલ્લે દેવસૂરિના પ્રશંસાત્મક પવાડાની પ્રારંભિક સાડાતેર કડીઓ છે; એ પછીનો ભાગ અધૂરો છે. આ ત્રુટિત હસ્તપ્રતમાં ક્યાંય લેખનવર્ષ નથી. પણ લિપિ ઉપરથી તે વિક્રમના સોળમા શતક કરતાં અર્વાચીન લાગતી નથી. આ પ્રતિમાં સર્વત્ર 'બ' ને સ્થાને 'વ' લખેલો છે, જેમ કે— 'બોલ' ને બદલે 'વોલ,' 'બાલ' ને બદલે 'વાલ,' 'બાણ' ને બદલે 'વાણ,' ઇત્યાદિ. મૂલ પ્રતની આ લાક્ષણિકતા જેમની તેમ રાખી છે.

### [૫] પ્રસન્નચન્દ્રસૂરિકૃત 'રાવણિ પાર્શ્વનાથ ફાગુ'

હમણાં જ જેનો નિર્દેશ કર્યો એ સંગ્રહપોથીમાંથી આ કાવ્ય મળેલું છે. એના કર્તા પ્રસન્નચંદ્રસૂરિ, એને અંતે નિર્દેશ છે તે પ્રમાણે. ઉપર્યુક્ત જયસિંહસૂરિના શિષ્ય છે, એટલે એમનું આ કાવ્ય પણ સં. ૧૪૨૨ આસપાસ— સંભવતઃ એથી કંઈક આ તરફના કાળમાં રચાયું હશે.

ગવણિ એ અલ્વર પાસે આવેલું એક ગામ છે. ત્યાંના પાર્શ્વનાથના મન્દિરની પ્રશસ્તિરૂપે કવિએ આ ફાગુ રચ્યો છે એમાં પ્રારંભમાં વનશ્રીનું વર્ણન કરીને કવિ વસંતની શોભા વર્ણવે છે, તથા મન્દિરમાં થતી પૂજાનું છટાદાર બયાન કરીને ૧૬ કડીના આ ટૂંકા કાવ્યની સમાપ્તિ કરે છે.

કાવ્યનો છ દોબંધ દૂહા અને રોળા વડે બંધાયેલ ચાર 'ભાસ'માં વિભક્ત થયેલ છે.

### [૬] અજ્ઞાત કવિકૃત 'જંબુસ્વામી ફાગ'

સં. ૧૪૩૦ જેટલા જૂના સમયમાં રચાયાના સ્પષ્ટ નિર્દેશવાળું આ સુન્દર કાવ્ય પાટણમાં મુનિશ્રી જશવિજયજી પાસેથી મળેલી એક હસ્તપ્રત ઉપરથી મુંબઈના 'ગુજરાતી' સાપ્તાહિકના સં. ૧૯૮૮ના દીપોત્સવી અંકમાં મેં છપાવ્યું હતું. કેટલીક રીતે મહત્ત્વની આ કૃતિ પછી દુર્લભ હોવાથી આ વિષયના અભ્યાસીઓની માગણીથી 'જૈન સત્યપ્રકાશ,' મે-જૂન ૧૯૪૬માં

'જંબૂગવામી ફાગુ'નું કવિત્વ અને ભાષાપ્રૌઢિ જોતાં એના અનામી કર્તાએ બીજાં પણ કાવ્યો રચ્યાં હશે એ વિશે શંકા નથી.

## [૭] મેરુનન્દનકૃત 'જીરાપલ્લી પાર્શ્વનાથ ફાગુ'

આ કાવ્યના કર્તા મેરુનન્દન ઉપાધ્યાય ખરતર ગચ્છના જિનોદયસૂરિના શિષ્ય છે. અંતમાં ઉલ્લેખ છે તેમ, આ કાવ્ય તેમણે સં. ૧૪૩૨મા રચેલું છે. એ જ વર્ષમાં તેમણે પોતાના ગુરુ વિષેનો 'જિનોદયસૂરિ વિવાહલઉ' (આચાર્ય જિનવિજયજી-સંપાદિત 'જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય,' પૃ. ૨૩૩-૨૩૭) રચ્યો છે. આ ઉપરાંત 'અજિત શાન્તિ સ્તવન' એ એમની બીજી કૃતિ પણ જાણવામાં છે ('જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૧, પૃ. ૧૯).

બીકાનેરવાળા શ્રી. અગરચંદ નાહટા પાસેની સં. ૧૪૯૩માં લખાયેલી સંગ્રહપોથીમાંથી આ કાવ્ય મળ્યું છે[1] અને પાંચેક વર્ષ પહેલાંના મારા બીકાનેર-જેસલમેરના પ્રવાસ દરમિયાન આ કાવ્યની મેં નકલ કરી લીધી હતી. પ્રસ્તુત સંગ્રહપોથીનાં પત્ર ૨૮૮-૯૦ ઉપર આ કાવ્ય લખાયેલું છે. ત્યાર પછી ગુજરાત વિદ્યાસભાની સં. ૧૫૧૧માં લખાયેલી એક સંગ્રહ-પોથીમાં પત્ર ૪૭૧-૭૩ ઉપર[2] આ કાવ્ય જોવામાં આવતાં એનાં પાઠાન્તરો નોંધ્યાં છે. વિદ્યાસભાની પોથીમાં પત્ર ૪૭૪ ખૂટતું હોવાથી આ કૃતિની ૪૯મી કડી પછીનો કાવ્યાંશ એમાં નથી; એટલે એ પછીના પાઠાન્તર નોંધી શકાયાં નથી.

---

૧ આ સંગ્રહપોથીના પ્રારંભભાગમાં અનુક્રમ-મુનિના પદેનાં નીચે પ્રમાણે પુષ્પિકા છે:

॥ ૬૦ ॥ સંવત ૧૪૯૩ વર્ષે વૈશાખમાસે પ્રથમ પક્ષે ૮ દિને સોમે શ્રીબૃહત્ ખરતરગચ્છે શ્રીજિનભદ્રસૂરિગુરૌ વિજયમાને શ્રીકીર્તિરત્નસૂરીણાં શિષ્યેણ શિવકુંજરમુનિના નિજપુણ્યાર્થં સ્વાધ્યાયપુસ્તિકા લિખિતા ચિરં નંદતાત્ । શ્રીયોગિનીપુરે ॥ શ્રી ॥

શ્રી. ગાંધીના પુસ્તકમાં (પૃ. ૬૧) આ સંગ્રહપોથી સં. ૧૫૧૬માં લખાયાનો નિર્દેશ છે, એ બરાબર નથી.

૨ વિદ્યાસભાવાળી પોથીમાં આ કાવ્યને અંતે લેખનસંવત નથી, પણ આ ફાગુ-સંગ્રહમાં ક્રમાંક ૧૦ તરીકે લેવાયેલ 'ભરતેશ્વર ચક્રવર્તી ફાગ' એ પોથીમાં પત્ર ૪૬૭ ઉપર પૂરો થાય છે, અને અંતે નીચે મુજબ પુષ્પિકા છે—'ઇતિ શ્રીભરતેશ્વર ચક્રવર્ત્તિ ફાગુ સમાપ્તઃ । સં. ૧૫૧૧.'

પં. લાલચંદ ગાંધીએ 'પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ' એ પોતાના પુસ્તકના પૃ. ૬૭-૭૧માં નાહટાજીની પ્રત ઉપરથી આ ફાગુ છાપ્યો છે એમાં ૧૩ થી ૧૭ સુધીની કડીઓ નથી. મૂળ પ્રતમાં ચાર પંક્તિએ કડીનો અંક નોંધ્યો છે, જ્યારે આ તો દુહા હોવાથી બે પંક્તિની કડી ગણવી જોઈએ. આમ જોતાં પં. લાલચંદની વાચનામાં કુલ ૧૦ કડીઓ (આ પુસ્તિકામાંની વાચનાની કડી ૨૫ થી ૩૪ સુધીની) નથી. અર્થાત્ મૂળ આખું કાવ્ય અહીં પહેલી વાર પ્રકાશિત થાય છે.

જીરાપલી અથવા જીરાવલી એ આબુની પાસે આવેલું એક ગામ અને પુરાણું જૈન તીર્થ છે. ત્યાંના પાર્શ્વનાથના મંદિરનો આ વર્ણનાત્મક ફાગ છે (સર૦ 'રાવણિ પાર્શ્વનાથ ફાગુ'). પાર્શ્વનાથની યાત્રા નિમિત્તે પતિ-પત્નીનો વાર્તાલાપ, વસંતવર્ણન આદિ દાખલ કરીને કવિએ પાર્શ્વનાથની સ્તુતિ કરવા ઉપરાંત ફાગુના લાક્ષણિક તત્ત્વો કાવ્યમાં દાખલ કર્યાં છે.

૬૦ કડીનું આ કાવ્ય છે અને તેનો છંદોબંધ આંતરપ્રાસવાળા દુહાનો છે.

## [૮] સમુધરકૃત 'નેમિનાથ ફાગુ'

પૂ. પં. શ્રી. રમણિકવિજયજી મહારાજ પાસેની સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ સ્તોત્રાદિની એક પ્રાચીન સંગ્રહપોથીનાં પત્ર ૩૯૮-૯૯ ઉપર આ ફાગુ લખાયેલો મળે છે. સંગ્રહપોથીના ૯૮ થી ૪૪૦ સુધીનાં પત્ર ઉપલબ્ધ છે. આ પોથીને અંતે સં. ૧૪૩૭માં નકલ થયાનો ઉલ્લેખ હોઈ[1] આ 'નેમિનાથ ફાગુ'ની નકલ તેમ જ રચના ત્યાર પહેલાં થયેલાં એ સ્પષ્ટ છે. શ્રી. અગરચંદ નાહટાની સં. ૧૪૯૩વાળી પોથીનાં પત્ર ૨૯૫-૯૭માં પણ આ ફાગુ મળે છે. શ્રી. રમણિકવિજયજીવાળી પોથીને મુખ્ય પાઠ તરીકે સ્વીકારી શ્રી. નાહટાવાળી નકલનાં પાઠાન્તરો નોંધ્યાં છે.

કાવ્યના કર્તા સમુધર વિશે કશું જાણવામાં નથી.

૨૮ કડીનો આ ફાગુ દુહા છંદમાં છે. દુહામાં આંતરપ્રાસ કે આંતરયમક સામાન્ય રીતે નથી, પણ દરેક પંક્તિના પ્રારંભમાં છંદના માપથી વિશેષ,

---

૧ જુઓ પત્ર ૪૪૦ ઉપરની પુષ્પિકા—

સંવત ૧૪૩૭ વૈશાખ સુદિ ૨ દ્વિતીયા દિને સુગુરુ શ્રીજિનરાજસૂરિસદુપદેશેન વ્ય. દેદાપુત્ર્યા દેવગુર્વાજ્ઞાચિંતામણિમસ્તકભૂષિતયા માંકુસુશ્રાવિકયા આત્મપુણ્યાર્થં શ્રીસ્વાધ્યાયપુસ્તિકા લેખિતા । વાચ્યમાના આચન્દ્રાર્કં નન્દતુ ।

'લટકણિયા' તરીકે 'અરે' શબ્દ આવે છે, તે જાહેરમાં ગાવાના પ્રકાર તરીકે ફાગુ હોવાનું સૂચન કરે છે. બીજી પ્રતમાં 'અરે' શબ્દ નથી. કેટલાક ફાગુઓમાં 'અરે' ને બદલે અમુક કડીઓના આરંભમાં 'અહ' અથવા 'અહે' શબ્દ પણ આવે છે. જોકે સર્વત્ર એ 'લટકણિયા' તરીકે હોય એવું નથી.

### [૯] અજ્ઞાત કવિકૃત 'પુરુષોત્તમ પાંચ પાંડવ ફાગ'

શ્રી. અગરચંદ નાહટાની સં. ૧૪૯૩ના ઉલ્લેખવાળી સંગ્રહપોથીમાં પત્ર ૨૯૭-૨૯૯માં આ કાવ્ય મળ્યું છે.

પાચે પાંડવોને, એમના લગ્ન પછી, દ્રૌપદી સાથે લઈને પાંડુ રાજા હસ્તિનાપુરમાં આવે છે. ત્યાં એમનો સત્કાર થાય છે તથા નગરમાં ઉત્સવ થાય છે એનુ વર્ણન કવિ કરે છે. ગંગા-યમુનાના અંતરાલમાં આવેલા કુલપર્વત ઉપર પાંડવો અને યાદવો ક્રીડા માટે જાય છે. ત્યાં ખીલેલી વસંતનું કવિ વર્ણન કરે છે, અને એ રીતે 'ફાગુ' નામની સાર્થકતા થાય છે. કુંતીપુત્રોની સાથે કૃષ્ણ આમ ક્રીડા કરતા હતા એટલામાં નારદ ઋષિ ત્યાં ગગનમાર્ગે આવે છે. બધા વંદન કરે છે અને નારદ એમને આશીષ આપે છે અને ઋષિતીર્થને વંદન કરવાના માહાત્મ્યનો ઉલ્લેખ કરીને કવિ ફાગુની સમાપ્તિ કરે છે.

૨૪ કડીના આ ફાગુનો છંદોબંધ જિનપદ્મ અને રાજશેખરના પ્રાચીનતર ફાગુઓ જેવો—એક દુહો અને એક કરતાં વધુ રોળાના બનેલા આઠ 'ભાસ'-નો—છે. એ પ્રાચીનતર ફાગુઓની કાવ્યરીતિની સ્પષ્ટ અસર આના વર્ણનોમાં વરતાય છે.

### [૧૦] અજ્ઞાત કવિકૃત 'ભરતેશ્વર ચક્રવર્તી ફાગ'

સં. ૧૪૯૩ના ઉલ્લેખવાળી શ્રી. અગરચંદ નાહટાની પોથીનાં પત્ર ૨૯૦-૯૨માં આ ફાગ લખાયેલો મળ્યો છે અને મારા બીકાનેરના પ્રવાસ વખતે એની નકલ મેં કરી લીધી હતી. સાર પછી ગુજરાત વિદ્યાસભાની સં. ૧૫૧૧-ની સંગ્રહપોથીનાં પત્ર ૪૬૯-૭૦ ઉપર આ કાવ્યની બીજી નકલ મળતાં એનાં પાઠાન્તર નોંધ્યાં છે.

ભરત ચક્રવર્તી એટલે જૈનોના પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ અથવા આદિનાથના પુત્ર ભરત અને તેમના ભાઈ બાહુબલિ વચ્ચેનો વિગ્રહ અને અંતે

આ ફાગુમાં કોઈ ધાર્મિક કથાપ્રસંગ નથી, જેને આધારે કવિએ શૃંગારનું મર્યાદિત આલેખન કર્યું હોય. એક જૈન સાધુને હાથે લખાયેલું આ નખશિખ સાંસારિક કાવ્ય છે અને આદિથી અંત સુધી એમાં શૃંગારનું સુરેખ આલેખન છે. કડી ૨-૩નું 'વસંતવિલાસ'ની નીચેની પંક્તિઓ સાથે નોંધપાત્ર સામ્ય છે—

પાડલ કરી અતિ કુંઅલી તું અલીઅલ મ ધંઘોલિ;
તડં ગુણવેધ તિ સાચઉ કાયકં મહીકં મ રોલિ.

(કડી ૭૨)

## [૧૪] ધનદેવગણિકૃત 'સુરંગાભિધ નેમિ ફાગ'

ધનદેવગણિકૃત 'સુરંગાભિધ નેમિ ફાગ'ની નોંધ સ્વ. મોહનલાલ દેસાઈએ 'જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૧ (પૃ. ૪૩-૪૪)મા કરી હતી. એમા એની પ્રત પાટણના ભંડારમા હોવાનો નિર્દેશ કર્યો હતો. શ્રી. દેસાઈએ આપેલાં કેટલાંક અવતરણનો ઉપયોગ મેં વડોદરાની પ્રાચ્ય વિદ્યાપરિષદમા રજૂ કરેલા 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના' એ નિબંધમાં ૧૯૩૩-મા કર્યો હતો અને ત્યારથી આ ફાગની તપાસમા હું હતો. પાટણના કોઈ ભંડારમાં એનો પત્તો લાગ્યો નહિ; પણ છેવટે આટલે વર્ષે એ જ પ્રતિ વડોદરાના જૈન જ્ઞાનમન્દિરમાંથી (ગુજરાતી વિભાગ, નં. ૪૮૨) જડી આવતાં ઘણો આનંદ થયો. કુલ ચાર પત્રની એ પોથી છે અને એમા ૪થા પત્રના બીજા પૃષ્ઠની પહેલી પંક્તિમાં આ ફાગ પૂરો થાય છે. અંતની પુષ્પિકામાં સં. ૧૫૦૨મા ધનદેવગણિએ એની રચના કરી હોવાનો ઉલ્લેખ છે. ત્યાર પછી 'શ્રીજયચન્દ્રસૂરીણા સ્તુતિઃ' અને 'શ્રીનેમિનાથસ્તુતયઃ'ના કેટલાક સંસ્કૃત શ્લોકો છે. લિપિ ઉપરથી પ્રતિ સત્તરમા સૈકાની જણાય છે.

નેમિનાથના લોકપ્રિય કથાવસ્તુને કવિતામાં ઉતારતા ૮૪ કડીના આ ફાગની છંદોરચના અત્યાર પહેલા આપણે જોયેલા ફાગુઓ કરતા જુદા પ્રકારની અને વધારે સંકુલ છે. દુહા જેવા કોઈ એક જ છંદનો અથવા જેમાં દુહા અને રોળાની સંસૃષ્ટિ હોય એવી પૂર્વોક્ત 'ભાસ'નો એમા પ્રયોગ નથી. આ ફાગની છંદોરચના નીચે પ્રમાણે કેટલાક એકમોમાં વહેંચાઈ જાય છે:

મંગલાચરણના સંસ્કૃત શ્લોક પછી ગુજરાતીમા શાર્દૂલવિક્રીડિતની એક કડી આવે છે, જેને 'કાવ્ય' નામ આપવામા આવ્યુ છે. એ પછી રાસક, અઢૈયુ અને ફાગની કેટલીક કડીઓ આવે છે. આ ફાગ છંદ એ આન્તરયમક-

વાળો દુહો જ છે, અને દુહાને આ નામ અપાયું એ ફાગના કાવ્યપ્રકાર સાથેની એની નિકટતા દર્શાવે છે. આ કાવ્યના છંદોબંધના મુખ્ય દસ એકમોમાં ઉપર પ્રમાણેની વ્યવસ્થા છે. માત્ર છઠ્ઠા એકમમાં પ્રારંભિક 'કાવ્ય' (શાર્દૂલ) નથી. છેલ્લા અગિયારમા એકમમા એક શાર્દૂલ અને સમાપનના સંસ્કૃત શ્લોક એટલું જ છે. ધનદેવગણિના આ કાવ્ય પહેલાંના ફાગુઓમા આ પ્રકારની મિશ્ર છંદોયોજના માણિક્યસુન્દરસૂરિકૃત 'નેમિફાગ' (સં. ૧૪૭૮),[1] સોમસુન્દરસૂરિકૃત 'રંગસાગર નેમિફાગ' (સં. ૧૪૯૬ આસપાસ),[2] અને 'દેવરત્નસૂરિ ફાગ'[3]મા છે. જોકે કેટલાક ગૌણ ભેદ એ ત્રણેયમા છે ખરા.

આ કાવ્ય પ્રમાણમા લાંબું હોવાથી નેમિનાથના કથાનકના પ્રારંભથી માંડીને કવિએ ઉચિત વિસ્તાર કર્યો છે. એની કડી ૪૫ અને ૭૩નું 'વસંતવિલાસ'ની અનુક્રમે ૩૨ અને ૩૮મી કડી સાથે નોંધપાત્ર શાબ્દિક સામ્ય છે.

## [૩૫] રત્નમંડનગણિકૃત 'નારીનિરાસ ફાગ'

'વસંતવિલાસ'ની પદ્ધતિએ આન્તરયમકવાળા દુહાની વચ્ચે વચ્ચે સંમતિના સંસ્કૃત શ્લોકો મૂકીને રચાયેલ આ 'નારીનિરાસ ફાગ' એનાં વસ્તુ તેમ જ વિષયનિરૂપણની દૃષ્ટિએ પણ વિશિષ્ટ છે. આ કાવ્યનું પ્રથમ પ્રકાશન શ્રી. અંબાલાલ પ્રેમચંદ શાહે તેમની પાસેની એક હસ્તપ્રત ઉપરથી 'જૈન સત્યપ્રકાશ'ના વર્ષ ૧૨, અંક ૫-૬ ફેબ્રુઆરી-માર્ચ ૧૯૪૭માં કર્યું હતું. ત્યાર પછી એની બીજી બે હસ્તપ્રતો મને મળી—એક વડોદરાના જૈન જ્ઞાનમંદિરના ગુજરાતી વિભાગની નં. ૧૭૫૨ અને બીજી વડોદરા પાસેના છાણી ગામના જૈન જ્ઞાનમંદિરની નં. ૭૪૮. વડોદરાની પોથી બે પત્રની છે. એમાં લેખનસંવત નથી, પણ લિપિ ઉપરથી તે વિક્રમના સોળમા સૈકાની હોવી જોઈએ. છાણીની પ્રત પ્રમાણમાં ઘણી અર્વાચીન—સં. ૧૮૪૯માં

---

૧ સંપાદક: શ્રી. મોહનલાલ દેસાઈ, 'શ્રી. આત્માનંદ શતાબ્દી સ્મારકગ્રન્થ,' પૃ. ૪૭-૬૫.

૨ 'હૈમામૃતમ્'ની સાથે સંપાદક વિજયધર્મસૂરિ.

૩ આચાર્ય જિનવિજયજીસંપાદિત 'જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય-સંચય,' પૃ. ૧૫૦-૫૮.

લખાયેલી છે.[1] વડોદરા અને છાણીની પ્રતો વચ્ચે તેઓ બન્ને મૂળ એક જ પ્રતીકની નકલો હોય એટલું બધું સામ્ય છે, અને એથી છાણીની પ્રતનો સંપાદનમાં ઉપયોગ કરવાનું–કોઈ કોઈ પાઠોની તુલના કરવા સિવાય અન્યત્ર જરૂરી લાગ્યું નથી. શ્રી. શાહની વાચના કરતાં વડોદરાની પ્રત નિશ્ચિતપણે જૂની હોઈ એને મુખ્ય વાચના ગણી છે અને શ્રી. શાહની વાચનાનાં પાઠાન્તર નોંધ્યાં છે.

શ્રી. શાહની પ્રતને અંતે આ ફાગના કર્તાનું નામ રત્નમંડનગણિ આપ્યું છે. વળી ફાગની અનુક્રમે ગુજરાતી અને સંસ્કૃત ૫૨ અને ૫૩મી કડીમાં પણ કર્તાએ 'સુરયણમંડન' અને 'રૈવનરત્નમણ્ડનમભૂદ્' એ શબ્દો વડે પોતાનું નામ સૂચિત કર્યું છે. શ્રી. અંબાલાલ શાહે બતાવ્યું છે તેમ, આ રત્નમંડનગણિ તપાગચ્છના આચાર્ય સોમસુન્દરસૂરિના અથવા તેમના શિષ્ય સોમદેવસૂરિના શિષ્ય હતા અને વિક્રમના સોળમા શતકના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા.[2] આ કાવ્ય ઉપરાંત સંસ્કૃતમાં 'સુકૃતસાગર,' 'મુગ્ધમેધાલંકાર,' 'જલ્પ-કલ્પલતા' આદિ ગ્રન્થો તેમણે રચેલા છે.

'નારીનિરાસ ફાગ'ની સમગ્ર કાવ્યધાટી 'વસંતવિલાસ'ની છે. કેટલેય સ્થળે એમાં 'વસંતવિલાસ'ની પંક્તિઓના પડઘા સંભળાય છે. 'વસંતવિલાસ' જેવા પ્રચુર શૃંગારિક કાવ્યની રચના થયા પછી એ શૃંગારભાવનાનો નિરાસ કરવાના ખ્યાલથી આ 'નારીનિરાસ ફાગ'ની રચના થઈ હોય એવું સ્વાભાવિક અનુમાન થઈ શકે. રાજીમતી જેવી નારીનો નિરાસ–ત્યાગ કરીને ચાલી નીકળનાર નેમિનાથ વિષે છેલ્લી બે કડીઓ (ગુજરાતી અને સંસ્કૃત)માં કવિએ ભક્તિપૂર્વક નિર્દેશ કર્યો છે, પણ એકંદરે ફાગનો વિષય અને ઉદ્દેશ જુદો જ છે એ સ્પષ્ટ છે. સંસ્કૃત શ્લોકો લોકભાષાની અસરવાળા છે અને હસ્તપ્રતોમાં એ પણ પ્રાયઃ અપભ્રષ્ટ સ્વરૂપમાં મળે છે.

## [૧૬] 'હેમરત્નસૂરિ ફાગુ'

એક જૂની હસ્તલિખિત પ્રતિ ઉપરથી કરેલી આ કાવ્યની નકલ મને શ્રી. અગરચંદ નાહટાએ મોકલી હતી. આ પહેલાં આપણે જોયા એ ફાગુઓ

૧ એ પ્રતિના સંસ્કૃત શ્લોકોને અંતે પુષ્પિકા—'ઇતિ શ્રીનારીનિરાસ ફાગ સમાપ્તઃ। લિ.। સં. ૧૮૪૯ના દ્વિતીય શ્રા૦ શુ૦ રવૌ શ્રેયં ભવ।' ગુજરાતી કડીઓને અંતે પુષ્પિકા—'ઇતિ શ્રીનારીનિરાસફાગટિપ્પનં સમાપ્તં। લિ. પં. રંગવિજય પં. શ્રીકૃષ્ણસતકેન।

૨. 'જૈન સત્યપ્રકાશ,' વર્ષ ૧૨, પૃ. ૧૬૮

કરતાં આનું વસ્તુ જુદા પ્રકારનું છે અને તે એ રીતે કે એક સમકાલીન ઐતિહાસિક વ્યક્તિ વિષેનું એ કાવ્ય છે. હેમરત્નસૂરિ એ આગમ ગચ્છના આચાર્ય હતા. એમણે પ્રતિષ્ઠિત કરાવેલી ધાતુપ્રતિમાઓના લેખો વિક્રમની પંદરમી સદીની છેલ્લી પચીસીના તથા સોળમી સદીના પ્રારંભના મળ્યા છે.[1] આચાર્યની પ્રશંસા–ખાસ કરીને એમના મોહવિજયની પ્રશંસા કવિએ એમાં ગાઈ છે. વિનયચૂલા સાધ્વીના આગ્રહથી આ કાવ્ય રચાયું હોવાનો નિર્દેશ એની પુષ્પિકામાં છે. ૨૧મી કડીમાં પણ વિનયચૂલાનો ઉલ્લેખ છે, પણ એ કડી ત્રુટિત હોવાથી એમાં વિનયચૂલાને આની કવયિત્રી કહી છે કે માત્ર પુષ્પિકામાં છે એ પ્રકારનો જ એ ઉલ્લેખ હશે એ નિશ્ચિતપણે કહી શકાય એમ નથી. ગમે તેમ, પણ હેમરત્નસૂરિના શિષ્યમંડળમાંથી કોઈએ આ ફાગુ રચ્યો હશે એટલું તો નિશ્ચિત છે. આ રીતે એની રચના સોળમી શતાબ્દીના પ્રારંભમાં માનવી યોગ્ય છે.

૨૨ કડીનો આ ફાગુ દુહામાં–મોટે ભાગે આંતરયમકવાળા દુહામાં રચાયો છે. આટલી ટૂંકી મર્યાદામાં પણ ફાગુને અનુરૂપ ઝડઝમકવાળાં વર્ણનો આપીને તથા ૧૭મી કડીમાં ફાગુનો ઉલ્લેખ કરીને કવિએ આ કાવ્યપ્રકારમાં કૃતિને ઘટાવવા પ્રયત્ન કર્યો છે. જુદા જુદા આચાર્યો વિષેનાં બીજાં પણ ફાગુઓ મળે છે એ વિષે ચર્ચા હવે પછી ફાગુના સાહિત્યપ્રકાર વિષેના લેખમાં આપણે કરીશું.

### [૧૭] આગમમાણિક્યકૃત 'જિનહંસગુરુ નવરંગ ફાગ'

આ કાવ્યની એક પત્રની હસ્તલિખિત પ્રત વડોદરાના જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાંથી (ગુજરાતી વિભાગ, નં. ૩૬૪૧) મળેલી છે. લિપિ ઉપરથી તે વિક્રમના સોળમા શતકના અંતમાં કે સત્તરમાના આરંભમાં લખાયેલી જણાય છે. 'હેમરત્નસૂરિ ફાગુ'ની જેમ આ પણ એક સમકાલીન ઐતિહાસિક વ્યક્તિ વિષેનું કાવ્ય છે. જિનહંસગુરુ તપાગચ્છના હતા (કડી ૬) અને લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય હતા (કડી ૨૫). લક્ષ્મીસાગર એ તપાગચ્છના સુપ્રસિદ્ધ આચાર્ય, પંદરમા શતકના અંતમાં થયેલા સોમસુન્દરસૂરિના એક શિષ્ય હતા,[2] અને જિનહંસગણિએ સોમ

---

૧. આચાર્ય વિજયધર્મસૂરિ-સંપાદિત 'પ્રાચીન લેખસંગ્રહ,' ભાગ ૧, નં. ૧૨૫, ૨૦૮, ૨૩૨, ૩૩૭; તથા આચાર્ય બુદ્ધિસાગરસૂરિ-સંપાદિત 'જૈન ધાતુ-પ્રતિમા લેખસંગ્રહ', ભાગ ૧, સૂચિ પૃ. ૩૪.

૨. મોહનલાલ દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' પૃ. ૪૬૬

સુન્દરના બીજા એક શિષ્ય રત્નશેખરસૂરિને સં. ૧૫૧૬માં ‘આચારપ્રદીપ’ ગ્રન્થના લેખનશોધનાદિમાં સહાય કરી હતી.[1] આથી જિનહંસગણિનો સમય વિક્રમના સોળમા શતકના પૂર્વાર્ધમાં નિશ્ચિત થાય છે. એમના શિષ્ય આગમમાણિક્યે આ ફાગ રચ્યો છે.

આચાર્યના મન્મથવિજયનું વર્ણન કવિએ આમાં કર્યું છે અને એ નિમિત્તે ફાગુમાં આવતાં વસંતવર્ણન, વિરહિણીવર્ણન આદિ આલેખ્યાં છે. પ્રારંભમાં મંગલાચરણના બે દુહા આપ્યા પછી રાસક, અંદોલા અને ફાગની (દુહાની) કેટલીક કડીઓ આવે છે. આ કાવ્યના છંદોબંધના ત્રણે વિભાગોની યોજના એ પ્રમાણેની છે. આ કાવ્યની ૧૯મી કડીનું ‘વસંતવિલાસ’ની નીચેની પંક્તિઓ સાથે નોંધપાત્ર સામ્ય છે:

> સકલકલા દ તુય નિશાકર શ્યાં કર સયરિ સંતાપુ,
> અબલ મ મારિ કલંકિય શંકિય રે હિવ પાપ.
>
> (કડી ૪૨)

## [૧૮] અજ્ઞાત કવિકૃત ‘રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ’

આ કાવ્યની ત્રણ પત્રની, સં. ૧૫૫૭માં લખાયેલી હસ્તલિખિત પ્રતિ વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રી. કાન્તિવિજયજી મહારાજના સંગ્રહના ગુજરાતી વિભાગમાંથી (નં. ૧૨૧૪) મળી છે. પ્રત સંપૂર્ણ છે, પણ પહેલા અને છેલ્લા પાનાની કિનારો ફાટી જવાથી થોડાક શબ્દો તૂટે છે.

મારવાડમાં સાદડી પાસે રાણકપુરમાં આવેલું જૈન મંદિર—જેમાં આદિનાથની ચતુર્મુખ મૂર્તિ છે—માત્ર પશ્ચિમ ભારતની જ નહિ, પણ સમસ્ત દેશની સ્થાપત્યકૃતિઓમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. રાણકપુરના ધરણાશાહ નામે એક શ્રેષ્ઠીએ તે બંધાવ્યું હતું તેથી એ ‘ધરણવિહાર’ તરીકે પ્રસિદ્ધ છે. સં. ૧૪૯૬માં સોમસુન્દરસૂરિને હસ્તે એમાં પ્રતિષ્ઠા થઈ હતી. એ મન્દિરની પ્રશસ્તિરૂપ આ ફાગુકાવ્ય છે. સં. ૧૫૫૭માં એની નકલ થઈ છે, એટલે ત્યાર પહેલાં તો એ રચાયું છે, પણ સં. ૧૪૯૬માં મન્દિરમાં પ્રતિષ્ઠા થઈ એ પછી તુરતમાં એની રચના થઈ હોય એ બનવા જોગ છે. કર્તાનું નામ મળતું નથી, પણ સોમસુન્દરસૂરિના વિદ્વાન શિષ્યમંડળમાંથી કોઈએ એ રચ્યું હોય એવો સંભવ છે.

પ્રારંભમાં રાણકપુરનું વર્ણન, મન્દિર બંધાવનારના કુટુંબનો ટૂંક વૃત્તાંત,

1. એ જ.

મેવાડના રાજા કુંભકર્ણ ( કુંભારાણા )ના અધિકારી ધરણાશાહે સોમસુન્દરસૂરિના ઉપદેશથી મન્દિર બંધાવ્યું તે વાત, પછી મન્દિરનું અને તેની શિલ્પસમૃદ્ધિનું વિગતભરપૂર વર્ણન, અને સુન્દર વસંતવર્ણન આપીને તથા મન્દિરમાં થતા ઉત્સવો વર્ણવીને કવિ ધરણવિહાર માટે શુભેચ્છા દર્શાવે છે.

૮૧ કડીના આ કાવ્યનો છંદોબંધ ફાગ, રાસક અને અંદોલામાં મુખ્યત્વે બંધાયો છે; કોઈક સ્થાને અંદોલા પછી અઢૈયા આવે છે, અને ઘણી વાર ફાગની પહેલાં શિથિલ અક્ષરમેળવાળા શાર્દૂલવિક્રીડિતની એક કડી આવે છે એ નોંધપાત્ર છે.

## [ ૧૯ ] ચતુર્ભુજકૃત ' ભ્રમરગીતા '

આ કાવ્યની ત્રણ પત્રની સં. ૧૬૨૨માં લખાયેલી પોથી વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રી. કાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાંથી ( ગુજરાતી વિભાગ, નં. ૪૦૧ ) મને મળી હતી, અને તે ઉપરથી લગભગ બાવીસ વર્ષ પહેલાં, મુંબઈના ' ગુજરાતી ' સાપ્તાહિકના સં. ૧૯૮૯ના દીપોત્સવી અંકમાં એ કાવ્ય મેં પ્રથમ વાર સંપાદિત કર્યું હતું. મૂળ પ્રત સાથે ફરી વાર તુલના કરીને એ અહીં પુનર્મુદ્રિત કર્યું છે. આ કાવ્યની ત્રીજી કડીમાં—

ફાગ ફાગુણિ ગાઉં ક્રિષ્ણ કેરા

એ પ્રમાણે ઉલ્લેખ છે; વળી પુષ્પિકામાં આ કૃતિને ' શ્રીકૃષ્ણગોપીવિરહમેલાપક ફાગ ' કહેવામાં આવી છે તથા જે આંતરયમકવાળા દુહાથી કાવ્યનો પ્રારંભ થાય છે ત્યાં પાછળથી કોઈએ ' ફાગ ' શબ્દ લખ્યો છે, એથી આ એક ફાગુકાવ્ય છે એ નિશ્ચિત થાય છે. એકાંતરે આવતી દુહા અને છંદની[1] કડીઓનો એનો પદ્યબંધ છે.

---

૧ આ છંદ તે ખરું જોતાં ઝુલણાનો ૧૭ માત્રાનો ઉત્તરાર્ધ છે. હિન્દીના ' છંદઃ—પ્રભાકર ' પિંગળમાં ( પૃ. ૫૩ ) અને ૧૭ માત્રાનો ( ૧૦-૭ ) ' ચંદ્ર ' નામે છંદ કહ્યો છે, એ જ રીતે એમાં ( પૃ. ૫૭ ) ઝુલણાના ૨૦ માત્રાના પૂર્વાર્ધને ' અરુણ ' છંદ કહ્યો છે. આ ' ભ્રમરગીતા 'મા તથા ત્યાર પછીનાં કેટલાંક ફાગુકાવ્યોમાં આ ' ચંદ્ર ' છંદનો પ્રયોગ બધી વખતે એના શાસ્ત્રોક્ત શુદ્ધ સ્વરૂપમાં થયો હોય એવું નથી. કેટલીક વાર તો એ છંદની માત્ર ચાલ જ ગણી શકાય એવી રચના જોવામાં આવે છે.

આ કાવ્યમાં વિગતવાર રચનાસંવત નથી, પણ છેલ્લી ૯૮મી કડીમાના—

છિહુતરિ કીધુ છૂટવા ભેટવા શ્રીભગવાન

એ શબ્દો ઉપરથી ‘છિહુતરિ’ (‘છોતેર’મા અર્થાત્ સં. ૧૫૭૬માં) એની રચના થઈ હશે એમ લાગે છે. એની ભાષાનું સ્વરૂપ જોતા ‘છિહુતરિ’ શબ્દનો અર્થ ‘સં. ૧૪૭૬’ કરવો યોગ્ય નથી.

૯૭મી કડીમાંના—

કહિ ચતુર્ભુજ કરજુગલ જોડી, બોલિઉ બાલાપણ બુદ્ધિ થોડી.

એ ઉલ્લેખ ઉપરથી ચતુર્ભુજે આ રચના યુવાવસ્થામાં કરી હશે એમ અનુમાન થાય છે.

‘ભ્રમરગીતા’ એ શ્રીમદ્ ‘ભાગવત’ના દશમ સ્કન્ધમાના કથાનકને અનુસરીને રચેલું ઉદ્ધવસંદેશને લગતું કાવ્ય છે. શ્રીકૃષ્ણ અને બલદેવ ગોકુલ છોડીને અક્રૂરની સાથે મથુરા જાય છે. એ પછી નંદ-યશોદા અને ગોપાંગનાઓને આશ્વાસન આપવા માટે શ્રીકૃષ્ણ ઉદ્ધવને ગોકુલ મોકલે છે. ગોપીઓ પોતાની વિરહવેદના વર્ણવે છે અને કૃષ્ણને ઉપાલંભ પાઠવે છે. છેવટે આ ભોળાં ગ્રામવાસીઓના મુગ્ધ પ્રેમથી આશ્ચર્ય પામતા ઉદ્ધવ ગોકુલમાંથી વિદાય લે છે.

કવિ ચતુર્ભુજ નાનો અને અજાણ્યો છે, પણ એની આ રચના ઊંચી કોટિની છે. સમગ્ર કાવ્યમાં કરુણરસનું અસરકારક નિરૂપણ છે અને રસપ્રવાહમાં આપણે તણાયાં જઈએ એવું એનું ભાષાપ્રભુત્વ છે. કૃષ્ણના મથુરાગમન વખતે ગોપીઓની આક્રંદ, ઉદ્ધવની આગળ કૃષ્ણની બાલક્રીડાઓ સંભારીને ગોવાળોનો શોક, નંદ અને યશોદાનું રુદન—એ પ્રસંગોનુ આલેખન કવિએ કોઈ કુશળ ચિત્રકારની જેમ કરેલું છે.

જૂના ગુજરાતી સાહિત્યમાં ભીમની ‘હરિલીલા,’ પ્રેમાનંદની ‘ભ્રમર-ગીતા,’ વિશ્વનાથ જાનીની ‘પ્રેમપચીશી’ અને દયારામની ‘પ્રેમરસગીતા’માં ઉદ્ધવસંદેશના પ્રસંગની કવિતા છે. આમાનાં ત્રણ કાવ્યોને ‘ગીતા’નામ અપાયું છે, પણ ચતુર્ભુજની આ ‘ભ્રમરગીતા’ની જેમ એ ફાગુકાવ્યો નથી. પરન્તુ આ સંગ્રહમાંના ‘જ્ઞાનગીતા,’ ‘નેમિનાથ ભ્રમરગીતા,’ ‘પાર્શ્વનાથ રાજગીતા’ તથા યશોવિજય ઉપાધ્યાયકૃત ‘જંબૂસ્વામી બ્રહ્મગીતા’[૧] એ કાવ્યો બતાવે છે કે આ પ્રકારના ફાગુની રચના ઠીક ઠીક પ્રચલિત હતી.

૧. યશોવિજય ઉપાધ્યાયકૃત ‘ગુર્જર સાહિત્યસંગ્રહ,’ ભાગ ૧, પૃ. ૫૪૮-૫૫૩.

વ્રજભાષાની કવિતામાં ભ્રમરગીતનો વિષય ઘણો લોકપ્રિય હતો, અને એ વિષેની પુષ્કળ રચનાઓ જાણવામાં છે જુઓ 'પોદ્દાર અભિનન્દન ગ્રન્થ' (પૃ. ૩૧૧-૩૪૮)માં શ્રી સરલા શુક્લનો લેખ 'ભ્રમરગીત કી પરંપરા.'

## [૨૦] અજ્ઞાત કવિકૃત 'મોહિની ફાગુ'

આ સંગ્રહમાં કાવ્યાંક ૩ ૪ ૫ તરીકે લેવાયેલા જયસિંહસૂરિકૃત બે 'નેમિનાથ ફાગુ' તથા પ્રસન્નચન્દ્રસૂરિકૃત 'નવખંડ પાર્શ્વનાથ ફાગુ' જે સંગ્રહપોથીમાંથી મળ્યા છે તેમાંથી ૫૩ દુહામાં રચાયેલો આ ફાગુ પણ મળ્યો છે. એ પોથી લિપિ ઉપ થી વિક્રમના સોળમા સૈકામાં લખાયેલી જણાય છે. એટલે આ કૃતિ પણ ઓછામાં ઓછી એટલી જૂની હોવી જોઈએ.

એનું વસ્તુ એક પ્રચલિત ગ્રામ્ય લોકવાર્તામાંથી લેવાયું છે મોહિની નામે વણજારીનો પતિ પરદેશ જાય છે પતિની ગેરહાજરીમાં તે ચાર પ્રણયીઓને રીઝવે છે અને પતિ પાછો આવે છે ત્યારે એને પણ યુક્તિથી સમજાવી લે છે આમાં કેટલોક ભાગ અશ્લીલ છે તે મુદ્રણમાં કાઢી નાખ્યો છે, વસંતખેલના ગ્રામ્ય ગીતો સાથે ફાગુનો સાહિત્યિક પ્રકાર ઐતિહાસિક દૃષ્ટિએ સંબંધ ધરાવે છે એનું સૂચન એ કરી જાય છે એ જ પોથીમાંનો ૪૦ કડીનો 'ગણપતિ ફાગુ' આખો અશ્લીલપ્રાય હોઈ આ સંગ્રહમાં લીધો નથી.

## [૨૧] અજ્ઞાત કવિકૃત 'કામીજનવિશ્રામ તરંગ ગીત'

પુનાણુવસ્તુસંગ્રાહક પ અમૃતલાલ મોહનલાલ ભોજકની સાત પત્રની એક હસ્તલિખિત પોથીમાંથી આ કાવ્ય મળ્યું છે જૈન ધાટીની દેવનાગરીમાં લખાયેલી આ પોથીમાં લેખનસંવત નથી, પણ તાડપત્રની પદ્ધતિના સુશોભનો એમાં છે તે ઉપરથી તથા લિપિ ઉપરથી તે વિક્રમના સોળમા સૈકાથી અર્વાચીન જણાતી નથી આ પોથીમાં નીચે પ્રમાણે ચાર કાવ્યોની નકલ મળે છે:

પત્ર ૧-૪ શૃંગારવણજારો
પત્ર ૪ ૫ કામીજનવિશ્રામ તરંગ ગીત
પત્ર ૫ ૭ વેગરવણજારો
પત્ર ૭ વેગરકણબીડો

એમાનું બીજું કાવ્ય 'કામીજનવિશ્રામ તરંગ' અહીં લેવામાં આવ્યું છે. આ સિવાયનાં બીજાં ત્રણ કાવ્યો એ પ્રેમાનંદના 'વિવેકવણજારા'ની જેમ વાણિજ્ય કે વ્યવસાયમૂલક રૂપકો છે

છે. ૫૦ થી ૫૮ સુધીની કડીઓમાં જેઠથી માધ સુધીના મહિનાઓનું સંક્ષિપ્ત વર્ણન કવિ કરે છે, પણ છેલ્લે ૫૯-૬૦ કડીઓમાં પાછો વસંતવર્ણન ઉપર આવી જાય છે. વિષય અને નિરૂપણની દૃષ્ટિએ જેને 'ફાગુ' જ ગણવું પડે એવું આ કાવ્ય સાદ્યન્ત ચોપાઈ છંદમાં રચાયેલું હોઈ નોંધપાત્ર છે.

એક જ ઓળિયામા લખાયેલા આ ત્રણે કાવ્યો જૈનેતર લેખક કે લેખકોની કૃતિ છે, પણ એ લેખક કે લેખકોનુ નામ જાણવા મળતું નથી. બ્રાહ્મણ ધાટીની સુન્દર દેવનાગરી લિપિમા આ કાવ્યોની નકલ થઈ છે. લિપિ વિક્રમના સોળમા સૈકાથી અર્વાચીન લાગતી નથી, એટલે આ કાવ્યોની રચના પણ સોળમા સૈકામા અથવા ત્યાર પહેલા થઈ હશે.

ફાગુકાવ્યોને વસ્ત્ર ઉપર લખવાની એક જૂની પરંપરા હોય એમ જણાય છે એ અહીં નોંધવું પ્રસ્તુત થશે. આ હસ્તપ્રત ઉપરાંત 'વસંતવિલાસ'નું શ્રી. કેશવલાલ ધ્રુવને મળેલું સચિત્ર ઓળિયું કાપડનું હતું; માણિક્યસુન્દરસૂરિકૃત 'નેમિફાગ'ની સં. ૧૫૧૦મા કપડાના ઓળિયા ઉપર લખાયેલી હસ્તપ્રત મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમા અને એ જ કાવ્યની સં. ૧૫૬૦ની કાપડ ઉપરની સચિત્ર હસ્તપ્રત વડોદરા યુનિ૰ના ગુજરાતી વિભાગ પાસે છે.

## [૨૩] અજ્ઞાત કવિકૃત 'ફાગુ'

ઉપર જેનો પરિચય આપ્યો છે તે હસ્તલિખિત ઓળિયામાંની ત્રણ કૃતિઓમાંનું બીજું કાવ્ય આ છે. ૧૨ કડીની આ ટૂંકી રચનામાં વસંતના ઉદ્દીપન વિભાવની ભૂમિકામા નાયિકાના વિપ્રલંભ શૃંગારનુ વર્ણન કર્યું છે અને છેલ્લે પરદેશથી નાયકને આવતો વર્ણવીને સંભોગશૃંગારથી સમાપ્તિ કરી છે.

આ કાવ્યની આ સિવાય બીજી કોઈ હસ્તપ્રત જાણવામાં નથી અને જે પ્રતનો ઉપયોગ કર્યો છે તે કેટલેક સ્થળે કપાયેલી હોવાથી કેટલીક કડીઓ ત્રૂટક સ્થિતિમાં છે. વળી એકંદરે કાવ્યનો પાઠ ભ્રષ્ટ છે જે સૂચવે છે કે એની રચના પછી ઠીક ઠીક સમય બાદ, અનેક પ્રત્યંતરો થયા પછી આ નકલ થઈ હશે. પાઠ અનેક સ્થળે અશુદ્ધ હોવા છતા જૈનેતર ફાગુઓની વિરલતાને અનુલક્ષીને એનુ પ્રકાશન અહીં કર્યું છે એ અભ્યાસીઓને ધ્યાનમા રાખવા વિનંતી છે. એની બીજી હસ્તપ્રત કોઈ સ્થળે હોવા વિષે અમારુ ધ્યાન દોરવામા આવશે તો તેનો સાભાર ઉપયોગ કરીશું.

## [ ૨૪ ] અજ્ઞાત કવિકૃત ' વાહણનુ ફાગ '

આ કૃતિની એક પાનાની હસ્તલિખિત પ્રતિ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તકના લીંબડી ખાતેના જૈન ગ્રન્થભંડારમાંથી પૂ. મુનિશ્રી કાન્તિવિજયજીના સૌજન્યથી મળી હતી. એ પાનાના પહેલા પૃષ્ઠ ઉપર ૧૪ કડીનુ 'ગુડી પાર્શ્વનાથ સ્તવન્' છે, જ્યારે બીજા પૃષ્ઠ ઉપર આ ' વાહણનુ ફાગ ' છે. પ્રતિ લિપિ ઉપરથી વિક્રમના સત્તરમા સૈકામા લખાયેલી જણાય છે. એની નકલ સૂરતમા થયેલી છે.

આ ફાગની છેલ્લી–૧૧મી કડીમાં ઉલ્લેખ છે તે પ્રમાણે, એની રચના સં. ૧૫૮૭માં થયેલી છે. આ કાવ્ય એક વાણિજ્યમૂલક રૂપક છે; એમા કયાય વસંતવર્ણન કે શૃંગારનું નિરૂપણ નથી. એમાં માનવ કાયાને પ્રવહણ–વહાણ કહી છે. જૈન ધર્માનુસાર આચરણથી એના મુક્તિ પ્રત્યેના ગમનનો માર્ગ કવિએ બનાવ્યો છે. મનરૂપી વાયુ, તપ કૂવો ( કૂવાથંભ ), દયા દરતૂર, શીલ સઢ, ભાવ ભંડારી છે અને ક્રોધ માન માયારૂપી જળ વહે છે. માર્ગમા આવતા અનેક વિઘ્નો પાર કરવાનો ઉપદેશ કવિ આપે છે. છેલ્લી કડીમાં આ કૃતિને કર્તાએ ' ફાગ ' નામ આપ્યુ છે.

કાવ્યનો છંદ આતરયમકવાળો નહિ, પણ સાદો દુહો છે. જોકે એને પણ મૂળ પ્રતમાં ' ફાગ ઢાલ ' એવું નામ આપવામા આવ્યું છે. એકાદ અપવાદ સિવાય બધી જ કડીઓના આરંભમાં બીજા અનેક ફાગુઓમા આવે છે તેમ, લટકણિયારૂપ ' અહે ' મૂકવામા આવ્યો છે તે છંદોરચનાની દૃષ્ટિએ ફાગુનુ એક વિશિષ્ટ લક્ષણ છે. ફાગનો પ્રકાર સાહિત્યમા રૂઢ થઈ ગયા પછી વિષય, વસ્તુ કે નિરૂપણની દૃષ્ટિએ જેને એ પ્રકાર લેખે ભાગ્યે ગણાની શકાય, છતાં એની પરંપરાગત છંદોરચનાના લક્ષણો જેમા જળવાયાં હોય એવા કેટલાક ફાગુઓ રચાયા છે. એમાનો એક આ પણ છે.

આ ' વાહણ ફાગ ' સાથે સરખાવી શકાય એવી એક કૃતિ તે કુશલલાભકૃત ' શ્રીપૂજ્ય વાહનગીત ' ( વિક્રમના સત્તરમા શતકનો પૂર્વાર્ધ )[1] છે. તૃષ્ણારૂપી જલ, અભિમાનરૂપી મોજા, અને મિથ્યાત્વરૂપી જળચરોથી ભરેલા સંસારસમુદ્રમા વિષયાદિક વાયુને કારણે જીવનો ભ્રમણ કરે છે. એમાથી તારનાર

૧. મુદ્રિતઃ શ્રી અગરચંદ નાહટા-સંપાદિત ' ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ,' પૃ. ૧૧૦-૧૧૭.

વધારામાં તો ખરતર ગચ્છના શ્રીપૂજ્ય જિનચંદ્રસૂરિની એમાં સ્તુતિ કરેલી છે. આપણા સંગ્રહમાં લેવાયેલો 'વાઉગુનું ફાગ' આ કૃતિની પૂર્વે રચાયેલો છે એટલું અહીં લક્ષમાં રાખવું જોઈએ.

## [૨૫] અજ્ઞાત કવિકૃત 'નેમિનાથ ફાગ'

વડોદરાના જૈન જ્ઞાનમંદિરમાં પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાંથી આ કાવ્યની એક પાનાની હસ્તપ્રત (નં. ૩૮૭૬) મળેલી છે. એમાં પ્રથમ પૃષ્ઠ ઉપર તથા દ્વિતીય પૃષ્ઠના લગભગ અર્ધા ભાગ સુધી આ કાવ્ય છે, જ્યારે તે પછીના અર્ધા ભાગમાં નાયલ ગચ્છના સોમદેવકૃત એક 'નેમિનાથ ગીત' છે. પ્રતિમાં લેખનસંવત નથી, પણ લિપિ ઉપરથી તે વિક્રમના ૧૬મા શતકના અંતમાં કે ૧૭માના આરંભમાં લખાયેલી જણાય છે.

તીર્થંકર નેમિનાથનું સુપ્રસિદ્ધ કથાનક જે વિશે બીજા પણ અનેક ફાગુઓ રચાયેલા છે તે જ આ કાવ્યનો વિષય છે. કાવ્ય જોકે નેમિનાથના વિયોગે ઝૂરતી રાજીમતીના બાર માસનું છે, પણ તે હસ્તપ્રતમાં નિર્દેશ કર્યા પ્રમાણે 'ફાગ' (દુહા) ૭૬માં છે અને હસ્તલિખિત પ્રતિની પુષ્પિકામાં પણ એને 'નેમિનાથ ફાગ' કહેલ છે, તેથી એનો સમાવેશ આ સંગ્રહમાં કર્યો છે.

## [૨૬] જયવંતસૂરિકૃત 'સ્થૂલિભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ'

આ કાવ્યની કુલ ત્રણ હસ્તપ્રતો મળેલી છે. એક વડોદરા જૈન જ્ઞાનમંદિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાંની એક પત્રની પોથી (નં. ૨૦૩૨), બીજી ખંભાતના શ્રીનીતિવિજય શાસ્ત્રસંગ્રહમાંની બે પત્રની પોથી (નં. ૧૪૩૮), અને ત્રીજી પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરાની પોથી (નં. ૪૭૪૪).[1] આમાંની પ્રાચ્ય વિદ્યામંદિરની પોથી પ્રમાણમાં ઘણી અર્વાચીન અને અશુદ્ધ હોઈ સંપાદનમાં એનો ઉપયોગ કર્યો નથી. પ્રવર્તક શ્રીકાન્તિવિજયજીવાળી પ્રતિ બાકીની બેમાંથી વધારે સારી તથા જૂની હોઈ એને મુખ્ય પ્રત તરીકે સ્વીકારી છે અને ખંભાતની પ્રતના પાઠાન્તર નોંધ્યા છે.

૧ આ પ્રતના વિશેષ પરિચય માટે જુઓ [૩૧] વિનયવિજયકૃત 'નેમિનાથ ભ્રમરગીતા'નો પરિચય.

આ કાવ્યના કર્તા જયવંતસૂરિ જૈન ગુજરાતી સાહિત્યના એક સુપ્રસિદ્ધ કવિ છે. એમનું બીજું નામ ગુણસૌભાગ્ય હતુ. એમણે સં. ૧૬૧૪મા શીલવતી સતીનું ચરિત્ર આલેખતુ 'શૃગારમંજરી' નામે છટાદાર સુદીર્ઘ કાવ્ય રચ્યું છે, સં. ૧૬૪૩માં 'ઋષિદત્તા રાસ' રચ્યો છે. આ ઉપરાંત 'નેમરાજુલ બાર માસ વેલ પ્રબંધ' તથા 'સીમંધર સ્તવન' એ બે એમની નાની કૃતિઓ છે.[1] પ્રસ્તુત 'સ્થૂલિભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ' એ રચનાવર્ષ વિનાની, ૪૫ કડીની એમની સંક્ષિપ્ત પણ રસપૂર્ણ કૃતિ છે. એમા ૪૧મી કડી સુધીમા સ્થૂલિભદ્ર કે કોશાનું નામ પણ આવતું નથી; ત્યા સુધીની રચના સાસારિક પ્રેમકાવ્યની જ છે. માત્ર છેવટની ચાર કડીઓમા કવિ સ્થૂલિભદ્ર અને કોશાની કથાનો અછડતો ઉલ્લેખ કરે છે; અને રચનાને જૈન ફાગુની પરંપરાગત કોટિમાં મૂકવાનો ઔપચારિક પ્રયત્ન કરે છે.

છદોબધ ખરેખર જે દુહો છે એવી 'ફાગની ઢાલ' કે 'ચાલ' અને 'કાવ્ય' કે 'છંદ'મા બધાયેલો છે. આ 'છંદ'ને વડોદરા જ્ઞાનમન્દિરની પ્રતમાં 'દુહા' નામ આપ્યુ છે એ બરાબર નથી. સોનીરામકૃત 'વસંતવિલાસ'મા, યશોવિજય ઉપાધ્યાયકૃત 'જબુસ્વામી બ્રહ્મગીતા'મા તથા આ સગ્રહમા લેવાયેલ 'નેમિનાથ ભ્રમરગીતા,' 'જ્ઞાનગીતા' અને 'પાર્શ્વનાથ રાજગીતા'ની હસ્તપ્રતોમા આ પ્રકારના ફાગુ-અંતર્ગત છંદને ખોટી રીતે 'દુહા' નામ આપ્યું છે. પણ અનેક હસ્તપ્રતોમા એનો ઉલ્લેખ મળે છે એ જોતા આની એક રૂઢિ ચાલુ થઈ હશે અને વિદ્વાન લેખકો પણ એને અનુસર્યા હશે એમ લાગે છે. આ છંદના સ્વરૂપ માટે જુઓ અગાઉ પૃ. ૧૬, ટિપ્પણ.

છેલ્લે કેટલાક દુહા આવે છે.

### [૨૭] કમલશેખરકૃત 'ધર્મમૂર્તિગુરુ ફાગ'

આ કાવ્યની એક પત્રની હસ્તલિખિત પ્રતિ વડોદરાના જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસગ્રહના ગુજરાતી વિભાગમાથી (નં. ૩૭૧૭) મળી છે. પ્રતિ શુદ્ધ ગણી શકાય એવી નથી અને લિપિ ઉપરથી વિક્રમના ૧૮મા સૈકામા લખાયેલી જણાય છે.

આ કાવ્યના કર્તા કમલશેખર અંચલ ગચ્છના જૈન સાધુ હતા એમ એમની અન્ય કૃતિઓ ઉપરથી જણાય છે. તેમણે સં. ૧૬૦૯મા (ખંભાત)માં સુરત 'નવતત્ત્વ ચોપાઈ' અને સં. ૧૬૨૬મા વીરમગામ પાસેના માડલમા

---

૧ 'જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૧, પૃ. ૧૯૩-૧૯૮.

'પ્રદ્યુમ્નકુમાર ચોપાઈ' રચેલી છે[1] પ્રસ્તુત ફાગ એમણે અચલ ગચ્છના આચાર્ય ધર્મમૂર્તિસૂરિની પ્રશસ્તિરૂપે રચ્યો છે એમાં રચનાવર્ષ જોકે નથી, પણ કર્તાની ઉપર્યુક્ત બે ગુજરાતી કૃતિઓનું રચનાવર્ષ જોતાં આ કાવ્ય પણ વિક્રમના ૧૭મા શતકના પૂર્વાર્ધમાં રચાયું હશે એમાં શંકા નથી

૨૩ કડીની આ કૃતિનો બંધ અઢૈઉ અને ફાગ (દુહા)માં બંધાયેલો છે નબાવની-ખંભાતમાં સૂરિનો જન્મ, એમનાં માતાપિતાનો વૃત્તાન્ત, અમદાવાદમાં દીક્ષામહોત્સવ, સૂરિપદ તથા ધર્મપ્રવૃત્તાનું કવિ વર્ણન કરે છે જુદા જુદા આચાર્યો વિશેના શ્લોક પ્રાચીનતર ફાગુઓમાં આવે છે એનું વસંતનું, કામવિજયનું કે શૃંગારના ઉદ્દીપનવિભાવને અવકાશ આપે એવું વર્ણન આ કાવ્યમાં નથી પણ એનો બંધ ફાગનો છે અને પુષ્પિકામાં પણ એને 'ફાગ' નામ આપેલું છે

## [૨૮] માલદેવકૃત 'સ્થૂલિભદ્ર ફાગ'

સં ૧૬૫૦માં લખાયેલી આ કાવ્યની ત્રણ પત્રની એક હસ્તલિખિત પ્રતિ વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાંથી (નં ૭૭૧) મળી છે આ જ કૃતિની એક નકલ સદ્ગત મોહનલાલ દલીચંદ દેસાઈએ તૈયાર કરેલી, તે શ્રી અગરચંદ નાહટા મારફત મને મળી હતી શ્રી દેસાઈએ વડોદરાની ઉપર્યુક્ત પ્રતનો ઉપયોગ કર્યો છે ખરો, પણ ૨૪ કડી સુધી તેઓ વડોદરાની પ્રતને અનુસરે છે, તે પછી તેઓ જણાવે છે, "અહીં સુધી સં ૧૬૫૦ની પ્રતનું (અર્થાત્ વડોદરા ભંડારની પ્રતનું) મૂળ કાયમ રાખી અન્ય સંવત વગરની પ્રતમાંથી પાઠાન્તર આપ્યા છે હવે બન્ને પ્રતમાંથી યોગ્ય પ્રમાણે મૂળ રાખી, પાઠાન્તર બીજાં આપેલાં છે" આનો અર્થ એમ થયો કે ૧૦૭ કડીના કાવ્યના સંપાદનમાં ૨૪ કડી સુધી તેઓ એક પદ્ધતિને અનુસર્યા છે અને ત્યાર પછી બીજી પદ્ધતિ સ્વીકારી છે, જે ભાગ્યે જ ઉચિત ગણી શકાય આથી વડોદરાની પ્રત અહીં સાદ્યન્ત મુખ્ય પાઠ તરીકે સ્વીકારવામાં આવી છે, એની તુલનાએ શ્રી દેસાઈની વાચનામાં જે ભિન્ન પાઠ હતા તે એમની પાસેની સંવત વિનાની બીજી પ્રતમાંથી હશે એ સ્પષ્ટ છે એવા પાઠને ટિપ્પણમાં સ્થાન આપ્યું છે આ બે પ્રતો ઉપરાંત શ્રી દેસાઈએ કોઈ ત્રીજી પ્રતનો પણ ઉપયોગ કર્યો હોવો જોઈએ કેમ કે આ બે સિવાયના પાઠ પણ 'બીજો પાઠ' એવા ઉલ્લેખપૂર્વક તેમણે નોંધ્યા છે, જે અમે આ સંપાદનમાં ટિપ્પણમાં યથાવત્ દર્શાવ્યા છે

૧ 'જૈન ગુર્જર કવિઓ' ભાગ ૨ પૃ ૬૧ ૬૨

માલદેવનાં બીજાં કાવ્યોમાં 'પુરંદરકુમાર રાસ' સં. ૧૬૫૨મા રચાયેલો છે,[1] એટલે વડોદરા જ્ઞાનમન્દિરમાંની આ 'સ્થૂલિભદ્ર ફાગ'ની સં ૧૬૫૦માં લખાયેલી પ્રત ખરેખર જૂની ગણાય. આ કાવ્ય એની પહેલાં રચાયું હશે એ સ્પષ્ટ છે.

માલદેવ મુનિ વૃદ્ધ તપાગચ્છના ભાવદેવસૂરિના શિષ્ય હતા. આ ગુરુ-શિષ્યનો નિવાસ મુખ્યત્વે મારવાડમાં બીકાનેર રાજ્યમાં હતો, અને તે કારણે માલદેવની આ કૃતિઓમા મારવાડીની પુષ્કળ અસર છે. આ 'સ્થૂલિભદ્ર ફાગ'માં સ્થૂલિભદ્રની પૂર્વકથા કવિએ કંઈક વિસ્તારથી આપી છે. સળંગ એક જ દેશીમા રચાયેલી આ કૃતિને કવિએ પોતે જ પહેલી કડીમાં 'ફાગ' નામ આપ્યું છે. માલદેવનો અપ્રસિદ્ધ 'પુરંદરકુમાર રાસ' એક લોકપ્રિય કૃતિ હતી અને એની પુષ્કળ હસ્તપ્રતો મળે છે. વિક્રમના સત્તરમા શતકમા થયેલા ખંભાતના કવિ ઋષભદાસે 'કુમારપાલ રાસ'ના પ્રારંભમા પોતાના પૂર્વકાલીન કવિઓમાં માલદેવનો પણ માનપૂર્વક ઉલ્લેખ કર્યો છે.

## [૨૯] વાચક કનકસોમકૃત 'મંગલકલશ ફાગ'

સં. ૧૬૪૯માં રચાયેલી આ કાવ્યની બે હસ્તપ્રતો મળેલી છે. એક પં. અમૃતલાલ મોહનલાલ ભોજક પાસેની સાત પત્રની પોથી અને બીજી વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના શ્રી. હંસવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાની પાંચ પત્રની પોથી (નં. ૪૬૭૪). બન્ને પ્રતોમાં લેખનસંવત નથી, પણ લિપિ ઉપરથી તે બન્ને વિક્રમના ૧૭મા શતકમા લખાયેલી હોય એમ અનુમાન થાય છે. પાઠનો સાચો અર્થ સમજવામાં તથા પદચ્છેદ કરવામા આ બેય પ્રતિઓ પરસ્પરને ઉપકારક થઈ છે. પં. અમૃતલાલવાળી પ્રતિને સામાન્ય રીતે મુખ્ય તરીકે સ્વીકારીને જ્ઞાનમન્દિરની પ્રતના પાઠાન્તર અહીં નોધ્યા છે.

આ કાવ્યને અંતે વાચક કનકસોમે કહ્યું છે તે પ્રમાણે, પોતે ખરતર ગચ્છના અમરમાણિક્યના શિષ્ય છે તથા એમણે આ કૃતિ મૂલતાનમાં રચેલી છે. એમણે સં. ૧૬૩૮માં ખંભાતમાં 'આષાઢભૂતિ રાસ' અને સં. ૧૬૪૪માં મારવાડમા અમરસરમાં 'આર્દ્રકુમાર ચોપાઈ' રચી છે.[2]

---

૧ 'જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૧,પૃ. ૩૦૫

૨ એ જ, પૃ. ૨૪૫-૪૭.

અત્યાર સુધી આપણે જોયેલા ટૂંકા ફાગુઓથી જુદું પડી આવે એવું આ ૧૬૬ કડીનું તુલનાએ લાંબું કાવ્ય છે.

મંગલકલશનું અદ્ભુતરસિક કથાનક જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે અને તે વિષે સંસ્કૃતમાં[૧] તથા જૂની ગુજરાતીમાં સંખ્યાબંધ ગદ્યપદ્ય રચનાઓ થયેલી છે. પ્રસ્તુત ગુજરાતી કાવ્યમાં અપાયેલા કથાનકનો સંક્ષેપ આ પ્રમાણે છે— ઉજ્જયિની નગરીમાં વઇરસિંહ રાજા હતો અને એની સોમચંદ્રા રાણી હતી. ત્યાં સુવિનીત અને ધર્માર્થી ધનદત્ત શ્રેષ્ઠી હતો અને તેની સત્યભામા નામે પત્ની હતી. એ યુગલને શાસનદેવીની કૃપાથી મંગલકલશ નામે પુત્ર થયો હતો. એની માતાને સ્વપ્નમાં સુવર્ણના કલશ દેખાયા હતા, તેથી પુત્રનું નામ મંગલકલશ પાડવામાં આવ્યું હતું.

બીજી તરફ ચંપાપુરીમાં સુરસુન્દર નામે રાજા અને તેની ગુણાવલી રાણી હતી. એમને ત્રૈલોક્યસુન્દરી નામે સ્વરૂપવાન પુત્રી હતી. એ મોટી થતાં રાજા એના લગ્નની ચિન્તા કરવા લાગ્યો; પણ જીવન કરતાં પણ પ્રિય પુત્રીને પરદેશમાં નહિ આપવા માટે તેણે પોતાના મંત્રીપુત્ર સાથે એનું લગ્ન કરવાનું વિચાર્યું. રાજાના અત્યાગ્રહને કારણે, પોતાની અનિચ્છા છતાં સુબુદ્ધિ મંત્રી આ વાતની ના પાડી શક્યો નહિ. પણ પોતાનો પુત્ર કુષ્ઠરોગી હોવાથી આ બાબતમાં શું કરવું એની એને ભારે ચિન્તા થઈ. પરન્તુ સાથેસાથ રાજકન્યા પોતાને ત્યાં આવે તો પુષ્કળ લક્ષ્મી મળે એવો પણ પછી એને લોભ લાગ્યો.

પછી મંત્રીએ પોતાની કુલદેવતાની આરાધના કરી એને પ્રસન્ન કરી અને પોતાના પુત્રના રોગનું નિવારણ કરવા વિનંતી કરી. દેવતાએ કહ્યું કે 'કર્યાં કર્મ તો ભોગવ્યા વિના અંત આવતો નથી.' ત્યારે મંત્રીએ કોઈ રૂપવાન યુવાનને પરદેશથી લાવવા વિનંતી કરી, જેની સાથે રાજકન્યાનો વિવાહ કરી શકાય. દેવતાએ ઉજ્જયિનીમાં જઈ, મંગલકલશને ઉપાડી લાવી, ચંપાનગરીના પરિસરમાં મૂકી દીધો. મંત્રીના માણસોએ એનો આદરસત્કાર કર્યો અને મંત્રી પાસે લઈ ગયા. એક આગંતુકનો આવો સત્કાર કરવાનું કારણ મંગલકલશે પૂછ્યું ત્યારે મંત્રીએ પોતાના કુષ્ઠરોગી પુત્રને બદલે મંગલકલશે રાજકન્યા સાથે લગ્ન કરવાનું છે અને પછી ચાલ્યા જવાનું છે, એ યોજનાની વાત કરી, અને એ માટે કુલદેવતા એને ચંપાપુરીમાં લાવી હતી એ સમજાવ્યું.

૧ સંસ્કૃત કૃતિઓ માટે જુઓ પ્રો. વેલણકર-સંકલિત 'જિનરત્નકોશ,' પૃ. ૨૯૯

આવું કુકર્મ કરવાની મંગલકલશે ના પાડી ત્યારે મંત્રીએ એને મારવા માટે ખડ્ગ કાઢ્યું. કેટલાક પ્રધાન પુરુષો વચ્ચે પડ્યા ત્યારે મંગલકલશે વણિકબુદ્ધિ વાપરીને શરત કરી કે 'રાજા તરફથી જે દાયજો મળે તે મને આપજો તથા મને ઉજ્જયિની પહોંચાડજો તો આ વાત મને સ્વીકાર્ય છે.' મંત્રી ખુશ થયો.

પછી રાજકન્યા ત્રૈલોક્યસુન્દરી અને મંગલકલશના ધામધૂમથી લગ્ન થયા. રાજાએ ઘણી પહેરામણી આપી. વહુ લઈને મંગલકલશ મંત્રીને ઘેર આવ્યો અને પોંખણું કરીને બન્નેનો પ્રવેશ કરાવવામાં આવ્યો. મંગલ અને સુન્દરી બન્ને શયનગૃહ તરફ જાય છે, પણ મંત્રીનો મુખભાવ જોઈને મંગલ બહાર આવ્યો. પોતાના પતિને ચલચિત્ત જોઈને સુન્દરીને આશ્ચર્ય થયું, અને લગ્નના દિવસે થયેલા ઉપવાસને કારણે ભૂખ લાગી હશે એવું અનુમાન કરીને લાડુ મંગાવ્યા. મંગલે કહ્યું, 'લાડુ મને ગમે છે, પણ ઉજ્જયિનીનું જળ મળે તો જ એ ખરેખર ભાવે.' આ સાંભળીને સુન્દરી ચમકી, પણ કદાચ ઉજ્જયિનીમાં પતિનું મોસાળ હશે એવી કલ્પના તેણે કરી. સુન્દરીએ એને તંબોલ આપ્યાં અને સંધ્યાકાળે અમોલ મંગલકલશ આવું બહાનું કરીને નીકળ્યો. મંત્રીની વિદાય લીધી, તેણે આપેલી બધી વસ્તુઓ લીધી અને ઉજ્જયિનીના માર્ગે જતા એક સાર્થને જઈને મળ્યો.

ખોવાઈ ગયેલા પુત્રને ઘણા દિવસ પછી આમ સમૃદ્ધિપૂર્વક ક્ષેમકુશળ પાછો આવેલો જોઈને મંગલના માતાપિતાને ઘણો હર્ષ થયો. મંગલે માંડીને બધી વાત કહી. પછી મંગલે સર્વ કલાઓનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું, અને એ માટે પાઠકને ત્યાં જવા લાગ્યો.

સામંત દ્વારા રાજાને સમજાવી તથા સિંહને સાથે લઈ પુરુષવેશ ધારણ કરી તે ઉજ્જયિનીમાં આવી પહોંચી. ચંપાનગરીની રાજકન્યા આવી જાણીને વૈરસિંહ રાજા સ્વાગત માટે આવ્યો અને એમને સિપ્રાને કિનારે મહેલમાં ઉતારો આપ્યો. ત્યાંથી સુન્દરીએ કેટલાક ઘોડા જોયા અને પોતાના ઘોડા તરીકે ઓળખ્યા. પહેરામણીમાં મળેલા એ ઘોડા મંગલકલશ ચંપાનગરીથી લાવ્યો હતો. ઘોડાની પાછળ ચર મોકલ્યા, એટલે મંગલકલશના ઘરનો પત્તો લાગ્યો. પછી સિંહ સામંતની મારફત જે કલાચાર્યને ત્યાં મંગલકલશ અભ્યાસ કરતો હતો તેમને બધા છાત્રો સહિત સુન્દરીએ પોતાને ત્યાં નિમંત્ર્યા. છાત્રોની આગળ પોતાના પતિને જોઈ સુન્દરીને આનંદ થયો, અને બધા છાત્રો કરતાં પણ સવિશેષ વસ્ત્રાદિ વડે તેનો સત્કાર કર્યો. પછી સુન્દરીએ કલાચાર્યને કહ્યું કે 'આ વિદ્યાર્થીઓ પાસે કંઈ કથા કહેવડાવો.' ત્યારે વિદ્યાર્થીઓ બોલ્યા કે 'આ મંગલ ઉપર તમારો વિશેષ રાગ છે, માટે એ જ કથા કહેશે.' ત્યારે મંગલકલશ બધાને આશ્ચર્ય થાય એમ બોલવા માંડ્યો, 'મને વીતેલું કથાનક કહું છું તે તમે સાભળો. આ તે જ સ્ત્રી છે, જેને હું ભાડેથી પરણ્યો હતો. તેણે પુરુષવેશ શાથી ધારણ કર્યો હશે?' પછી બનેલી બધી વાત તેણે કહી. 'જા રે! આ તો જૂઠી વાત છે! પકડો એને!' કહીને સુન્દરીના નોકરોએ મંગલને પકડ્યો. છાત્રો બધા નાસી ગયા અને એના પિતા ધનદત્ત શ્રેષ્ઠીને જઈને વાત કરી. ધનદત્ત સુન્દરીને ઉતારે આવ્યો. પછી સુન્દરી અને મંગલ જાણે નવાં પરણ્યાં હોય તેમ શ્રેષ્ઠીને ઘેર આવ્યાં. ત્યાંથી બધાં ચંપાનગરીમાં આવ્યાં. સુરસુન્દર રાજાને વસ્તુસ્થિતિની પૂરી જાણ થઈ અને સુન્દરીનું કલંક દૂર થયું. રાજા મંત્રીનો વધ કરવા તૈયાર થયો, પણ મંગલે એને જીવિતદાન અપાવ્યું. રાજાએ મંગલને પોતાના પુત્ર તરીકે સ્થાપ્યો અને એને રાજ્ય આપ્યું, અને પોતે યશોભદ્ર ગુરુ પાસે દીક્ષા લીધી.

પછી એક વાર જયસિંહસૂરિ નામે આચાર્ય ઉદ્યાનમાં આવ્યા. મંગલકલશ રાજા વાજતે ગાજતે એમને વંદન કરવા ગયો. મંગલકલશે આચાર્યને પૂછ્યું કે 'હું સુન્દરીને ભાડેથી પરણ્યો; વળી એના ઉપર કેટલોક સમય કલંક ચડ્યું, એ કયાં પૂર્વકર્મને કારણે?' આચાર્યે ઉત્તર આપ્યો કે 'તમે પૂર્વજન્મમાં પણ પતિપત્ની હતાં. તેં પરદ્રવ્યથી પુણ્ય કર્યું હતું તેથી આ જન્મમાં તું આવી રીતે પરણ્યો તથા તારી પત્નીએ બીજી સ્ત્રીને આળ આપ્યું હતું, તેથી તેના ઉપર આ કલંક ચડ્યું.'

આ સાભળીને, વિરક્ત થઈ મ ગલકલશ તથા ગણી ત્રૈલોકયસુન્દરીએ દીક્ષા લીધી. અનશન કરીને બન્ને પાચમા બ્રહ્મલોકમા ગયા ત્યાથી પાછા મનુષ્યભવ પામીને તેઓ નિર્વાણ પામશે

છેવટે, જિનપ્રતિમાની પૂજા કરવાનો તથા માનવભવમા પુણ્યના ફળ લેવાનો ઉપદેશ કરી આપે છે

આ કથાકાવ્યને એના કર્તા વાચક કનકસોમે બીજી કડીના ઉત્તરાર્ધમા જ 'ફાગ' નામ આપ્યુ છે, એટલે એ કાવ્યપ્રકારનુ લેખન કવિને ઉદ્દિષ્ટ છે એ સ્પષ્ટ છે. પહેલા પદ્યખડના શીર્ષક તરીકે મૂળ પ્રતોમા 'ઢાલ ફાગ' એ શબ્દો છે તથા પુષ્પિકાઓમા આ કાવ્યનો 'ફાગ' તરીકે નિર્દેશ છે, પણ આ બે ઉલ્લેખો કર્તાના પોતાના જ હશે એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ કડી ૧૩૦-૧૩૧ના શીર્ષક તરીકે પ અમૃતલાલવાળી હસ્તપ્રતમા 'ઢાલ આઢીયાની' એવા શબ્દો છે, જ્યારે ખભાતની પ્રતમા 'ઢાલ ફાગની' એમ છે છદોબધ મોટે ભાગે દુહા ચોપાઈમા અને પ્રસગોપાત્ત દેશી ઢાળોમા બધાયેલો છે બાકી, સાહિત્યમા ફાગનો જે પ્રકાર રૂઢ થયો છે એના લક્ષણો—વિપ્રલભનિરૂપણ, વર્ણનાદિ કે છદોરચનાના—આમા ખાસ જણાતા નથી ખરુ જોતા, કર્તાએ બીજી કડીના પૂર્વાર્ધમા કહ્યુ છે તેમ આ 'પ્રબધ' છે અથવા છેલ્લી કડીમા કહ્યુ છે તેમ 'ચરિત' છે 'ફાગ' શબ્દ એને માટે બહુ શિથિલ અર્થમા અહીં વપરાયો છે આવા 'ફાગ' પણ પાછળથી લખાતા એ સૂચક છે એટલા માટે જ આ સગ્રહમા એનો સમાવેશ કર્યો છે

## [ ૩૦ ] કલ્યાણકૃત વાસુપૂજ્ય મનોરમ ફાગ '

આ કૃતિની રચના કટુક ગચ્છના એક કવિ કલ્યાણે સ ૧૬૯૬મા થિરપુર અથવા થરાદમા કરેલી છે એની ૩૨૭મી કડીમાના 'સેવક કલ્યાણકાર' એ ઉલ્લેખમા કર્તાએ પોતાનુ નામ ગર્ભિત રીતે મૂક્યુ છે સ ૧૬૯૭મા અમદાવાદના હેમતપુરા નામે પરામા રચાયેલી એમની બીજી એક કૃતિ 'અમર-ગુપ્ત ચરિત્ર'મા પણ તેમણે પોતાનુ નામ આ જ રીતે મૂક્યુ છે[1] એટલે 'કલ્યાણકારક' એવા અર્થનો એ કેવળ ઔપચારિક ઉલ્લેખ હોય એમ માનવાની જરૂર નથી

આ કૃતિની રચના પછી માત્ર એક જ વર્ષે, સ ૧૬૯૭મા લખાયેલી ૧૬ પત્રની એની એક હસ્તપ્રત ખભાતના શ્રીનીતિવિજયજી શાસ્ત્રસગ્રહમાથી

૧ 'જૈન ગુર્જર કવિઓ,' ભા ૧, પ ૫૭૬

(નં. ૧૪૬૬) મળી છે. આની જ ૨૦ પત્રની એક પોથી વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરમાં (નં. ૫૩૨૨) છે. તે સં. ૧૮૫૨માં લખાયેલી હોઈ તુલનાએ ઘણી અર્વાચીન તથા અશુદ્ધ છે.[1] એના પાઠાન્તર નોંધવાનું ઉપયોગી લાગ્યું નથી. એને બદલે કાવ્ય રચાયા પછી માત્ર એક જ વર્ષે લખાયેલી પ્રતિને સંપાદનમાં અનુસરવાનું યોગ્ય જણાયું છે. માત્ર એ જૂની પ્રતમાં ક્વચિત્ શબ્દો કે પંક્તિ પડી ગયા છે ત્યાં પ્રાચ્ય વિદ્યામંદિરવાળી પ્રતિમાંથી એની પૂર્તિ કરીને યથાસ્થાને એ વસ્તુનો નિર્દેશ કર્યો છે.

૩૨૯ કડીના આ લાંબા કાવ્યમાં બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્યનું ચરિત્ર આપ્યું છે. કાવ્યના બે વિભાગ છે અને તેમને ઉલ્લાસ નામ અપાયું છે. ૧૫૬મી કડીએ પહેલો ઉલ્લાસ પૂરો થાય છે અને તેમાં તીર્થંકરના પૂર્વજન્મોનો વૃત્તાન્ત છે. ૧૫૭મી કડીથી શરૂ થતા બીજા ઉલ્લાસમાં એમના તીર્થંકરભવની વાત છે. ચંપાપુરીના વસુપૂજ્ય રાજાની જયા નામે રાણીની કુક્ષિમાં દશમા દેવલોકથી ચ્યવીને તેઓ આવ્યા. એ સમયે માતાએ ૧૪ સ્વપ્ન જોયાં અને સ્વપ્નપાઠકોએ તીર્થંકરનો જન્મ થવાનું ભવિષ્ય ભાખ્યું. ફાગણ વદિ ૧૪ના દિવસે વાસુપૂજ્યનો જન્મ થયો. દેવોએ એમનો જન્મોત્સવ કર્યો. તેઓ યુવાવસ્થામાં આવ્યા ત્યારે પિતાએ એમને લગ્ન કરવાનો તથા રાજ્યાસન સ્વીકારવાનો આગ્રહ કર્યો, પણ તેમણે ના પાડી. સાંવત્સરિક દાન આપીને તેમણે અનેક રાજાઓ સાથે દીક્ષા લીધી. એક માસ છદ્મસ્થ રહ્યા પછી મહા સુદિ બીજને દિવસે તેમને કેવલજ્ઞાન થયું. પોતાનો મોક્ષકાળ નજીક જાણી તેઓ ચંપાનગરીમાં પધાર્યા હતા. ત્યાં અનશન કરીને અસાડ સુદિ ચૌદશના દિવસે તેઓ નિર્વાણ પામ્યા. એમના સાધુપરિવારનું વર્ણન કરીને કવિ આ વૃત્તાન્તની સમાપ્તિ કરે છે.

આની પૂર્વેના 'મંગલકલશ ફાગ' સાથે આ કૃતિને અનેક રીતે સરખાવી શકાય એમ છે. કથાકાવ્ય તરીકે 'મંગલકલશ ફાગ' કરતાયે આ લાંબું છે. આ કાવ્યનો છંદોબંધ મુખ્યત્વે દેશી ઢાળોનો છે. પ્રારંભિક સંસ્કૃત શ્લોકમાં કર્તાએ 'વક્ષ્યે મનો(જ્ઞં) ફાગં' એ પ્રમાણે આને 'ફાગ' કહ્યો છે. વળી કડી ૧, ૨, ૪, ૬, ૭મા અને ૨૨૭,૨૩૪ તથા છેલ્લે કડી ૩૨૭મા કર્તાએ પોતે જ 'ફાગ'નો ઉલ્લેખ કર્યો છે. પરન્તુ 'મંગલકલશ ફાગ'ની જેમ આમાં પણ

૧ આ પ્રત એક રૂપિયા આપીને એના માલિકે પોતાને માટે ખરીદી હોવાની એને અંતે નોંધ છે.

પ્રાચીનતર ફાગુઓનાં વિશિષ્ટ લક્ષણો નથી. ઢાળ ૧૫-૧૬માં વસંતક્રીડાનું વર્ણન છે, તે કાવ્યને 'ફાગ' નામ આપવાની દૃષ્ટિએ મૂકયું હોય એમ બને. વાસુપૂજ્યને ફાગ રમતાં બોધ થયો એમ કડી ૪માં કહ્યું છે તે પણ આ નામકરણની દૃષ્ટિએ વિચારવા જેવું છે. કડી ૨૨૯મા 'વનમા ફાગ ખેલવા'નો અને કડી ૨૩૪માં 'સોહામણા ફાગ ગાવા,'નો નિર્દેશ છે. આ બન્ને નિર્દેશો વસંતક્રીડા વર્ણવતી બે ઢાળમાંના છે. ઢાળ ૪ અને ૧૮ 'ફાગની' અર્થાત્ આંતરયમકવાળા દુહાની છે. ઢાળ ૬ અને ૧૭ 'અઢિયા' અથવા અઢૈયાની છે, જેનો પ્રાચીનતર ફાગકાવ્યમાં અનેક વાર પ્રયોગ છે. આમ ફાગનાં કેટલાંક લક્ષણો વિશૃંખલ પ્રકારે આમાં મળે છે, પણ બીજી રીતે 'રાસ' નામ આપી શકાય એવું એનું સ્વરૂપ છે. પરન્તુ કર્તાએ પોતે એને અનેક વાર 'ફાગ' કહ્યો છે, એ વસ્તુ ધ્યાનમાં રાખવી જરૂરી છે.

## [ ૩૧ ] વિનયવિજયકૃત 'નેમિનાથ ભ્રમરગીતા'

આ કાવ્યની એક પત્રની હસ્તપ્રત વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાં (નં. ૨૪૭૧) છે. એની જ બીજી પ્રત વડોદરા યુનિવર્સિટીના પ્રાચ્ય વિદ્યામન્દિરમા (નં. ૪૭૪૪) છે. પ્રાચ્ય વિદ્યામન્દિરની પ્રતિ સાત પત્રની છે અને એમાં નીચે પ્રમાણે કૃતિઓ લખાયેલી છે—

પત્ર ૧-૪ સ્થૂલિભદ્ર નવરસો

પત્ર ૪-૬ સ્થૂલિભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ

પત્ર ૬-૭ નેમિનાથ ભ્રમરગીતા

બન્નેમાંથી એકે પ્રતમાં લેખનસંવત નથી, પણ જ્ઞાનમન્દિરવાળી પ્રતિ દેખીતી રીતે વધારે જૂની અને શુદ્ધતર હોઈ એને મુખ્ય રાખી પ્રાચ્ય વિદ્યામન્દિરવાળી પ્રતનાં પાઠાન્તર નોધ્યા છે.

આ 'નેમિનાથ ભ્રમરગીતા' એને અંતે ઉલ્લેખ છે તે પ્રમાણે, સં. ૧૭૦૬મા રચાયેલી છે. એના કર્તા વિનયવિજય ઉપાધ્યાય એક પ્રતિભાશાળી, વ્યુત્પન્ન વિદ્વાન્ હતા અને સંસ્કૃત તથા ગુજરાતીમાં એમણે અનેક ગ્રન્થો રચેલા છે. તપાગચ્છના આચાર્ય હીરવિજયસૂરિના શિષ્ય કીર્તિવિજયના તેઓ શિષ્ય હતા. જૈન વિશ્વવિદ્યા (Cosmology)નું વર્ણન કરતો એમનો 'લોકપ્રકાશ' નામે વીસ હજાર શ્લોકપ્રમાણનો સંસ્કૃત ગ્રન્થ સૌથી વધુ પ્રસિદ્ધ

છે અને તે સં. ૧૭૦૮માં જૂનાગઢમાં રચાયો હતો. સં. ૧૬૯૬માં 'કલ્પસૂત્ર' ઉપર સુબોધિકા નામે પ્રમાણભૂત સંસ્કૃત ટીકા તથા સં. ૧૭૧૦માં રાધનપુરમાં 'હૈમલઘુપ્રક્રિયા' નામે વ્યાકરણગ્રન્થ તેમણે રચ્યાં છે. 'મેઘદૂત'ના અનુકરણ રૂપે રચાયેલા તેમના 'ઇન્દુદૂત' નામે ગુરુવિષયક સંસ્કૃત વિજ્ઞપ્તિલેખમાં આબુ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરૂચ અને સુરતના સુન્દર વર્ણનો આવે છે. આ સિવાય પણ તેમની કેટલીક નાની સંસ્કૃત કૃતિઓ છે. તેમની આશરે વીસેક નાનીમોટી ગુજરાતી રચનાઓ જાણવામાં આવી છે,[1] અને એ બધી સં. ૧૬૮૯ અને સં. ૧૭૩૮ની વચ્ચે રચાઈ છે એમાં 'શ્રીપાલ રાસ' ૭૫૦ ગાથા સુધી વિનયવિજયજીએ રાંદેરમાં રચ્યો. પછી તેઓ સં. ૧૭૩૮માં સ્વર્ગસ્થ થયા અને રાસ અપૂર્ણ રહ્યો. તેથી એમના પ્રીતિપાત્ર યશોવિજયજી ઉપાધ્યાયે બાકીનો રાસ પૂરો કર્યો.[2]

બાવીસમા તીર્થંકર નેમિનાથ અને રાજીમતીનું સુપ્રસિદ્ધ કથાનક એ આ કાવ્યનો વિષય છે. છંદ અને ફાગ (અથવા દુહા)માં એનો કાવ્યબંધ છે. પરંપરાગત રીતિએ વિપ્રલંભ શૃંગાર અને કરુણનું સારું નિરૂપણ કવિએ કર્યું છે.

## [૩૨] વૃદ્ધિવિજયકૃત 'જ્ઞાનગીતા'

૫૧ કડીની આ 'જ્ઞાનગીતા'ની બે પત્રની હસ્તપ્રત વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાંથી (નં. ૮૦૯) મળી છે.

અંતમાં ઉલ્લેખ છે તે પ્રમાણે, આ કાવ્ય સં. ૧૭૦૬માં સાંઈપુરમાં રચાયું છે. એના કર્તા વૃદ્ધિવિજય તપાગચ્છના લાભવિજયના શિષ્ય હતા. આ કૃતિ ઉપરાંત તેમણે સં. ૧૭૩૦માં 'શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન' રચ્યું છે તથા 'દશવૈકાલિક સૂત્ર'ના દશે અધ્યાયોની સજ્ઝાયો લખી છે.[3]

આ કાવ્યનો છંદોબંધ, આ પ્રકારની બીજી કેટલીક રચનાઓમાં છે તેમ, છંદ (જુઓ અગાઉ પૃ. ૨૧, ટિપ્પણ) અને ફાગ (દુહા)માં બંધાયો છે. એનો વિષય 'નારીનિરાસ ફાગ' સાથે સરખાવી શકાય એવો છે. મોહની પ્રબળતા દર્શાવી એમાંથી બચાવવા માટે કવિ શંખેશ્વર પાર્શ્વનાથને પ્રાર્થના કરે છે.

---

૧ 'જૈન ગુર્જર કવિઓ,' ભાગ ૨, ૪-૨૦

૨ એજ, ભાગ ૨, પૃ. ૧૯

૩ એજ, ભાગ ૨, પૃ. ૨૭૦-૨૭૧

## [૩૩] લક્ષ્મીવલ્લભકૃત 'અધ્યાત્મ ફાગ'

'અધ્યાત્મ ફાગ'ની એક પાનાની હસ્તપ્રત વડોદરાના જૈન જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગમાંથી (નં. ૨૦૨૦) મળી છે. લિપિ ઉપરથી પ્રતિ વિક્રમના ૧૮મા સૈકામાં લખાયેલી જણાય છે.

આ કાવ્યના કર્તા લક્ષ્મીવલ્લભ ખરતર ગચ્છના વાચક ક્ષેમકીર્તિના શિષ્ય સોમહર્ષના શિષ્ય હતા. તેમણે સં. ૧૭૨૫માં 'રતનદાસ ચોપાઈ,' સં. ૧૭૨૭-માં 'વિક્રમાદિત્ય પંચદંડ રાસ' તથા સં. ૧૭૩૮માં 'રાત્રિભોજન ચોપાઈ' રચી છે. આ ઉપરાંત રચનાવર્ષ વિનાનો એમનો 'અમરકુમાર ચરિત્ર રાસ' મળે છે.[૧] આ જોતાં પ્રસ્તુત 'અધ્યાત્મ ફાગ'નો રચનાકાળ સં. ૧૭૨૫ આસપાસ માનવો ઉચિત છે.

તનુ વૃંદાવનની કુંજમાં જ્યારે જ્ઞાનવસંત પ્રકટે છે ત્યારે મતિગોપી સાથે પાંચે ગોપ (ઇન્દ્રિયો) મળે છે; સુમતિ રાધાજી સાથે આતમ હરિ હોરી ખેલે છે, એવું રૂપક કવિએ આપ્યું છે, અને એમાં વેદાન્ત તથા યોગની પરિભાષાની અસર જણાય છે. ૧૩ કડીની આ રચના એક સુન્દર કાવ્ય છે.

## [૩૪] ઉદયવિજયકૃત 'પાર્શ્વનાથ રાજગીતા'

આ કૃતિની બે હસ્તપ્રતો મળી છે—એક વડોદરા જૈન જ્ઞાનમન્દિરમાંના મુનિશ્રી હંસવિજયજી મહારાજના સંગ્રહની બે પત્રની પ્રતિ (નં. ૪૭૬૩) અને બીજી એ જ જ્ઞાનમન્દિરમાંના પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી શાસ્ત્રસંગ્રહના ગુજરાતી વિભાગની ત્રણ પત્રની પ્રતિ (નં. ૮૯૭). બેમાંથી એકેયમાં લેખન-સંવત નથી, પણ બન્નેય લિપિ ઉપરથી વિક્રમના ૧૮મા સૈકાના અંતની કે ૧૯મા સૈકાના પ્રારંભની હોય એમ અનુમાન થાય છે. એમાંથી પ્રવર્તક શ્રીકાન્તિવિજયજીવાળી પ્રત પહેલાં મળી હતી, પણ તે ઘણી અશુદ્ધ હોઈ તેને આધારે સંપાદન અશક્ય હતું. પાછળથી મુનિ શ્રીહંસવિજયજીના સંગ્રહમાંની પ્રમાણમાં શુદ્ધ પ્રત મળી આવતાં આ સંગ્રહમાં પ્રસ્તુત કાવ્યનો સમાવેશ કરી શકાયો. હંસવિજયજીવાળી હસ્તપ્રતને મુખ્ય ગણી બીજી પ્રતનાં પાઠાન્તર નોંધ્યાં છે. બીજી પ્રત અશુદ્ધ હોવા છતાં પ્રસંગોપાત્ત અર્થનિર્ણય તથા પાઠ-શોધનમાં ઉપયોગી છે.

---

૧ એ જ, પૃ. ૨૪૩-૨૪૫

આ ગ્રન્થના કર્તા ઉદયવિજય તપાગચ્છના વિજયસિંહસૂરિના શિષ્ય હતા. તેમણે સં. ૧૭૨૮માં 'શ્રીપાલ રાસ' રચ્યો છે, એટલે 'પાર્શ્વનાથ નામગીતા'ની રચના પણ એ અરસામાં થઈ હશે. આ ઉપરાંત ઉદયવિજયે 'મગનમનશ રાસ', 'રોહિણી રાસ' તથા બીજી પ્રકીર્ણ ગુજરાતી કૃતિઓ રચી છે.[1]

'પાર્શ્વનાથ નામગીતા'માં કવિએ શંખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ કરીને મોહનરાય તેમની આ વિનતી જેમને કરી છે. 'નેમિનાથ પ્રેમગીતા'ની જેમ આમાં કશો કથાપ્રસંગ નથી. એ રીતે વૃદ્ધિવિજયની 'જ્ઞાનગીતા' સાથે આ રચનાને ઠીક સામ્ય છે. તેનાથી થોડાક સમય પહેલાં રચાયેલ એ કાવ્ય ઉદયવિજયે જોયું હોય એ અસંભવિત નથી.

આની રચનાઓના ઉલ્લેખ વિશે અગાઉ [૧૮] અને [૭૬]ના પરિચયમાં નોંધ કરી છે.

## અનુપૂર્તિ

### [૭૫] 'જિનચન્દ્રસૂરિ ફાગુ'

સંગ્રહની અનુપૂર્તિમાં રજૂ કરેલું આ કાવ્ય ઉપલબ્ધ ફાગકાવ્યોમાં પ્રાચીનતમ છે. જેમને વિશે આ કાવ્ય રચાયું છે તે જિનચન્દ્રસૂરિ ખરતરગચ્છના આચાર્ય હતા. કાવ્યના આરંભમાં ઉલ્લેખ છે તે પ્રમાણે જિનપ્રબોધસૂરિની પાટે તેઓ આચાર્ય થયા હતા. એમનો જન્મ સં. ૧૩૨૬માં થયો હતો, તેમણે દીક્ષા સં. ૧૩૩૨માં લીધી હતી. એમને સૂરિપદ આપવાનો મહોત્સવ સં. ૧૩૪૧માં પાટણમાં થયો હતો.[2] આ ફાગુ એ મહોત્સવ પ્રસંગે રચાયો હોય એવું અનુમાન થાય છે, કેમકે પ્રારંભમાં અણહિલવાડ પાટણના અલંકારરૂપ તીર્થંકર શ્રીશાન્તિનાથની સ્તુતિ કરેલી છે તથા છેલ્લે પણ 'ગુજરાત પાટણ સર્વ નગરોમાં ઉત્તમ છે' એમ કહીને એ નગરની પ્રશંસા

---

૧ એજ, પૃ. ૨૫૧, ૧૯.

૨ એજ, પૃ. ૬૯૮. વળી જુઓ આચાર્ય શ્રી જિનવિજયજી સંપાદિત 'ખરતરગચ્છ પટ્ટાવલીસંગ્રહ', પૃ. ૨૦, ૫૪. એક પટ્ટાવલિ (પૃ. ૫૪) જાબાલિપુર—જાલોરમાં પદમહોત્સવ થયાનું કહે છે. પણ પ્રસ્તુત ફાગુનો નિર્દેશ એ બાબતમાં પૂરતો સ્પષ્ટ છે. જિનચન્દ્રસૂરિનું અવસાન સં. ૧૩૭૬માં થયું હતું.

કરી છે. કર્તાનું નામ નથી, પણ ખરતર ગચ્છના સાધુઓમાંથી કોઈએ એની રચના કરી હશે એમ માનવું જોઈએ.

આ પદ્મહોત્સવ વૈશાખ સુદ ૧૪ ના દિવસે થયો હતો, એટલે વસંતઋતુનું વર્ણન કરી, મદનનું આક્રમણ અને છેવટે શ્રી જિનચન્દ્ર દ્વારા મદનનો પરાજય કવિ વર્ણવે છે. વચ્ચેનો અર્ધ જેટલો પણ વધુ અંશ ત્રુટિત હોવાથી આ કૃતિ ખંડિત દશામાં મળી છે, અને એ મળી ત્યારે સંગ્રહનો પ્રારંભનો કેટલોક ભાગ છપાઈ ગયો હતો એ કારણે એને અનુપૂર્તિમાં સ્થાન આપ્યું છે.

જેસલમેરના ગ્રન્થભંડારમાંની એક હસ્તલિખિત સંગ્રહપોથીમાંથી શ્રી અગરચંદ નાહટાએ આ ફાગની નકલ કરી હતી, અને એ નકલ તેમણે મને આ સંગ્રહ માટે મોકલી હતી. એ પ્રતિમાનું એક પત્ર ખોવાઈ ગયેલું હોવાથી ૭ થી ૨૦ સુધીની કડીઓ મળતી નથી અને ૬ઠ્ઠી તથા ૨૧મી કડીના ટુકડા જ મળે છે. આ સંપાદન કરતી વખતે જેસલમેરથી મૂળ પ્રત મેળવવાનું શક્ય નહોતું અને તેથી જે સ્વરૂપે નકલ મળી એ સ્વરૂપે કાવ્ય અહીં છાપ્યું છે.

## [૭૬] 'વિરહ દેસાઉરી ફાગુ'

કાપડ ઉપર લખાયેલાં જે ઓળિયામાંથી અંક ૬૬ અને ૬૭નાં ફાગુઓ લેવામાં આવ્યાં છે તેમાં આ ફાગની માત્ર છેવટની થોડીક કડીઓ (અને એમાંની પણ કેટલીક તો ત્રુટિત સ્થિતિમાં) છે, એટલે આ સંગ્રહમાં તે લઈ શકાય એમ નહોતું, પણ એની શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ બીજી કોઈ પ્રાચીન પ્રત ઉપરથી કરેલી સંપૂર્ણ નકલ, સંગ્રહનાં બાકી કાવ્યો મુદ્રિત થઈ ગયાં પછી શ્રી અગરચંદ નાહટા દ્વારા મળી જતાં એ કાવ્યને પણ અહીં અનુપૂર્તિમાં સ્થાન આપ્યું છે તથા ઓળિયામાં જે કડીઓ—સંપૂર્ણ કે ત્રુટિત—મળે છે એના પાઠાન્તર નોંધ્યા છે.

'વિરહ દેસાઉરી ફાગુ'ની મૂળ હસ્તપ્રત પ્રવર્તક શ્રી કાન્તિવિજયજીના સંગ્રહમાં ક્રમાંક ૭૬૧માં હોવાનું શ્રી મોહનલાલ દેસાઈએ નોંધ્યું છે, પણ પ્રવર્તકશ્રીના વડોદરાના સંગ્રહમાં કે તેઓશ્રીનો જ્યાં સંબંધ હતો તે પાટણ કે છાણીના ભંડારોમાં પણ એ હસ્તપ્રત છે જ નહિ, એટલે શ્રી દેસાઈએ પ્રવર્તકશ્રી પાસે એ પ્રત જોઈ હોય તોપણ એમના સંગ્રહમાં એ મૂકી નથી અથવા બીજા કોઈ સ્થાનની પ્રત વિષે આની નોંધ શરતચૂકથી થઈ હોય એમ અનુમાન કરવું રહ્યું.

'વિરહ દેસાઉરી ફાગુ' એ એક દુર્લભ જૈનેતર ફાગુકાવ્ય છે, અને ઉપર જેનો નિર્દેશ કર્યો છે એ ઓળિયાની પ્રાચીનતા જોતાં આ કાવ્ય પણ ઓળિયામાંની બીજી બે કૃતિઓ જેટલું જૂનું છે—અર્થાત્ વિક્રમના સોળમા શતકથી અર્વાચીન નથી. એના અંતમાં ઉલ્લેખ છે તે પ્રમાણે, આ ફાગુ પાટણમાં રચાયેલો છે, પણ કર્તાએ પોતાનું નામ આપ્યું નથી. 'વસંતવિલાસ'ની જેમ આમાં પણ વિપ્રલંભ અને પછી સંભોગ શૃંગારનું નિરૂપણ છે અને નાયક નાયિકા લૌકિક જીવનનાં છે. આમ છતાં શૃંગારના નિરૂપણમાં વ્યાપક એવી કૃત્રિમતા પણ આ કવિના મનમાંથી દૂર થઈ નથી, એ કડી ૨૧, ૨૭, ૩૯ અને ૪૪ના ઉલ્લેખો ઉપરથી જણાય છે. કાવ્યના ઉત્તરાર્ધમાં નાયક દેશાવરથી પાછો આવે છે માટે 'વિરહ દેસાઉરી ફાગુ' એ તેનું નામ સાર્થક છે. આમાં પણ બીજા કેટલાક ફાગુની જેમ વચ્ચે સંસ્કૃત શ્લોકો આવે છે અને ગુજરાતીના અશુદ્ધ અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ છે એ નોંધપાત્ર છે. કડી ૧, ૧૯ અને ૨૦માં 'ફાગુ'નો નિર્દેશ અભ્યસનીય છે. કડી ૧૧, ૧૨ અને ૪૯ એ 'વસંતવિલાસ'ની અનુક્રમે કડી ૧૨, ૨૩ અને ૩૯નું સ્મરણ કરાવે છે.

શ્રી. મોહનલાલ દેસાઈએ જે ઉપરથી નકલ કરેલી છે તે મૂળ પ્રતનો પત્તો લાગ્યો નથી અને ઓળિયું અશુદ્ધ હોવા સાથે એમાંનો આ ફાગ સાવ ત્રુટિત સ્થિતિમાં છે. આથી એનો પાઠ કેટલેક સ્થળે અસ્પષ્ટ અને અશુદ્ધ રહ્યો છે. એની વિશ્વસનીય જૂની પ્રત મળે તો આ પાઠોનો પરિષ્કાર થાય. પરન્તુ આ કૃતિની વિરલતા જોતાં અત્યારે તો મળ્યું છે એ સ્થિતિમાં પણ એને અહીં મુદ્રિત કરવાનું ઉચિત ધાર્યું છે.

શ્રી. દેસાઈવાળી નકલમાં તેમ જ ઓળિયામાં કડીઓના ક્રમાંક વ્યવસ્થિત નહિ હોવાથી મુદ્રિત પાઠમાં નવેસરથી ક્રમાંક કર્યા છે.

### [ ૩૯ ] 'અમરરત્નસૂરિ ફાગુ'

સંગ્રહનો લગભગ પોણો ભાગ છપાઈ ગયા પછી આ ફાગુ મળ્યો હોઈ તેને પણ અહીં અનુપૂર્તિમાં સ્થાન આપ્યું છે. એની એક જ પાનાની હસ્તપ્રત મને પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી તરફથી પ્રાપ્ત થઈ હતી. પ્રતમાં લેખનસંવત નથી, પણ લિપિ ઉપરથી તે વિક્રમના સોળમા શતકથી અર્વાચીન જણાતી નથી.

આગમ ગચ્છના આચાર્ય અમરરત્નસૂરિનો મહિમા ગાવા માટે આતરયમકવાળા દુહામાં આ સંક્ષિપ્ત કાવ્ય રચાયેલું છે. આ સંગ્રહમાંનો

'હેમરત્નસૂરિ ફાગુ' (કાવ્યાંક ૧૬) જેમને વિષે રચાયેલો છે તે હેમરત્નસૂરિએ અમરરત્નસૂરિને સૂરિમંત્ર આપ્યો હતો (કડી ૬). અમરરત્નસૂરિને સં. ૧૫૧૩માં આચાર્યપદ મળ્યું હોવાનું પણ આમાંથી જણાય છે (કડી ૮). વળી અમરરત્નસૂરિના ધાતુપ્રતિમાલેખો સં. ૧૫૨૪ થી સં. ૧૫૪૭ સુધીમાં મળ્યા છે,[1] એટલે સોળમા સૈકાના પૂર્વાર્ધમાં તેઓ વિદ્યમાન હતા એ નિશ્ચિત છે. એમના શિષ્યમંડળમાંથી કોઈએ એ અરસામાં જ આ કાવ્યની રચના કરી હોય એમ અનુમાન થાય છે.

કાવ્યના આરંભમાં કર્તાએ કાવ્યનાયક અમરરત્નસૂરિની જન્મભૂમિ શ્રીમાલનો તથા એમનાં માતાપિતાનો નિર્દેશ કર્યો છે. પછી એમની દીક્ષાની અને સૂરિમંત્રપ્રાપ્તિની વાત કરી છે. આચાર્યે કામદેવ ઉપર વિજય મેળવ્યો એ વર્ણવતાં કડી ૧૦ થી ૧૫ સુધીમાં ફાગુની પરંપરાગત પદ્ધતિએ કવિએ ટૂંકું અને છટાદાર વસંતવર્ણન કર્યું છે તથા છેલ્લી ત્રણ કડીઓમાં જુદી જુદી રીતે સૂરિના ગુણોનું સ્તવન કર્યું છે.

જુદા જુદા આચાર્યો વિષેના જે ફાગુઓ આ પહેલાં મળ્યા છે તેમાં આ કાવ્યની પ્રાપ્તિથી એક નોંધપાત્ર ઉમેરો થાય છે.

## [૩૮] જયશેખરસૂરિકૃત દ્વિતીય 'નેમિનાથ ફાગુ'

સં. ૧૪૬૨માં 'પ્રબોધચિન્તામણિ' નામે રૂપકગ્રન્થ સંસ્કૃતમાં રચનાર અને ત્યાર પછી એની રૂપરેખામાં જરૂર ફેરફાર કરીને 'ત્રિભુવનદીપક પ્રબન્ધ' નામે ઉત્તમ ગુજરાતી કાવ્ય રચનાર જયશેખરસૂરિ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પંક્તિના જૈન કવિ તરીકે પ્રસિદ્ધ છે. એ કાવ્યના "બંધની સરળતા, વાણીનો પ્રસાદ અને કવિતાની ધમક જોતાં સૂરીશ્વરે બીજાં ગુજરાતી કાવ્યો રચ્યાં હોવાં જોઈએ," એવું શ્રી. કેશવલાલ ધ્રુવે પચીસેક વર્ષ પહેલાં કરેલું અનુમાન સાચું પડ્યું છે.

જિણિ જગિ ઉજ્જલ કમલિ અમરહિ સોમહિ કંતિ,
વિલસઇ સિદ્ધ સરસ્વતિ સંપત્તિ અભિરામ.

---

૧. આચાર્ય બુદ્ધિસાગરસૂરિકૃત 'જૈન ધાતુપ્રતિમાલેખસંગ્રહ,' ભાગ ૧. ૨જો પૃ. ૩૪; મુનિ કાન્તિસાગરકૃત 'જૈન ધાતુપ્રતિમાલેખ,' ક્રમાંક ૨૨૦; મુનિ વિજયધર્મસૂરિસંપાદિત 'પ્રાચીન લેખસંગ્રહ,' ભાગ ૧. ક્રમાંક ૨૨૨, ૪૧૩, ૪૪૯, ૪૬૬.

એ પંક્તિઓથી શરૂ થતો, જયશેખરસૂરિકૃત એક 'નેમિનાથ ફાગુ' ટૂંક સમયમાં ગાયકવાડ ઑરિએન્ટલ સિરીઝમાં પ્રસિદ્ધ થયેલ 'ગુર્જર રાસાવલિ'-માં છપાયો છે. ત્યાર પછી હમણાં જ, ચાણસ્માના જ્ઞાનભંડારમાંથી જયશેખરસૂરિકૃત વિવિધ ગુજરાતી રચનાઓની ૨૧ પત્રની એક હસ્તલિખિત પોથી પ પં. શ્રીરમણિકવિજયજીના સૌજન્યથી મળી છે. એનાં પત્ર ૧૭-૧૮ ઉપર જયશેખરસૂરિનો આ બીજો 'નેમિનાથ ફાગુ' લખાયેલો છે. અર્થાત્ કૃષ્ણર્ષીય જયસિંહસૂરિની જેમ (કાવ્યાંક ૩-૪) જયશેખરસૂરિએ પણ બે 'નેમિનાથ ફાગુ' રચ્યા છે; પણ જયસિંહસૂરિના બે ફાગ વિભિન્ન પ્રકારના છંદોબંધમાં છે. જયશેખરસૂરિનો પહેલો ફાગ સાદ્યન્ત આંતરયમકવાળા દુહામાં છે, જ્યારે બીજા ફાગની પહેલી ૨૪ કડી આંતરયમકવાળા દુહામાં છે, પરન્તુ બાકીના કાવ્યનો બંધ અનુક્રમે એક દુહો અને ત્રણ કે ચાર રોળા છંદની બનેલી કુલ ૭ 'ભાસ'નો છે. ચાણસ્માની હસ્તપ્રતમાં પુષ્પિકાઓમાં 'જિણિ જગિ જનઉ૦'થી આરંભાતા પહેલા ફાગને 'નેમિનાથ ફાગ' કહ્યો છે, જ્યારે બીજા ફાગુનો 'શ્રીનેમિનાથસ્ય ફાગબંધેન સ્તુતિઃ' એવો નિર્દેશ કર્યો છે.

આ હસ્તપ્રતમાંની જયશેખરસૂરિકૃત વિવિધ પ્રકીર્ણ કૃતિઓમાંથી કોઈમાં રચનાવર્ષ નથી. એકેય કૃતિની પુષ્પિકામાં નકલ કર્યાનું વર્ષ નથી, પણ લિપિ અને ભાષા જોતાં વિક્રમના પંદરમા શતકથી અર્વાચીન આ પ્રતિ નથી.

ચાણસ્માની હસ્તપ્રતને આધારે પ્રસ્તુત દ્વિતીય 'નેમિનાથ ફાગુ'નો પાઠ અહીં આપ્યો છે. આ પુસ્તકનું મુદ્રણ લગભગ પૂરું થયા પછી—મૂલ કાવ્યો અને શબ્દકોશ છપાઈ ગયા પછી અને 'કૃતિપરિચય'નો પણ મોટો ભાગ છપાયા પછી એ પ્રત મળી હોવાથી પ્રસ્તુત 'નેમિનાથ ફાગુ'ના શબ્દો 'શબ્દકોશ'માં લઈ શકાયા નથી તથા અનુપૂર્તિમાં એ કાવ્ય છાપ્યું છે ત્યાં પણ કાલાનુક્રમે નહિ મૂકી શકાતાં કામચલાઉ પૃષ્ઠાંક આપી તે છેલ્લું મૂક્યું છે.

# ફાગુનો સાહિત્યપ્રકાર

પદ, આખ્યાન, રાસ, વાર્તા આદિની જેમ ફાગુ પણ જૂના ગુજરાતી સાહિત્યનો એક મુખ્ય પ્રકાર છે. કૃતિપરિચયમાં આપણે જોયું તેમ તથા એનું નામ જ સૂચવે છે તે પ્રમાણે, એ વસંતવર્ણનનો સાહિત્યપ્રકાર હોઈ માનવ ભાવ અને પ્રકૃતિનું સમન્વિત સુભગ આલેખન એ એની એક વિશિષ્ટતા છે. ગુજરાતી ભાષાના ઠેઠ આરંભકાળથી માંડી વિક્રમના ઓગણીસમા સૈકા સુધી રચાયેલા ફાગુના પુષ્કળ નમૂના મળે છે, અને વસ્તુ, નિરૂપણ, છંદોરચના આદિની દૃષ્ટિએ આ સાહિત્યપ્રકારે સાધેલા વિકાસનો અભ્યાસ કરવા માટે પૂરતી સામગ્રી એમાંથી પ્રાપ્ત થાય છે.

જે ફાગુઓ આજ સુધી સચવાયા છે એમાંના મોટા ભાગના જૈનકૃત છે. જૈન સાહિત્ય મોટે ભાગે જૈન ગ્રન્થભંડારોમાં સચવાઈ રહ્યું, જ્યારે જૈનેતર સાહિત્યને વિષે એવું ન બની શક્યું, એ જ મુખ્યત્વે એનું કારણ છે. આથી નરસિંહ મહેતા પૂર્વેના ગુજરાતી સાહિત્ય અને ભાષાના અધ્યયન માટે જૈન સાહિત્ય એ જ મુખ્ય સાધન છે. જૈનેતર ફાગુઓ અત્યાર સુધીમાં માત્ર નવ જાણવામાં આવ્યા છે—અજ્ઞાત કવિકૃત 'વસંતવિલાસ,'[1] 'ફાગુ' અથવા

૧ શ્રી. કેશવલાલ ધ્રુવે ગુજરાતીનું આ શ્રેષ્ઠ ફાગુકાવ્ય પહેલી વાર ખોળી કાઢ્યું અને 'ગુજરાત શાળાપત્ર,' 'હાજી મહમ્મદ સ્મારકગ્રન્થ' અને 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'માં એની ઉત્તરોત્તર ત્રણ વાચનાઓ છપાવી. એ પછી શ્રી. કાન્તિલાલ વ્યાસે એનું પુનઃસંપાદન કર્યું છે. આ કાવ્યના કર્તાને સામાન્યતઃ જૈનેતર ગણવામાં આવે છે તથા 'નારાયણ ફાગુ'ના કર્તાથી એને અભિન્ન લેખવામાં આવે છે; પણ એ વિષે શ્રી. ઉમાશંકર જોશી એક તર્ક કરે છે તે ધ્યાનપાત્ર છે: "એક સૂચક હકીકત એ છે કે પ્રસ્તુત કૃતિમાં નાયક તરીકે કૃષ્ણનો અણસાર નથી. એટલે તે જૈનેતરની ન હોવાના સંભવને પણ અવકાશ છે. નેમિનાથ કે સ્થૂલિભદ્ર જેવાનું આલંબન લેતાં બધું ઠાલું ઠાલું થઈ જાય, એટલે જૈન હોવા છતાં કવિએ કાવ્યની શક્યતાઓને સાચવી લેવા તેવા નાયકોને પડતા મૂક્યા હોય, એ રીતે એ સંભાવના વિચારવા જેવી છે" (શ્રી. રજનીકાન્ત ભટ્ટકૃત 'વસંતવિલાસ'નો અર્વાચીન ગુજરાતી અનુવાદ, પ્રસ્તાવના પૃ. ૧૬). આ સંગ્રહમાં લેવાયેલો ગુણચંદ્રસૂરિનો 'વસંતફાગ' એ રીતે એક સાંસારિક શૃંગારકાવ્ય હોવા છતાં જૈન કવિની કૃતિ છે. અલબત, 'વસંતવિલાસ'ની બાબતમાં શ્રી. ઉમાશંકરે કહ્યું તેમ આ કેવળ સંભાવના જ છે.

'નારાયણ ફાગુ,'[1] ચતુર્ભુજકૃત 'ભ્રમરગીતા,'[2] સોનીરામકૃત 'વસંત-વિલાસ,'[3] અજ્ઞાત કવિકૃત 'હરિવિલાસ ફાગ,'[4] અને આ સંગ્રહમાંનાં 'કામીજનવિશ્રામ તરંગ ગીત' (કાવ્યાંક ૨૧), 'સુપઇ-ફાગુ' (કાવ્યાંક ૨૨), 'ફાગુ' (કાવ્યાંક ૨૩) અને 'વિરહ દેસાઉરી ફાગ' (કાવ્યાંક ૩૬).

---

૧ આમાંથી અવતરણો માટે જુઓ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક,' પુ. ૧, પૃ. ૪૩૨-૩૭.

૨ મુદ્રિત : આ સંગ્રહમાં, કાવ્યાંક ૧૯

૩ મુદ્રિત : શ્રી. વ્યાસ-સંપાદિત 'વસંતવિલાસ'ના પરિશિષ્ટમાં.

૪ 'હરિવિલાસ'ની હસ્તપ્રત મુંબઈમાં ભારતીય વિદ્યાભવનના સંગ્રહમાં છે. એમાં વિષય શ્રીકૃષ્ણની બાળલીલાનો છે. આરંભમાં બાળકૃષ્ણ દ્વારા પૂતના અને અન્ય અસુરોનો વધ, પછી દાણલીલા અને રાસલીલાનું વર્ણન છે. તેમાં રાસલીલામાં આરંભે ગોપીઓ સાથે સંયોગ, પછી વિયોગ અને અંતે સંયોગ ને વસંત-વર્ણન, એમ ફાગુકાવ્યોની પરિપાટી અનુસાર વિપ્રલંભ અને સંભોગશૃંગાર અહીં પણ છે. ચાલુ છંદ 'વસંતવિલાસ' આદિમાં છે તેવા આંતરયમકવાળા દુહાનો છે; ત્રણ પદ્ય ગુજરાતીમાં વસન્તતિલકામાં છે વચ્ચે સંગતિના ૨૪ સંસ્કૃત શ્લોક આવે છે, જે બધા 'વિષ્ણુપુરાણ'માંથી છે. કાવ્યનો આદિ-અંત આ પ્રમાણે છે :

આદિ—

પૂજીય ચંપકિ ભારતી, આરતી કરીય કપૂરિ,
ગોવિંદના ગુણ ગાઇસિઉં ધાઇસિઉં પાતક દૂરિ. ૧

પણમીય ગુણ તણુ નાયક, દાયક શ્રેય અનંત,
ગાઇસિઉ ચીતિ આરાહીય, રાહીય-રૂપિણિ-કંત. ૨

અન્ત—

યુવજનદુઃખવિમોચન, લોચન ચંચલ મીન,
અહનિશિ મિલઇ અશોક કિ કોક કિ કુચયુગ પીન. ૧૩૧
અરુણ ચરણ કર કમલ કિ અમલ કિ પુલિન નિતંબ,
દીસઈ એ મુખચંદ્ર કિ ચંદ્રતણું પ્રતિબિંબ. ૧૩૨

વસંતતિલકાનો એક નમૂનો આ પ્રમાણે છે :

શ્લોક: આવિઉ વસંત નૃપમંડલિ સ્વર્ગ છાંડી,
તુ પાંનિ ફૂલિ પહિલું વનરાઈ માંડી;
મુર્યા અછિ ચિહું દશે સહકારવૃક્ષ,
બઇઠા તિહાં ભ્રમર કોકિલ કોડિ લક્ષ.

ડૉ. હરિવલ્લભ ભાયાણી જેઓ આ કાવ્યનું સંપાદન કરનાર છે એમનો આ અવતરણો મોકલવા માટે આભાર માનું છું.

આમાં પણ 'વસંતવિલાસ'ની એક (સ્વ. કેશવલાલ ધ્રુવને મળેલા સચિત્ર ઓળિયા) સિવાય બધી હસ્તપ્રતો જૈન ભંડારની છે અને 'ભ્રમરગીતા' તથા ગોનીરામકૃત 'વસંતવિલાસ' પણ જૈન ભંડારોમાંથી મળ્યા છે. જે થોડાક નમૂના મળ્યા છે તે પણ એટલું જ તો અવશ્ય બતાવી જાય છે કે વસંતવર્ણનનો એક જ મૂળ પ્રકાર જૈનેતર સાહિત્યમાં સહેજ પ્રકારાન્તરે વિકસ્યો છે.

વસંતવર્ણન ઉપરાંત વસંતક્રીડા એ ફાગુનો વિષય છે, અને શૃંગારના બન્ને પ્રકારો—વિપ્રલંભ અને સંભોગ—નું એમાં નિરૂપણ હોય છે. પ્રાચીનતર અપભ્રંશમાં આપણને રાસુ વગેરે પ્રકારોના નમૂના મળે છે તેમ ફાગુના મળતા નથી, અને તેથી ફાગુનું સાહિત્યપ્રકાર લેખે મૂળ ચોક્કસ રૂપે સમજવાનાં સાધનો નથી, પણ સંસ્કૃત સાહિત્યનાં ઋતુવર્ણનનાં કાવ્યો સાથે એની તુલના કરી શકાય.

'ફાગુ' શબ્દની વ્યુત્પત્તિ સં. फल्गु ('વસંત')—પ્રા. फग्गु—फागु એ પ્રમાણે સાધવી જોઈએ. આચાર્ય હેમચન્દ્રે 'દેશીનામમાલા' (૬-૮૨)માં 'ફગ્ગૂ' શબ્દ 'વસંતોત્સવ'ના અર્થમાં આપ્યો છે. સં. फाल्गुन, પ્રા. फग्गुण ઉપરથી એની વ્યુત્પત્તિ સાધવાનો પ્રયત્ન ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ યોગ્ય નથી. ગુજરાતી અને મારવાડીમાં હોળીનાં અશિષ્ટ ગીતો માટે 'ફાગ' શબ્દ વપરાય છે ત્યાં અર્થ હલકો પડી ગયો છે. આ વર્તમાન પ્રયોગ તેમ જ હેમચન્દ્રે આપેલ 'ફગ્ગૂ' શબ્દ ફાગુના લૌકિક મૂલનું સૂચન કરી જાય છે અને એમાંથી કાળાન્તરે ફાગુને શિષ્ટ સાહિત્યમાં સ્થાન મળ્યું હશે એ વસ્તુનો નિર્દેશ કરે છે.

'વસંતવિલાસ' (વિ.નો ૧૫મો સૈકો) એ આંતરયમકવાળા ૮૪ દુહામાં વચ્ચે વચ્ચે શ્લોકો મૂકીને રચેલું ફાગુકાવ્ય છે. એમાં ક્યાંય ધાર્મિકતાનો સંસ્પર્શ નથી, પંક્તિએ પંક્તિએ જીવનનો ઉલ્લાસ ઊભરાય છે, પાત્રો વ્યક્તિઓ નહિ પણ સમષ્ટિ છે–એ કારણે હમણાં સૂચવ્યું તેમ એના કર્તાને જૈનેતર ગણવામાં આવ્યો છે,[૧] અને એ રીતે પ્રાચીનતમ ઉપલબ્ધ જૈનેતર ફાગુકાવ્ય એને ગણી શકાય. 'વસંતવિલાસ' અને 'નારાયણ ફાગુ'નો કર્તા એક હશે એવું અનુમાન પણ આંતરિક પ્રમાણોને આધારે કરવામાં આવ્યું છે.[૨] 'નારાયણ ફાગુ'માં કૃષ્ણ અને ગોપીઓના વસંતવિહારનું વર્ણન છે.

૧. શ્રી. કેશવરામ શાસ્ત્રી, 'કવિચરિત,' ભાગ ૧, પૃ. ૫૫-૬૦

૨. એ જ.

એનો પદ્યબંધ આ સંગ્રહમાના 'સુરંગાભિધ નેમિ ફાગ' આદિની જેમ ફાગ (દુહો), રાસક, અડિલ, અઢૈયામા બંધાયેલો છે. એમા—

वीराणे कीर्त्तितो देव त्वमेव भुवनाधिपः ।
नतर्षि. श्रीजगद्वद्यो ज्ञानी ध्यानी गुणी यति. ॥

એ સંસ્કૃત શ્લોકમાના 'नतर्षिः' શબ્દ ઉપરથી કેટલાક નતર્ષિને આ ફાગનો કર્તા માન્યો છે એ યોગ્ય નથી. આ શબ્દ શ્રીકૃષ્ણનું વિશેષણ છે અને 'જેને ઋષિઓ નમન કરે છે' એવો તેનો અર્થ છે બીજા જૈનેતર ફાગુઓ આ પછીના છે.

સમગ્ર ગુજરાતી સાહિત્યમા આ સાહિત્યપ્રકારનો જૂનામાં જૂનો ઉપલબ્ધ નમૂનો તે આ સંગ્રહના કાવ્યાંક ૩મા લેવાયેલ ત્રુટિત 'જિનચંદ્રસૂરિ ફાગુ' છે. એ પછી જિનપદ્મસૂરિનો 'સ્થૂલિભદ્ર ફાગુ' (સં. ૧૩૯૦-૧૪૦૦), અને કાલાનુક્રમે ત્યાર પછી તુરત જ રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ' (સં. ૧૪૦૫ આસપાસ) આવે છે. આ કાવ્યોમા, ત્યાર પછીના બીજા ફાગુઓમા તથા અન્ય જૂના ગુજરાતી સાહિત્યમા ફાગુના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડતા સંખ્યાબંધ સૂચક ઉલ્લેખો મળે છે. મારા ધ્યાનમાં આવેલા એ પ્રકારના ઉલ્લેખોનુ કાલાનુક્રમિક તારણ અભ્યાસીઓને ઉપયોગી થઈ પડશે એમ માનીને અહીં આપુ છુ. આ સંગ્રહમા નહિ લેવાયેલી અથવા આ પહેલાં જેમનો ખાસ ઉલ્લેખ થયો નથી એવી કૃતિઓનો સમયનિર્દેશ પણ એમાં કર્યો છે:

(૧) ખરતરગચ્છિ જિણપદમસૂરિકિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઇ ચૈત્રમાસિ રંગહિ ગાવેવઉ
—જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ,' કડી ૨૭

(૨) રાજલદેવિસઉં સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ,
મલધારિહિં રાયસિહરસૂરિકિઉ ફાગુ રમીજઇ.
—રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ,' કડી ૨૭

(૩) બંભવબોલિય વાલ રંગિ નવ ફાગુ રમંતે,
દુક્ખિય વિરહિણિ નયણુ નીરુ નીઝરણુ ઝરંતે.
—કૃષ્ણર્ષીય જયસિંહસૂરિકૃત પહેલો 'નેમિનાથ ફાગુ,' કડી ૫

(૪) ભવિય જિણેસરભવણુ રંગિ રિતુરાઉ રમેવઉ,
કન્હરિસી જયસિંહસૂરિકિઉ ફાગુ કહેવઉ.
—એ જ, કડી ૩૨

(૫) લાજ વિલોપિય ગોપિય, રોપિય દઢ અનુરાગુ,
રસ ભરિ પ્રિયતમુ રેલઇ, ત્લેવઇ ખેલઇ ફાગુ.
—કૃષ્ણર્ષીય જયસિંહસૂરિકૃત બીજો 'નેમિનાથ ફાગુ,' કડી ૧૨

(૬) તિણિ પુરિ પાસહ વર ભુવણિ, ચાલક ઘહુ દિસિ નારે,
ફાગ છંદિ અમ્હિ ખેલિસું, સારુ જુ ઈહુ સંસારે.
—પ્રસન્નચંદ્રસૂરિકૃત 'રાવણિ પાર્શ્વનાથ ફાગુ,' કડી ૬

(૭) ફાગુ વસતિ જિ ખેલઇ, ખેલઇ સુગુણ નિધાન,
વિજયવંત તે ગાજઇ, રાજઇ તિલક સમાન
—અજ્ઞાત કવિકૃત 'જંબુસ્વામી ફાગ,' કડી ૫૯

(૮) અહે સમુધરુ ભણઇ, સોહાવણઉ ફાગુ ખેલઉ સવિચાર.
—સમુધરકૃત 'નેમિનાથ ફાગુ,' કડી ૨૮

(૯) કિવિ નાચઇ મનરંગિ, કેવિ ખેલઇ તિહિ ફાગો,
કિવિ વાયંતિ વસંત નામિ પયડિય વર રાગો.
—અજ્ઞાત કવિકૃત 'પુરુષોત્તમ પાચ પાડવ ફાગ,' કડી ૨૧

(૧૦) દેવ સુમંગલપુત્તફાગુ ગાયઉ ભો ભવિયા,
જિમ તુમ્હિ પામઉ રિદ્ધિવૃદ્ધિ મંગલસંકલિયા
—અજ્ઞાત કવિકૃત 'ભરતેશ્વર ચક્રવર્તી ફાગ,' કડી ૨૦

(૧૧) પીણ પયોહર અપચ્છર ગુજર ધરતીય નારિ,
ફાગુ ખેલઇ તે ફરિ ફરિ નેમિજિણેસર બારિ
—પદ્મકૃત 'નેમિનાથ ફાગુ,' કડી ૫

(૧૨) ફાગુ ખેલઇ મનરંગિહિ હંસગમણિ મૃગનયણિ
—એ જ કડી ૯

(૧૩) પહિલઉં સરસતિ અરચિસુ, રચિસુ વસંતવિલાસુ,
ફાગુ પયડ પયબંધિહિ સંધિ યમક ભવ ભાસ[1]
—'વસંતવિલાસ,' કડી ૧

(૧૪) ગાઇ અભિનવ ફાગ, સાચવઇ શ્રીરાગ.
—'નારાયણ ફાગુ,' કડી ૪૩

---

૧ 'વસંતવિલાસ'ની પહેલી કડીના ઉત્તરાર્ધના—
'વીણ ધરઇ કરિ દાહિણિ વાહણિ હંસુલઉ જાસુ'
એ પાઠને બદલે અહીં આપેલો પાઠ પાટણ ભંડારની એક હસ્તપ્રતમાં છે.

(૧૫) દેવ તણુઉ એ ફાગ, પઢઇ ગુણઇ અનુરાગ,
નવ નિધિ તે લહઇ એ, જે પણિ સંભવઇ એ.

—એ જ, કડી ૬૪

(૧૬) કવિતુ વિનોદિહિ સિરિ જય સિરિજયસેહરસૂરિ,
જે ખેલઇ તે અર્હંપઇ સપદ પામઇ પૂરિ
—જયશેખરસૂરિકૃત પ્રથમ 'નેમિનાથ ફાગુ' (સ ૧૪૬૦ આસપાસ)[1]

કડી ૫૭

(૧૭) श्रीनेमे परमेश्वरस्य यमकाल्कारसार मन —
स्मेरीकारकरागमागरमहाफाग करिष्ये नवम् ।
—સોમસુન્દરસૂરિકૃત 'રગસાગર નેમિ ફાગ'
(સ ૧૪૯૬ આસપાસ)[2], પ્રારભિક શ્લોક

(૧૮) એ ફાગુ ઉચ્છરગ રમ‌ઇ જે માસ વસંતે,
તિણિ મણિનાણ પહાણ કીર્તિ મહિયલ પસરંતે.
—'કીર્તિરત્નસૂરિ ફાગ' (વિના ૧૫મા સૈકાનો અંત અને ૧૬માનો પ્રારભ),[3] કડી ૩૬

(૧૯) નિશિ વશિ જ્યો નારીય રે, મુરારિ સુંદર શામ,
એણી પરયે ફાગણ ખેલી રે હૈયાની પૂરી હામ.
—કેશવદાસકૃત 'શ્રીકૃષ્ણલીલા કાવ્ય' (સ. ૧૫૨૯), સર્ગ ૧૫, કડી ૨૨

(૨૦) ફાગુણિ પવન હિલોહલ‌ઇ, ફાગુ ચવઇ વર નારી હે,
સંદેસડઉ ન પરઠવઉ, વૃંદાવનહ મઝારિ હે
—અજ્ઞાત કવિકૃત 'કાન્હડ બાર માસ' (વિ.નો ૧૬મો સૈકો),[4] કડી ૯

(૨૧) રૂપિઇ કઉતિન -રતિ અ ધરતિ અ રંભ તગતાગુ,
વસત ઋતુરાય ખેલઇ, ગેલિઇ ગાતી ફાગુ.
—'હેમરત્નસૂરિ ફાગુ', કડી ૧૭

---

૧ આ ફાગુ ગાયકવાડ્સ ઓરિયેન્ટલ સિરીઝની 'ગુર્જર રાસાવલિ'મા પ્રસિદ્ધ થયો છે.

૨ મુદ્રિત મુનિ ધર્મવિજયજી-સપાદિત સંસ્કૃત 'શામામૃતમ્'ની સાથે

૩ મુદ્રિત 'શ્રી. નાહટા-સંપાદિત 'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ,' પૃ ૪૦૧-૨.

૪ જે હસ્તપ્રતમા જયસિંહસૂરિના બે 'નેમિનાથ ફાગુ,' પ્રસન્નચન્દ્રસૂરિનો 'રાવણિ પાર્શ્વનાથ ફાગુ' વગેરે લખાયેલા છે તેમા જ આ 'બાર માસ' છે, એટલે તે ૧૬મા સૈકાથી અર્વાચીન હોવા સંભવ નથી જુઓ 'કૃતિપરિચય અને પ્રતિપરિચય,' પૃ ૪-૫

(૨૨) વેણા વંસ વજાવઇ એ, ભાવઇ પંચમ રાગ,
રંગ ભરિ ઇક ખેલઇં, ગેલિઇ જિણવર ફાગ.
—'રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ,' કડી ૭૩

(૨૩) ફાગ ફાગુણિ ગાઉં ક્રિષ્ણ કેરા, ફલ એક ફોકટ ટલઇ ફેરા.
—ચતુર્ભુજકૃત 'ભ્રમરગીતા,' કડી ૩

(૨૪) એકિહિ ચિત્તિહિ સાંભલઇ, એ ઇરવક ફાગુ રસાલુ,
રંગિ તે રંજવઇ કામિણિ, નીપજઇ છયલુ છિનાલુ.
—અજ્ઞાત કવિકૃત 'મોહિની ફાગુ,' કડી ૫૩

(૨૫) વિરહિ વસંત સો આવીક, ફાગુણિ તરુ[ણિ] ગાઇ,
રાક કરૂ રસીયં ઘણું, સરસતિ તણઇ પસાઇ.
—અજ્ઞાત કવિકૃત 'વિરહ દેસાઉરી ફાગુ,' કડી ૫૮

(૨૬) વેણા યંત્ર કરઇ આલિ નિણિ, કરઇ ગાનિ તે સવિ સુરરમણી,
મૃદંગ સરમંડલ વાજંત, ભરહ ભાવ કરી રમઇ વસંત.
—અજ્ઞાત કવિકૃત 'ચુપઇ ફાગુ,' કડી ૩૭

(૨૭) મધ માધવ રિતિ કાંમનિ કંત, રતિપતિ રમીઇ રાક વસંત,
—એ જ, કડી ૫૯

(૨૮) ફાગુણ રતિ વસંત પેલીય રે, હઇડિ હરખ મંનમાં નાહ.
—અજ્ઞાત કવિકૃત 'ફાગુ,' કડી ૧૨

(૨૯) એહ ફાગ જે ગાઇસિઇ, તેહ ધરિ ગંગલ ચ્યાર,
—અજ્ઞાત કવિકૃત 'વાહણનુ ફાગ,' કડી ૧૨

(૩૦) ફાગુણિ ફાગ ન મુ ગમઇ, દમઇ તિ મદન સરીર.
—અજ્ઞાત કવિકૃત 'નેમિનાથ ફાગુ,' કડી ૧૬

(૩૧) સુલલિત બાલિકા ન દીઇ રાસ, ક્ષણ નવિ વાંચઇ પંડિત વ્યાસ,
રૂટઇ કંઠિ કોઇ ન કરઇ રાગ, રાસ ભાસ નવિ ખેલઇ ફાગ.
—મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ' (સં. ૧૬૧૨)[1],
કડી ૩૮૯

(૩૨) ફાગ ગાઇ સવિ ગોરડી જબ આવઇ મધુમાસ.
—જયવંતસૂરિકૃત 'સ્થૂલિભદ્ર-કોશા પ્રેમવિલાસ ફાગ,' કડી ૪૪

---

૧. આ કાવ્યમાં ૧૦૦૫મી કડીથી શરૂ થતા 'વસંતવર્ણન'ને 'ફાગ' શીર્ષક આપ્યું છે એ નોંધપાત્ર છે. ફાગુઓમા વારંવાર પ્રયોજાતા દુહાનો નિર્દેશ પણ હસ્તપ્રતોમાં ઘણી વાર 'ફાગ' અથવા 'ફાગની દેશી' તરીકે હોય છે.

(૩૩) ચૈત્રિય પુનિમનિ દિનિ', ફાગ રમિ નરનાહ એ.
ટીરકલશકૃત 'સિંહાસનબત્રીસી' (સં. ૧૬૧૬), ૯. પ્ર. પત્ર ૪૦

(૩૪) ફાગુ તે ફાગુણ માસિ, લોક તે રમઇ ઉહલાસિ,
રાગતિ નવનવી એ. કિમ જાઈ વર્ણવી એ.
—'વાસુપૂજ્ય મનોરમ ફાગ,' કડી ૨

(૩૫) ફાગ ફાગ પણ સરિખા નહી, છાસિ ધોલી નઇ દૂધ ધોલું સહી,
જેવડઉ અંતર મેરુ સિરસવહ, તિમ જિનગુણ અવર કથા કહ્યઇ.
એ જ, કડી ૭

(૩૬) આજ સખી મન કંપએ, તાલાવેલિ કરેઇ;
ફાગુ-ખેલણ-દિન આવીઉ, પ્રિય દેસાતર લેઇ.
—'વિરહ દેસાઉરી ફાગુ,'[1] કડી ૧

(૩૭) શ્રીલખમીવલ્લભ કો રચ્યો હો, ઇહુ અધ્યાતમ ફાગ,
પાવતુ પદ જિનરાજ કો હો, ગાવત ઉત્તમ રાગ.
—લક્ષ્મીવલ્લભકૃત 'અધ્યાત્મફાગ,' કડી ૧૩

(૩૮) ફાગણ માસે ફૂલી રહ્યા કેસુડાં રાતાં ચોળ,
સહિયર રંગે રાતી રે, રાતાં મુખ તંબોળ.

× × ×

વાજે ઝાંઝ પખાજ ને સાહેલી રમે ફાગ,
તાલી દેઇ તારુણી ગાય નવલા રે રાગ.
—પ્રેમાનંદકૃત 'માસ,' કડી ૮૯-૯૧

(૩૯) આ ફાગણ માસે ફાગ ઘટ ઘટ ખેલે રે,
એ ભાંતભાંતના ભેખ ભાવ ન મેલે રે.
ફૂલ્યો ચોદપવાસ ઓસ્વ ફૂલે રે,
મોહે સોહં ભ્રમરગુંજાર કુસુમે ડુલે રે.
અનહદ બાજે તુર રમણ રચ્ય લાગી રે.
એહેવી મહદાનંદની મોજ રંગ વિભાગી રે.
પીચકારી પંચભૂત સ્થુલતા કેરી રે,
તે સુરત સપીને હાથ ખેલે હોરી રે.
—પ્રાગદાસજીની બારમાસી

---

૧. આ કાવ્યની કડી ૧૯ અને ૨૦માં પણ 'ફાગુ'નો ઉલ્લેખ નોંધપાત્ર છે. જુઓ કાવ્યાંક ૩૬.

આ અવતરણોમાંથી ફાગ વિષે કેટલાંક મહત્ત્વનાં તથ્ય જાણવા મળે છે. ( ૧ ) ખેલા અને નાચ સાથે ચૈત્ર માસમાં ફાગ ગાવાનો, ( ૩૨ ) મધુમાસમાં સ્ત્રીઓ ફાગ ગાય તેનો, ( ૩૩ ) ચૈત્રી પૂનમે ફાગ રમવાનો, ( ૧૮ ) વસંત માસમાં ઉછરંગથી રમવાનો, ( ૧૯ ) ફાગ ખેલવાનો, ( ૨૦ ) ફાગણમાં કૃષ્ણના ફાગ ગાવાનો, ( ૩૪ ) ફાગણમાં લોકો ઉલ્લાસપૂર્વક ફાગ રમે છે તેનો, અને ( ૩૮ ) ફાગણ માસમાં ઝાંઝ પખાજના વાદન સાથે સહેલીઓ રાસ રમે છે તેનો નિર્દેશ કરે છે. વિરહિણીને ફાગણના ફાગ ગમતા નથી એમ ( ૩૦ )માં કહ્યું છે. ( ૯ ) ફાગ ખેલતાં વસંતરાગ ગાવાનો, ( ૧૪ ) અભિનવ ફાગ શ્રીરાગ સાથે ગાવાનો, ( ૬ ) ફાગ છંદમાં ખેલવાનો, ( ૧૬ ) કવિત-વિનોદ સાથે ફાગ ખેલવાનો, અને ( ૩૧ ) રાસ, ભાસ અને ફાગ ખેલવાનો ઉલ્લેખ કરે છે. ખેલમાં—બબ્બેનાં જોડાંમાં ફાગ ખેલવાનું ( ૫–૭ )માં છે. ફાગ રમવો કે ખેલવો, વસંત રમવો કે ખેલવો, ઋતુરાજ રમવો, એવા ઉલ્લેખ સંખ્યાબંધ અવતરણોમાં છે. ફાગ ખેલવાનો દિન આવ્યો ત્યારે પ્રિય પરદેશ જાય છે એમ ( ૩૬ )માં કહ્યું છે.

ફાગના ધાર્મિક સ્વરૂપનાં પણ અનેક સૂચનો મળે છે. ( ૧૫ )માં ‘ દેવના ફાગનો ’ તથા ( ૧૧ )માં નેમિ જિનેશ્વરના દ્વારમાં ફાગ ખેલવાનો ઉલ્લેખ છે. વીણા અને વંશ વગાડતાં, પંચમ રાગ ભાવતાં જિનવરનો ફાગ રંગપૂર્વક ખેલવાનું ( ૨૨ )માં કહ્યું છે. જિનગુણ ગાતા અને બીજા લૌકિક વિષયના ફાગુઓ વચ્ચેનું ‘ મેરુ અને સરસવ ’ જેટલું અંતર ( ૩૫ )માં બતાવવામાં આવ્યું છે. લૌકિક ફાગમાં રહેલા ગ્રામ્ય તત્ત્વનો નિર્દેશ ( ૨૪ )માં છે. સાહિત્યિક ફાગુઓના યમકપ્રધાન સ્વરૂપનો નિર્દેશ ( ૧૩ ) અને ( ૧૭ )માં છે.

ઉપરનાં અવતરણો બતાવે છે કે ફાગુ એ જાહેરમાં વિવિધ રીતે નૃત્યાદિ સાથે ગવાતો પ્રકાર હતો—ઓછામાં ઓછું, એના પ્રાચીનતર સ્વરૂપમાં તો હતો. નૃત્યકાવ્ય કે ગેય રૂપકને કંઈક મળતો એ પ્રકાર હશે અને લોકસાહિત્ય-માંથી એ શિષ્ટ સાહિત્યમાં સ્વીકારાયો હશે. અલબત, જેમ જેમ આ પ્રકાર પોતાના મૂળ સ્વરૂપથી દૂર જતો ગયો અને શિષ્ટ સાહિત્યના એક પ્રકાર લેખે જ વિકસતો—અથવા કહો કે પલટાતો ગયો તેમ તેમ એના જાહેરમાં પ્રયોગની શક્યતા ઓછી થતી ગઈ. માલદેવકૃત ‘ સ્થૂલિભદ્ર ફાગ ’, ‘ મંગલકલશ ફાગ ’, ‘ વાસુપૂજ્ય મનોરમ ફાગ ’ તથા આ સંગ્રહમાંની ‘ ગીતા ’ શીર્ષકવાળી કૃતિઓ એનાં ઉદાહરણ છે.

'વસંતવિલાસ'ની ધાટીએ રચાયેલી હોવા છતાં વિષયનિરૂપણની દૃષ્ટિએ 'વસંતવિલાસ'ની વિલાસિતાનું ખંડન કરવાનો સાવ નબળો નહિ એવો પ્રયાસ છે. ઇતિહાસકાળમાં થયેલા આચાર્યાદિ વ્યક્તિવિશેષો વિષે પણ ફાગુઓ લખાયા છે. 'હેમરત્નસૂરિ ફાગ', 'જિનહંસગુરુ નવરંગ ફાગ', 'ધર્મમૂર્તિસૂરિ ફાગ', 'અમરરત્નસૂરિ ફાગુ' આદિ આ સંગ્રહમાં લેવાયેલાં કાવ્યો એ વાતનાં ઉદાહરણ છે. એ ઉપરાંત 'દેવરત્નસૂરિ ફાગ' (સં. ૧૪૯૯)[1] દાનવર્ધનકૃત 'હેમવિમલસૂરિ ફાગ' (સં. ૧૫૫૪),[2] 'કીર્તિરત્નસૂરિ ફાગ' આદિ એ પ્રકારની નોંધપાત્ર રચનાઓ છે. આવી રચનાઓમાં આચાર્યોનાં માતાપિતા, બાલ્યાવસ્થા, દીક્ષામહોત્સવ આદિનો વૃત્તાન્ત આપીને વસંતવર્ણન, કામવિજય, સંયમની દૃઢતા, એમના ઉપદેશોનો પ્રભાવ વગેરે વર્ણવેલાં હોય છે અને એ રીતે 'ફાગ' નામની ઓછેવત્તે અંશે સાર્થકતા સાધવાનો પ્રયત્ન થાય છે. જોકે એવું પણ દર વખતે થાય છે એમ નહિ. 'ધર્મમૂર્તિગુરુ ફાગ'મા આ કાવ્યપ્રકાર સાથે સંકળાયેલાં ગણાતાં આ બધા લક્ષણો નથી. એમાં ગુરુનો પૂર્વ વૃત્તાન્ત આપવા સાથે એમની ધાર્મિક મહત્તા વર્ણવી છે. ફાગ અને અઢૈઉની પરંપરાગત છંદોરચના કર્તાએ, અલબત, સાચવી છે. શ્રી. અગરચંદ નાહટાએ સંપાદિત કરેલ ખેમહંસકૃત 'ગુર્વાવલી ફાગ'માં[3] (વિ.નો ૧૬મો સૈકો) દુહા અને રોળા છંદના, પ્રાચીનતમ ફાગુઓમાં મળતા બંધમા, ખરતર ગચ્છના આચાર્યોની માત્ર પટ્ટાવલી આપવામાં આવી છે. આથી પણ આગળ વધી, ફાગુઓમાં સામાન્યતઃ કથન પામતા વિષયોને બાજુએ મૂકી આધ્યાત્મિક વિષયો પરત્વે ફાગુના પ્રચલિત છંદોમાં કાવ્યરચના કરીને એમને 'ફાગ' નામ અપાયું છે. 'વાહણનુ ફાગ', લક્ષ્મીવલ્લભકૃત 'અધ્યાત્મ ફાગ' આદિ એ પ્રકારનાં રૂપકપ્રધાન કાવ્યો છે. વૃદ્ધિવિજયકૃત 'જ્ઞાનગીતા', યશોવિજયજીકૃત 'જંબુસ્વામી બ્રહ્મગીતા' આદિ પ્રધાનતઃ આધ્યાત્મિક વિષયનાં કાવ્યો નથી, તોપણ એમનાં શીર્ષક તથા એમાંનું કેટલુંક નિરૂપણ એમને ઓછેવત્તે અંશે જ્ઞાનવિષયક રચનાઓ ઠરવે છે.

આપણે જોયું કે અમુક વિશિષ્ટ છંદોરચનાને કારણે જ કેટલીક વાર અમુક કૃતિઓને 'ફાગુ' કે 'ફાગ' નામ અપાયું છે. સાહિત્યના બીજા

૧. મુદ્રિત: આચાર્ય જિનવિજયજી-સંપાદિત 'જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય,' પૃ. ૧૫૦-૫૮.

૨. મુદ્રિત: એ જ, પૃ. ૧૮૬-૯૦

૩. મુદ્રિત: 'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ', પૃ. ૨૧૫-૧૭.

પ્રકારોની જેમ ફાગનું બાહ્ય સ્વરૂપ પણ અમુક ચોક્કસ પ્રકારનું છે. જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ' અને રાજશેખરસૂરિકૃત 'નેમિનાથ ફાગુ' જેવા સૌથી જૂના ફાગકાવ્યોમા એક કડી દુહાની અને એક અથવા વધારે કડી રોળાની એ પ્રકારની સંખ્યાબંધ 'ભાસ'નો કાવ્યબંધ બનેલો છે. જયસિંહસૂરિનો પહેલો 'નેમિનાથ ફાગુ' (સં. ૧૪૨૨ આસપાસ), પ્રસન્નચંદ્રસૂરિકૃત 'રાવણિ પાર્શ્વનાથ ફાગુ' (સં ૧૪૨૨ આસપાસ), જયશેખરસૂરિકૃત દ્વિતીય 'નેમિનાથ ફાગુ' (સં. ૧૪૬૦ આસપાસ), 'પુરુષોત્તમ પાચ પાડવ ફાગ,' 'ભરતેશ્વર ચક્રવર્તી ફાગ,' 'કીર્તિરત્નસૂરિ ફાગ' આદિ પ્રમાણમા જૂના ફાગુઓનો પદ્યબંધ પણ આ પ્રકારનો છે. રોળા જેવો વેગથી પાઠ કરવા યોગ્ય છંદ ફાગુ જેવા મૂળે ગેય રૂપકને મળતા પ્રકારમા યોગ્ય છે. એમા પ્રત્યેક ભાસને આરંભે આવતો દુહો, રાસામા વચ્ચે વચ્ચે આવતી સાખીની જેમ, એક પ્રકારનો વિરામ આપે છે.

પરન્તુ 'વસંતવિલાસ' જેવા સુપ્રસિદ્ધ ફાગુના પરિચયને કારણે સાધારણ સાહિત્યરસિકને મન આંતરપ્રાસ કે આતરયમકવાળો દુહો ફાગુકાવ્યનું વિશિષ્ટ લક્ષણ છે[૧] અત્યાર સુધી મળેલા ફાગુઓમા જયસિંહસૂરિનો બીજો 'નેમિનાથ ફાગુ' (સં ૧૪૨૨ આસપાસ) એ આતરયમકવાળા દુહામા રચાયેલા ફાગનું જૂનામા જૂનું ઉદાહરણ છે. જોકે જયસિંહસૂરિની આ રચના તથા ઉપર કહ્યા તે જિનપદ્મ અને રાજશેખરના જૂના ફાગુઓ વચ્ચે સમયનું અંતર એટલુ ઓછું છે કે 'ભાસ'વાળો અને આતરયમકયુક્ત દુહાવાળો કાવ્યબંધ ફાગુને માટે સાથેસાથે પ્રચલિત હશે એમ માનવું યોગ્ય છે. એટલા માટે જયસિંહસૂરિએ એક જ વસ્તુ ઉપર એ બન્ને રીતિએ ફાગુ રચ્યા હશે. જયસિંહસૂરિ પછી તુરત અજ્ઞાત કવિકૃત 'જંબુસ્વામી ફાગ' (સં. ૧૪૩૦), મેરુનન્દનકૃત 'જીરાપલ્લી પાર્શ્વનાથ ફાગુ' (સં. ૧૪૩૨) અને જયશેખરસૂરિકૃત પ્રથમ 'નેમિનાથ ફાગુ' આ પ્રકારના પદ્યબંધમાં રચાયેલા મળે છે. 'વસંતવિલાસ,' 'નારીનિરાસ ફાગ' અને 'હરિવિલાસ'મા છંદોબંધ તો આ પ્રકારનો છે પણ વચ્ચે વચ્ચે સંમતિના સંસ્કૃત શ્લોકો ઉદ્ધૃત કરેલા છે એટલો વિશેષ છે. 'વસંતવિલાસ'મા તો સંસ્કૃત શ્લોકોની સખ્યા ગુજરાતી

---

૧ ફાગુઓમા પ્રયોજાયેલો આ છંદ દુહા કરતા રોળા સાથે વધુ બંધબેસતો છે એવો પ્રો રામનારાયણ પાઠકનો મત છે. દુહા તેમ જ રોળાની બન્નેની પંક્તિ ૨૪ માત્રાની હોઈ આ મત ગંભીરતાથી વિચારવા જેવો છે. આ વિષેની વિગતવાર ચર્ચા માટે જુઓ 'પ્રાચીન ગુજરાતી છંદો,' પૃ. ૧૫૬-૧૬૦.

પદ્યો જેટલી જ લગભગ છે. સમાજના જે સાહિત્યરસિક વિદગ્ધ વર્ગમાં ફાગુકાવ્યોનો સમાદર થતો હશે તેમાં સંસ્કૃત શૃંગારકાવ્યો અને મુક્તકો—જેમાંથી એ પ્રકારની ગુજરાતી રચનાઓની પદાવલી અને અલંકારાદિ સીધેસીધાં તેમ જ પ્રાકૃત ભાષાઓ દ્વારા ઊતરી આવ્યાં છે—ઠીક લોકપ્રિય હતાં એ પણ એમાંથી ફલિત થાય છે. અલબત, આ રીતે સંમતિના શ્લોકો આપવાની પદ્ધતિ ફાગુકાવ્યમાં જ હતી એમ નહિ; જ્ઞાનમાર્ગી કવિતામાં અને આખ્યાનાત્મક કવિતા ( Narrative Poetry )માં પણ આ પદ્ધતિ સારા પ્રમાણમાં જોવા મળે છે.

આ રીતના સળંગ એક છંદમાં રચાયેલાં કાવ્યમાં પ્રસંગોપાત્ત શ્લોકોનો ઉમેરો એ એક નવું તત્ત્વ ગણાય, અને એ દષ્ટિએ 'વસંતવિલાસ' આદિ કાવ્યો ઉપર-કહ્યા પ્રાચીનતર ફાગુઓની અપેક્ષાએ કાવ્યબંધનો વિકાસ દર્શાવે છે. 'વસંતવિલાસ' આદિનો કાવ્યબંધ સમયદષ્ટિએ એ ફાગુઓની પછીનો છે. આંતરયમકવાળો દુહો જતે દિવસે ફાગની રચના સાથે એવો સંકળાઈ ગયો કે પછીના સંખ્યાબંધ ફાગુઓમાં તેમ જ સર્વસાધારણ કાવ્યરચનાઓમાં એને માટે 'ફાગ,' 'ફાગની દેશી' કે 'ફાગની ઢાળ' એવા મોઘમ નિર્દેશો નજરે પડે છે.

પરંતુ સંખ્યાબંધ જૂના ફાગુઓની રચના આંતરયમકવાળા નહિ, પણ સાદા દુહામાં થઈ છે, જે બતાવે છે કે આંતરયમક ચમત્કૃતિ અર્થે ઉમેરાયો હશે. સં ૧૩૪૧ના અરસાનો 'જિનચંદ્રસૂરિ ફાગુ' સાદા દુહામાં રચાયો છે. સમર, સમધર અને પદ્મના 'નેમિનાથ ફાગુ,' ગુણચંદ્રસૂરિનો 'વસંત ફાગુ' અને અજ્ઞાત કવિકૃત 'મોહિની ફાગુ'ની રચના સાદા દુહામાં છે. પ્રભાસ-પાટણનિવાસી કાયસ્થ કેશવદાસકૃત 'શ્રીકૃષ્ણલીલા કાવ્ય' ( સં. ૧૫૨૯ )ના ૧૫મા સર્ગમાં ( કડી ૧–૨૬ ) 'વસંતવિલાસ' એ શીર્ષક નીચે કૃષ્ણગોપીના વસંતવિહારનું વર્ણન છે; એના આદિ અને અંતનું સ્વરૂપ જોતાં, કવિએ સળંગ કાવ્યની વચ્ચે મૂકી દીધું હોવા છતાં એની રચના તો એક સ્વતંત્ર કૃતિ તરીકે કરેલી છે. કેશવદાસકૃત આ 'વસંતવિલાસ' દુહામાં રચાયો છે, પણ આંતરયમક એમાં સર્વત્ર નથી.

અગાઉ આપણે જોયું તેમ, ફાગુ એ જાહેરમાં ગાવાનો પ્રકાર હતો. એની નિશાનીઓ એની છંદોરચનામાં પણ છે. દુહા કે રોળા જેવા માત્રામેળ છંદોના પ્રારંભમાં, છંદનો ખરેખર અંશ નહિ એવાં 'અહે', 'અહ' કે 'અરે'

જેવા લટકણિયા મુકાયા છે તે ત્યાંગમા એ છદો લલકારવાની અનુકૂળતા માટે હશે (દુહો ત્યાંગમા બોલતા ' એ ' જેવા લટકણિયાથી પ્રારંભ કરાય છે તે આ સાથે સરખાવી શકાય ) અજ્ઞાત કવિકૃત ' જિનચદસૂરિ ફાગુ ', રાજશેખર, જયશેખર, સમુધર અને સમરના નેમિનાથ ફાગુ ', ' પુરુષોત્તમ પાચ પાડવ ફાગ ' ( છેલ્લી ભાસ ), ગુણચદસૂરિનો ' વસત ફાગુ ', ' હેમરત્નસૂરિ ફાગુ ', ' વાહણનો ફાગ ', અમરરત્નસૂરિ ફાગુ આદિની છદરચનામા આવા ઉમેરણો છે

ભાસ કે દુહાની છદરચના અ સાદી રચના છે જેમ ફાગુ લોકપ્રિય બનતો ગયો અને શિષ્ટ સાહિત્યમા સ્થિર પામતો ગયો તેમ વિદગ્ધ ભાવકોના સમારાધન માટે એની છદરચના પણ ગાન અને અભિનયપ્રયોગને અનુકૂલ રહેવા સાથે વધારે મ કુલ અને મિશ્રિત બનતી ગઈ ' નારાયણ ફાગુ 'ની રચના રાસ, આદલા, ફાગુ ( આતરયમકયુક્ત દુહા ) અને અઢૈયામા છે ' પૃથ્વીચદ્રચરિત ના કર્તા માણિક્યસુન્દરસૂરિકૃત ' નેમીશ્વરચરિત ફાગબધ ' (સ ૧૪૭૮)[1] ઠીક જૂનુ કાવ્ય હોઈ આ રીતે એનો પદ્યબધ તપાસવો ઉપયોગી થશે ૯૮ કડીનુ આ કાવ્ય જુદા જુદા પદર ખડોમા વહેચાઈ જાય છે દરેકના આ ભમા એક અથવા વધુ સસ્કૃત શ્લોક, પછી રાસુની કડીઓ, અઢૈયુ અને ફાગ એવા ક્રમ સામાન્ય રીતે છે કોઈ કોઈ ખડમા ફાગુ નથી (ખડ ૪, ૬, ૯ ), કોઈમા અઢૈયુ નથી ( ખડ ૫ ૧૦ ), ૭મા ફાગુ બે વાર આવે છે, ૧૩મા શ્લોક અને રાસ, ૧૪મા શ્લોક અને અઢૈયુ, અને ૧૫મા શ્લોક અને રાસઉ એટલુ જ છે પણ એકદર છદોવિભાગનુ વર્ણ ઉપર સૂચવ્યુ તે પ્રમાણેનુ છે સસ્કૃત શ્લોક વિવિધ છદોમા છે ' રાસ ' શીર્ષકવાળી કડીઓ એક જ નિશ્ચિત દેશીમા નહિ પણ વિવિધ દેશી ઢાળોમા છે

સોમસુન્દરસૂરિકૃત ' રગસાગર નેમિ ફાગ ' ( સ ૧૪૮૬ આસપાસ ) ત્રણ ખડોમા વહેચાયેલ છે પ્રત્યેક ખડના પ્રારભમા સસ્કૃત કે પ્રાકૃત શ્લોક અથવા ગુજરાતી વૃત્તબદ્ધ શ્લોક, રાસક, આદોલા, ફાગ—આની રચના સામાન્ય રીતે છે કવચિત્ વચ્ચે એમાદ સસ્કૃત શ્લોક આવી જાય છે અથવા ઉપર બતાવેલા ક્રમમા થોડોક ફેરફાર થાય છે ૧–૩૧, ૨–૨૭, ૩૧, ૩–૧, ૮, ૩–૧૮ ૧૮ ગુજરાતી શાર્દૂલવિક્રીડિતમા છે એ પ્રાચીન ગુજરાતી સાહિત્યમા વૃત્તરચનાના ઇતિહાસ માટે નોંધપાત્ર છે ૩–૮ ભોજનાદિનુ અને ૩–૧૮, ૧૮ અશ્વોનુ વર્ણન કરે છે

[1] મુદ્રિત શ્રી આત્માનદ શતાબ્દી સ્મારકગ્રન્થ ' પૃ ૪૭ ૬૫

'દેવરત્નસૂરિ ફાગ' (સં. ૧૪૯૯) એ ૬૫ કડીનું કાવ્ય છે.-એમાં એક સંસ્કૃત શ્લોક, પછી રાસ (દેશી), અઢૈયુ અને ફાગ એ પ્રમાણે ક્રમ છે. ૫૭ કડીના 'હેમવિમલસૂરિ ફાગ' (સં. ૧૫૫૪)ના ત્રણ ખંડોનો પદ્યબંધ ફાગ અને અંદોલામાં બંધાયો છે.

આની મિશ્ર છંદોરચનાવાળું આપણા સંગ્રહનું સૌથી જૂનું કાવ્ય તે ધનદેવગણિકૃત 'સુરંગાભિધ નેમિ ફાગ' (સં. ૧૫૦૨) છે. ગુજરાતી શાર્દૂલવિક્રીડિત પદ્યોને કારણે ધ્યાનપાત્ર આ કૃતિની છંદોરચનાનું પૃથક્કરણ 'કૃતિપરિચય'માં કર્યું છે. આગમમાણિક્યકૃત 'જિનહંસગુરુ નવરંગ ફાગ,' અજ્ઞાત કવિકૃત 'રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ,' કમલશેખરકૃત 'ધર્મમૂર્તિગુરુ ફાગ' આદિની છંદોયોજના પણ આ પ્રકારની મિશ્ર છે. ફાગુના પ્રયોગ વિષેના જે વિવિધ અવતરણો અગાઉ ટાંક્યાં છે તે જોતાં યોગ્ય પ્રસંગોએ આ ફાગુઓ જાહેરમાં ગવાતા હશે.

ફાગુમાંથી જ વિકસેલો એક પેટાપ્રકાર તે 'ભ્રમરગીતા' જેવાં 'ગીતા' કાવ્યોનો છે. એનો જૂનામાં જૂનો નમૂનો અત્યારે તો આપણી પાસે, ઉદ્ધવ-સંદેશના ભાગવતપ્રોક્ત વિષયનું છટાદાર કવન કરતી ચતુર્ભુજની 'ભ્રમર-ગીતા'નો (સં. ૧૫૭૬) છે. વિનયવિજયકૃત 'નેમિનાથ ભ્રમરગીતા'માં જૈન ફાગુઓમાં સૌથી વધુ લોકપ્રિય નેમિનાથના કથાનકને વણી લીધું છે. ઉપાધ્યાય યશોવિજયકૃત 'જંબુસ્વામી બ્રહ્મગીતા'મા જંબુસ્વામીનું કથાનક છે. આ બધાં કાવ્યોમાં જેને ઝૂલણાનો ઉત્તરાર્ધ ગણી શકાય એવા છંદને એકાંતરે (જુઓ અગાઉ પૃ. ૧૬, ટિપ્પણ) 'ફાગ' અથવા 'ફાગની દેશી' એ શીર્ષક નીચે એક અથવા વધારે દુહા આવે છે.[૧] સોનીરામકૃત 'વસંત-વિલાસ'ની પદ્યરચના પણ આની જ છે. જોકે એની પ્રતમાં એ છંદને ખોટી રીતે દુહો કહ્યો છે. વૃદ્ધિવિજયકૃત 'જ્ઞાનગીતા' અને ઉદયવિજયકૃત 'પાર્શ્વનાથ રાજગીતા'માં આપણે અગાઉ 'કૃતિપરિચય'માં જોયું તે પ્રમાણે, કોઈ ઇતિવૃત્ત નથી, પરન્તુ ઉપર્યુક્ત છંદોબંધ તેને ફાગુનો જ એક પ્રકાર પુરવાર કરે છે.

આમ ફાગુનો સાહિત્યપ્રકાર ઉત્તરોત્તર પરિવર્તન પામતો ગયો છે. પાછળના સમયમાં એમાં કેટલીક એકવિધતા આવી ગઈ. એવા પણ

૧ પ્રેમાનંદકૃત 'માસ'નો પદબંધ આ જ પ્રકારનો છે. એમાની દેશીને જોકે 'ફાગ' નામ આપ્યુ નથી, પણ તેથી હકીકતમાં કંઈ ફેર પડતો નથી.

ફાગુઓ રચાયા છે, જેમને નામ માત્ર ફાગુ ગણી શકાય. માલદેવનો 'સ્થૂલિભદ્ર ફાગ' એક જ દેશીની ૧૦૭ કડીમા રચાયો છે. કલ્યાણકૃત 'વાસુપૂજ્ય મનોરમ ફાગુ'માં ફાગુનાં લક્ષણો વિરલ સ્થાને નજરે પડે છે, અને 'મંગલકલશ ફાગ'ને કર્તાએ 'ફાગ' કહ્યો છે એટલું જ.[1] પરંતુ આ તો થોડાક અપવાદો છે.

[1] સુન્દર અને ચતુર સ્ત્રીને કુરૂપ અને મુર્ખ પતિ મળ્યાના દુઃખ વર્ણવતો એક 'મુર્ખ ફાગ' જાણવામા આવ્યો છે (પ મુનિશ્રી પુણ્યવિજયજીનો સંગ્રહ, હસ્તપ્રત નં. ૧૪૦૪), તે પણ આવા નામ માત્ર ફાગુનુ એક નોંધપાત્ર ઉદાહરણ છે. ૩૩ દુહામા રચાયેલી આ કૃતિના આદિઅંતમાથી કેટલીક કડીઓ નમૂનારૂપે અહીં ટાંકુ છુ

આદિ—

આદિ જણેસ આરાહિઇ, સધિ બુધિ કેરો કંથ;
જેહ પસાઇ ગાયસૂ, મૂરખ ફાગ વસંત. ૧

એક નારી નવજોવની, તેહનો રે નીસત નાહ;
કરમે લાગ્યા રે કજોડલા, દઈવે દીધો રે દાહ. ૨

સુદર કોટિ સવાલખિ, તે દુખભરી રે અપાર;
પૂરવ પાપ પ્રકાસિયા, સાપડ્યો ભૂંડો ભરથાર. ૩

મૂરખ બાપિ બાંધિઉ, માણક કાગની કોટિ;
રતન જડાવ્યૂં રે રેહટિઇ, પાણિ પટોલાની મોટિ ૪

ચંદન ધાલૂ રે ચૂલડિ, ગ્રંધ સીયાલાને સાથિ,
કાગ કપૂર સુ જાણે રે, અંધ અરિસાની ભાતિ. ૫

અંત—

મહારા મનનૂ દોહિલૂ, સાભલો સહિયર ગૂજ;
એક જિભે કહુ કેતલૂ, થોડા માહે ઘણૂ બૂઝ. ૨૯

બિહિનિ કહુ એસારીનિ, સારિ સીખામણું આજ;
બાપડી તુ કા બોલી રે, પીઉની નહી તુઝ લાજ. ૩૦

પાપણ પીઉ વગોઇયો, એ તુઝ ભૂડી ટેવ;
કોઢીઉ કાવડી ઘાલીને, સદી તે જાણવો દેવ ૩૧

કરિનિ ભગતિ પતિવ્રતા, સાડલાની પરિ સાધિ;
રૂપ કરૂપ કરઇ નહી, જાનિ તુ ઈશ્વર આરાધિ. ૩૨

આ ભવે એહવો આરાધીઉ, આવતિ તુ નહિ પ મિ;
મનવંછિત ફલ તુ મલિ, જો તુસસે સારંગરવામિ. ૩૩

વિક્રમના ચૌદમા શતકથી માંડી કેટલાક સૈકા સુધી માનવભાવો સાથે પ્રકૃતિનું ગાન ગાતી, શૃંગાર સાથે ત્યાગ અને વૈરાગ્યના તરંગો ઉછાળતી કવિતા આ સાહિત્યપ્રકારે આપી છે. આખ્યાન કે રાસા કરતાં આનું સ્વરૂપ ટૂંકું છે, પણ મોટે ભાગે એમાં કંઈક ઇતિવૃત્ત આવતું હોઈ હોરી કે ધમાર જેવાં વસંતખેલનાં ટૂંકાં પદો કરતાં એમાં વૈવિધ્યને વિશેષ અવકાશ રહ્યો છે. આ સાહિત્યપ્રકારના નમૂનાઓનો આ મધ્યમ કદનો સમુચ્ચય ઉત્તરકાલીન અપભ્રંશના સમયથી માંડી લગભગ અર્વાચીનતાના સીમાડા સુધીના ગુજરાતી ભાષાના વિકાસનો ખ્યાલ આપે છે, તે સાથે જૂની ગુજરાતીની કેટલીક સારી કવિતા એમાંથી મળે છે.

ભોગીલાલ જ. સાંડેસરા

---

[૧]

## જિનપદ્મસૂરિકૃત

# સ્થૂલિભદ્ર ફાગુ

(સં. ૧૩૯૦-૧૪૦૦)

પણમિય પાસજિણંદપય અનુ સરસઇ સમરેવી,
થૂલિભદ્દમુણિવઇ ભણિસુ ફાગુબંધિ ગુણ કેવી. ૧

અહ સોહગસુંદરરૂવવંતુ ગુણમણિભંડારો,
કંચણ જિમ ઝલકંતકંતિ સંજમસિરિહારો.
થૂલિભદ્દમુણિરાઉ જામ મહિયલિ બોહંતઉ,
નયરરાયપાડલિયમાહિ પહુતઉ વિહરંતઉ. ૨

વરિસાલઇ ચઉમાસમાહિ સાહૂ ગહગહિયા,
લિયઇ અભિગ્ગહ ગુરહ પાસિ નિયગુણમહમહિયા,
અજ્જવિજયસંભૂયસૂરિ ગુરુ વય મોકલાવઇ,
તસુ આએસિ મુણીસ કોસવેસાઘરિ આવઇ. ૩

મંદિરતોરણિ આવિયઉ મુણિવરુ પિક્ખેવી,
ચમકિય ચિત્તિહિ દાસડિય વેગિ જાઇ વધાવી,
વેસા અતિહિ ઉતાવલિ ય હારિહિ લહકંતી,
આવીય મુણિવરરાયપાસિ કરયલ જોડંતી. ૪

ભાસ–ધર્મલાભુ મુણિવઇ ભણિસુ ચિત્રસાલી મંગેવી,
રહિયઉ સીહકિસોર જિમ ધીરિમ હિયઇ ધરેવી. ૫

ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરિસંતિ,
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહંતિ,
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજ્જુલિય ઝબકઇ,
થરહર થરહર થરહર એ વિરહિણિમણુ કંપઇ. ૬

મહુરગભીરસરેણુ મેહ જિમ જિમ ગાજંતે,
પંચબાણુ નિય કુસુમબાણુ તિમ તિમ સાજંતે,
જિમ જિમ કેતકિ મહમહંત પરિમલ વિહસાવઇ,
તિમ તિમ કામિ ય ચરણુ લગ્ગિ નિયરમણિ મનાવઇ. ૭

સીયલકોમલસુરહિ વાય જિમ જિમ વાયંતે,
માણમડપ્ફર માણુણિ ય તિમ તિમ નાચંતે,
જિમ જિમ જલભરભરિય મેહ ગયણંગણિ મિલિયા,
તિમ તિમ કામી તણા નયણુ નીરિહિ ઝલહલિયા. ૮

ભાસ–મેહારવભરઊલટિ ય જિમ જિમ નાચઇ મોર,
તિમ તિમ માણિણિ ખલભલઇ સાહીતા જિમ ચોર. ૯

અઇ સિંગારુ કરેઇ વેસ મોટઇ મનઊલટિ,
રઈયરંગિ બહુરગિ ચગિ ચંદણુરસઊગટિ,
ચંપયકેતકિજાઇકુસુમ સિરિ ખુંપ ભરેઇ,
અતિઆછઉ સુકમાલ ચીરુ પહિરણિ પહિરેઇ. ૧૦

લહલહ લહલહ લહલહ એ ઉરિ મોતિયહારો,
રણુરણુ રણુરણુ રણુરણુ એ પગિ નેઉરસારો,
ઝગમગ ઝગમગ ઝગમગ એ કાનિહિ વરકુંડલ,
ઝલહલ ઝલહલ ઝલહલ એ આભરણહં મંડલ. ૧૧

મયણુખગ્ગ જિમ લહલહંત જસુ વેણીદંડો,
સરલઉ તરલઉ સામલઉ રોમાવલિદંડો,
તુંગ પયોહર ઉલ્લસઇ સિંગારથવક્કા,
કુસુમબાણિ નિય અમિયકુંભ કિર થાપણિ મુક્કા. ૧૨

ભાસ–કાજલિ અંજિવિ નયણુજુય સિરિ સંથઉ ફાડેઈ,
બોરીયાવડિકાંચુલિય પુણુ ઉરમંડલિ તાડેઇ. ૧૩

કન્નજુયલ જસુ લહલહંત કિર મયણુહિંડોલા,
ચચલ ચપલ તરંગચંગ જસુ નયણુકચોલા,
સોહઇ જાસુ કપોલપાલિ જાણુ ગાલિમસૂરા,
કોમલ વિમલુ સુકંઠુ જાસુ વાજઇ સંખતૂરા. ૧૪

લવણિમરસભરફૂવડિય જસુ નાહિ ય રેહઇ,
મયણરાય કિર વિજયખંભ જસુ ઊરૂ સોહઇ,
જસુ નહપલ્લવ કામદેવઅંકુસ જિમ રાજઇ,
રિમિઝિમિ રિમિઝિમિ,એ પાયકમલિ ઘાઘરિય સુવાજઇ. ૧૫

નવજોવનવિલસંતદેહ નવનેહગહિલ્લી,
પરિમલલહરિહિ મયમયંત રઇકેલિપહિલ્લી,
અહરબિંબ પરવાલખંડ વરચંપાવન્ની,
નયણસલૂણી ય હાવભાવબહુગુણસંપુન્ની. ૧૬

ભાસ–ઇય સિણગાર કરેવિ વર જવ આવી મુણિ પાસિ,
જોએવા કઉતિગિ મિલિય સુરકિન્નર આકાસિ. ૧૭

અહ નયણકડકખહં આહણએ વાંકઉ જોવંતી,
હાવભાવ સિણગાર ભંગિ નવનવિ ય કરંતિ,
તહ વિ ન ભીજઇ મુણિપવરો તવ વેસ બોલાવઇ,
તવણતુલ્લ તુહ દેહ નાહ મહ તણુ સંતાવઇ. ૧૮

બારહવરિસહં તણઉ નેહુ કિણિ કારણિ છંડિઉ,
એવડુ નિઠુરપણઉ કંઇ મૂંસિઉ તુમ્હિ મંડિઉ,
થૂલિભદ્દ પભણેઇ વેસ અહ ખેદુ ન કીજઇ,
લોહિહિ ઘડિયઉ હિયઉ મજઝ તુહ વયણિ ન ભીજઇ. ૧૯

મહ વિલવંતિય ઉવરિ નાહ અણુરાગ ધરીજઇ,
એરીસુ પાવસુ કાલુ સયલુ મૂસિઉ માણીજઇ,
મુણીવઇ જંપઇ વેસ સિદ્ધિરમણી પરિણેવા,
મણુ લીણઉ સંજમસિરીહિસું ભોગ રમેવા. ૨૦

ભાસ–ભણઇ કોસ સાચઉ કિયઉ નવલઇ રાચઇ લોઉ,
મૂં મિલ્હિવિ સંજમસિરિહિ જઉ રાતઉ મુણિરાઉ. ૨૧

ઉવસમરસભરપૂરિયઉ રિસિરાઉ ભણેઇ,
ચિંતામણિ પરિહરવિ કવણ પત્થરુ ગિહ્ણેઇ,
તિમ સંજમસિરિ પરિવએવિ બહુધમ્મસમુજ્જલ,
આલિંગઇ તુહ કોસ કવણ પસરંતમહાબલ. ૨૨

પહિલઉ હિવડા કોસ કહઇ જુબ્વણફલુ લીજઇ,
તયણંતરિ સંજમસિરીહિ સુહ સુહિણુ રમીજઇ,
સુણિ બોલઇ જિ મઇ લિયઉ તં લિયઉ જ હોઇ,
કવણુ સુ અચ્છઇ ભુવણુતલે જો મહ મણુ મોહઇ. ૨૩

ભાસ-ઇણપરિ કોસા અવગણિય થૂલિભદ્દમુણિરાઇ,
તસુ ધીરિમ અવધારિ કરિ ચમકિય ચિત્તિ સુહાઇ. ૨૪

અઇબલવંતુ સુ મોહરાઉ જિણિ નાણિ નિધાડિઉ,
ઝાણખડગ્ગિણ મયણસુભડ સમરંગણિ પાડિઉ,
કુસુમવુટ્ઠિ સુર કરઇ તુટ્ઠિ હુઉ જયજયકારો,
ધનુ ધનુ એહુ જુ થૂલિભદ્દ જિણિ જીતઉ મારો. ૨૫

પડિબોહિવિ તહ કોસવેસ ચઉમાસિ અણંતરુ,
પાલિય લિગ્ગહ લલિય ચલિય ગુરુ પાસિ મુણીસરુ,
દુક્કરદુક્કરકારગુ ત્તિ સૂરિહિ સુ પસંસિઉ,
સંખસમુજ્જલજસુ લસંતુ સુરનરહિ નમંસિઉ. ૨૬

નંદઉ સો સિરિથૂલિભદ્દ જો જુગહ પહાણો,
મલિયઉ જિણિ જગિ મલ્લસલ્લરઇવલ્લહમાણો,
ખરતરગચ્છિ જિણપદમસૂરિકિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઇ ચૈત્રમાસિ રંગિહિ ગાવેવઉ. ૨૭

॥ સિરિથૂલિભદ્દફાગુ સમત્તુ ॥

[ ૨ ]

રાજશેખરસૂરિકૃત

# નેમિનાથ ફાગુ

(સં. ૧૪૦૫ આસપાસ)

સિદ્ધિ જેહિં સઇ વર વરિય તે તિત્થયર નમેવી,
ફાગુબંધિ પહુનેમિજિણુગુણુ ગાએસઉં કેવી. ૧

અહ નવજુવ્વણુ નેમિકુમરુ જાદવકુલધવલો,
કાજલસામલ લલવલઉ સુલલિયમુહકમલો,
સમુદવિજયસિવદેવિપુત્તુ સોહગસિંગારો,
જરાસિંધુભડભંગભીમુ બલિ રૂવિ અપ્પારો. ૨

ગહિરસદ્દિ હરિસંખુ જેણુ પૂરિય ઉદ્દંડો,
હરિ હરિ જિમ હિંડોલિયઉ ભુયદંડપયંડો,
તેયપરિક્કમિ આગલઉ પુણિ નારિવિરત્તઉ,
સામિ સુલકખણુસામલઉ સિવસિરિઅણુરત્તઉ. ૩

હરિહલહરસઉં નેમિપહુ ખેલઇ માસ વસંતો,
હાવિ ભાવિ ભિજ્જઇ નહી ય ભામિણિમાહિ ભમંતો. ૪

અહ ખેલઇં ખડોખલિય નીરિ પુણુ મયણિ નમાવઇં,
હરિઅંતેઉરમાહિ રમઇ પુણિ નાહુ ન રાચઇ,
નયણુસલૂણઉ લડસડંતુ જઉ તીરિહિં આવિઉ,
માઇ બાપિ બંધવિહિં માંડ વીવાહ મનાવિઉ. ૫

ઘરિ ઘરિ ઉત્સવ બારવએ રાઉલ ગહગહએ,
તોરણુ વંદુરવાલ કલસ ધયવડ લહલહએ,
કન્હડિ માગિય ઉગ્ગસેણુધૂય રાજલ લાધા,
નેમિઊમાહીય, બાલ અદ્ભુભવનેહનિબદ્ધા. ૬

રાઇમઐ સમ તિહુ ભુવણિ અવર ન અત્થઈ નારે,
મોહણવિલ્લિ નવલ્લડીય ઉપ્પનીય સંસારે. ૭

અહ સામલકોમલ કેશપાશ કિરિ મોરકલાઉ,
અદ્ધચંદ સમુ ભાલુ મયણુ પોસઇ ભડવાઉ,
વંકુડિયાલીય ભુંહડિયહં ભરિ ભુવણુ ભમાડઇ,
લાડી લોયણુલહકુડલઇ સુર સગ્ગહ પાડઈ. ૮

કિરિ સિસિબિંબ કપોલ કન્નહિંડોલ ફુરંતા,
નાસા વંસા ગરુડચંચુ દાડિમફલ દંતા,
અહર પવાલ તિરેહ કંઠુ રાજલસર રૂડઉ,
જાણુ વીણુ રણુરણઈં જાણુ કોઇલટહકડલઉ. ૯

સરલતરલ ભુયવલ્લરિય સિહણુ પીણઘણતુંગ,
ઉદરદેસિ લંકાઉલી ય સોહઇ તિવલતુરંગુ. ૧૦

અહ કોમલ વિમલ નિયંબબિંબ કિરિ ગંગાપુલિણા,
કરિકર ઊરિ હરિણ જંઘ પલ્લવ કરચરણા,
મલપતિ ચાલતિ વેલહીય હંસલા હરાવઇ,
સંઝારાગુ અકાલિ બાલુ નહકિરણિ કરાવઇ. ૧૧

સહજિહિં લડહીય રાયમઐ સુલખણ સુકમાલા,
ઘણઉં ઘણેરઉં ગહગહઐ નવજુવ્વણ બાલા,
ભંભરભોલી નેમિજિણુવીવાહ સુણેઈ,
નેહગહિલ્લી ગોરડી હિયડઇ વિહસેઈ. ૧૨

સાવણસુકિલછટ્ઠિ દિણિ બાવીસમઉ જિણંદો,
ચલ્લઇ રાજલપરિણયણ કામિણિનયણાનંદો. ૧૩

અહ સેયતુંગતરલતુરઇ રઇરહિ ચડઈ કુમારો,
કન્નિહિ કુંડલ સીસિ મઉડ ગલિ નવસરહારો,
ચંદણિ ઊગટિ ચંદધવલકાપડિ સિણગારો,
કેવડિયાલઉ ખુંપુ ભરવિ વંકુડઉ અતિફારો. ૧૪

ધરહિ છત્તુ વિત્તુ ચમર ચાલહિં મૃગનયણી,
લૂણુ ઉત્તારિહિં વરબહિણી હરિસુજજલવયણી,
ચહુપરિ બઇસઇ દસારકોડિ જાદવભૂપાલા,
હયગયરહપાયક્કચક્કસીકિરિહિં ઝમાલા. ૧૫

મંગલ ગાયહિં ગોરડીય ભટ્ટહ જયજયકારો,
ઉગ્ગસેણુઘરબારિ વરો પહુતઉ નેમિકુમારો. ૧૬

અહ સહિય પયંપય હલ સહિ એ તુહ વલ્લહઉ આવઇ,
માલિઅટાલિહિં ચડિઉ લોઉ મણુ નયણુ સુહાવઇ,
ગઉખિ બઇઠી રાયમએ નેમિનાહુ નિરખઇ,
પસઇપમાણિહિં ચંચલિહિં લોઅણિહિં કડખઇં. ૧૭

કિમ કિમ રાજલદેવિ તણુઉ સિણગારુ ભણેવઉ,
ચંપઇગોરી અઇધોઇ અંગિ ચંદનુલેવઉ,
ખુંપુ ભરાવિઉ જાઇકુસમિ કસતૂરી સારી,
સીમંતઇ સિંદૂરરેહ મોતીસરિ સારિ. ૧૮

નવરંગી કુંકુમિ તિલય કિય રયણુતિલઉ તસુ ભાલે,
મોતીકુંડલ કન્નિ થિય બિંબોલિય કરજાલે. ૧૯

અહ નિરતીય કજ્જલરેહ નયણિ મુહકમલિ તંબોલો,
નગોદરકંઠલઉ કંઠી અનુ હાર વિરોલો,
મરગદજાદર કંચુયઉ ફુડફુલ્લહ માલા,
કરિ કંકણુ મણિવલયચૂડ ખલકાવઇ બાલા. ૨૦

રુણુઝુણુ એ રુણુઝુણુ એ રણુઝુણુ એ કડિ ઘઘરિયાલિ,
રિમિઝિમિ રિમિઝિમિ રિમિઝિમિ એ પયનેઉરજુયલી,
નહિ આલત્તઉ વલવલઉ સેઅંસુયકિમિસિ,
અંખડિયાલી રાયમએ પ્રિઉ જોઅઇ મનરસિ. ૨૧

વાડઉ ભરિઉ જીવડહં ટલવલંત કુરલંત,
અહ્નુઠકોડિરૂં ઉદ્ધસિય દેપઇ રાજલકંતો. ૨૨

અહ પૂછઇ રાજલકંતુ કાંઇ પસુઅંધણુ દીસઈ,
સારહિ બોલઈ સામિસાલ તુહ ગોરવુ હુસ્યઈ,
જીવ મેલ્હાવઇ નેમિકુમરુ સરણાગઈ પાલઈ,
ધિગુ સંસારુ અસારુ ઇસ્યઉં ઇમ ભણિ રહુ વાલઈ. ૨૩

સમુદવિજય સિવદેવિ રામુ કેસવુ મન્નાવઇ,
નઇપવાહ જિમ ગયઉ નેમિ ભવભમણુ ન ભાવઇ,
ધરણિ ધસકકઇ પડઇ દેવિ રાજલ વિહલંઘલ,
રોઆઇ રિજ્જઇ વેસુ રૂવુ બહુ મન્નઇ નિપ્ફલુ. ૨૪

ઉગ્ગસેણધૂય ઇમ ભણઇ રૂપહિં દાઝઇ દેહો,
કાં વિરતઉ કંત તુહું નયણિહિ લઇવિ નેહો. ૨૫

આસા પૂરઇ ત્રિહુભુવણુ મૂ મ કરિ હયાસી,
દય કરિ દય કરિ દેવ તુમ્હ હઉં અછઉં દાસી,
સામિ ન પાલઇ પડિવન્નઉં તઉ કાસુ કહીજઈ,
મયગલુ ઉવટ સંચરએ કિણિ કાનિ ગહીજઇ. ૨૬

નેમિ ન મન્નઈ નેહુ દેઇ સંવચ્છરદાણૂં,
ઊજલગિરિ સંજમ લિયઉ હુય કેવલનાણૂં,
રાજલદેવિસઉં સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ,
મલહારિહિં રાયસિહરસૂરિકિઉ ફાગુ રમીજઇ. ૨૭

॥ ઇતિ શ્રીનેમિનાથ ફાગુ ॥

કૃષ્ણર્ષીય જયસિંહસૂરિકૃત

## પ્રથમ નેમિનાથ ફાગુ

( સં. ૧૪૨૨ આસપાસ )

પણમિવિ જિણુ ચઉવીસ પઇ, સુમરવિ સરસઇ ચિત્તિ,
નેમિ જીણેસર કેવિ ગુણ, ગાએસઉ વહુ ભત્તિ. ૧

જાદવકુલસિંગારુ પહુ નેમિકુમારો,
સમુદ્રવિજય નરહિ-પુત્તુ, સિવદેવિ-મલ્હારો,
સોહગસુંદર તરુણદેહ, ગુણગણભંડારો,
સિવસિરિરત્તઉ ગણઇ ચિત્તિ સંસારુ અસારો. ૨

વનસઇમંડન અહ પહૂતુ, રિતુરાઉ વસંતુ,
ચંપક વેઉલ વઉલ કમલ, પરિમલુ વિલસંતો,
કોઇલ કલિરવુ કરહિં, જાણુ વાજઇ વર વીણ,
મનાવઇ પ્રિયપાય લગ્ગિ, તરુણી અહિ દીણ. ૩

ભમઇ ભમર મધુપાનમત્ત ઝંકારુ કરંતા,
રિતુરાયહ કિરિ ભટ્ટથટ્ટ વર કિત્તિ પઢંતા,
પસરિઉ પરિમલુ મલઇવાઉ, દસદિસિ પૂરંતો,
માણિણિ કામિણિ મનહ માહિ. તડખણિ ચૂરંતો. ૪

કામિય વર સહકાર સાપ, વંધંતિ હિંડોલા,
હિંડહિં પ્રિયતમ સરિસુ, સરિસુ ગાઇ ઇંદોલા,
ભંભલભોલિય વાલ રંગિ નવ ફાગુ રમંતે,
દુકિખય વિરહિણિ નયણ નીરુ નીઝરણ ઝરંતે. ૫

ભાસ-લહવિ વિસંતુ સહાઇયઉ, તરુણિય વલુ અવિલંવિ,
સચરાચરુ જગિ વસિ કિયઉ, મયણ સુહડુ અવિલંબિ. ૬

વેણિ ગમઇ નહીં[1] આજ મું આ જમુનાજલ[2] પૂર;
કાલિ અ[3] નાગ નિરાગલુ, રાગલુ ડસઇ અતિ ક્રૂર. ૬

कुसुमावलि फेनिलाबलाकबरी कालतनुं कलिंदिजा ।
अजिनं जनमत्र मारयत्यनुरागः किल कालियोरगः[4] ॥ ७ ॥

મ[5] કરસિ એકસિ રાષડી, રાષડી પેષણિ રંગ;
એ નિરયાપથદીપક, દીપક તું[6] જિ પતંગ. ૮

स्निग्धशामलकांतिकुंतलनिभोज्जृंभांजनभ्राजिनं[7]
तेजःपुंजविराजिन शशिमुखीदीपं[8] नृणा दुर्गतेः ।
मार्गं[9] दर्शयितु शिखामणिमिषाद् धत्ते शिरःशेखरे
मा भूत्तस्य विलोकनाय रसिकस्त्वं[10] यत्पतगायसे ॥ ९ ॥

સિંદૂર દેષી સિરિ મુ[11] ધરે તું[12] ધરે નયણ નિમેષ;
તરુણ ભારે પડી અંબ રે, લંબ રે ઊકની રેષ. ૧૦

त्वं सिंदूरपरागपूरणधृतारुण्यां तरुण्याः कच-
श्रेण्यतः[13] सरणिं विलोक्य मुकुलीकुर्वात्मनश्चक्षुषी ।
उल्कायास्तरुणेश्वरिष्टपिशुना रेखाचिरेवातम-
स्तोमश्यामतमे निपत्य गगने विस्तारमामेदुषी ॥ ११ ॥

૧ નહી. ૨ જમનાંજલ. ૩ કાલિય. ૪ कल्किालयोरगः–શ્રી. શાહની વાચનામાં આ શ્લોકનો ક્રમાંક આઠમો છે. ૫ શ્રી. શાહની વાચનામાં આ શ્લોકનો ક્રમાંક સાતમો છે. ૬ દીપકનું. ૭ मृदश्यामलकुन्तलावलिनिभोज्जृंम्भाञ्जनभ्राजिनं. ૮ शशिमुखीनध्ये, તેની પછી શ્રી. શાહની વાચનામાં 'शिरःशेखरम्' એ શબ્દો છે. ૯ નવમા શ્લોકની ત્રીજી પંક્તિ, શ્રી. શાહની વાચનામાં આ પ્રમાણે છે:

'धत्तेऽधः पथस्खलितप्रकटनं रक्षाचतुर्दीपकं'

० रसिको यत् त्वं. ૧૧ મું. ૧૨ તું. ૧૩ શ્રી. શાહની વાચનામાં અગિયારમા શ્લોકની બીજી પંક્તિ આ પ્રમાણે છે:

'श्रेण्यन्तः सरणिं विलोक्य सहसा संकोचय स्वे दृशौ.'

કામિણિ વઇરિણિ સીં[1] ગણિ[2] સીંગણિ[3] ભમહિ[4] બે જાણિ;
વિકટ કટાપિ[5] શરાઉલી,[6] રાઉલી મૂંકએ[7] તાણિ. ૧૨

तरुणीं गणयंतु वैरिणीं कुटिलभ्रूनिभधन्वधारिणीं ।
विकटाक्षकटाक्षतोमरैः कटरे विध्यति सा भटानपि ॥ १३ ॥

નાકિ મ ખેડિસિ[8] મનરથ, અનરથનુ[9] એ[10] મૂલ;
ભમહિ[11] તિલક ત્રિણિ પાંખડી, આંપડી દેપિ ત્રિસૂલ. ૧૪

मध्यप्रांशुस्मरपरनरस्तोमहृद्भेदरक्ता-[12]
सक्तिव्यक्तारुणतरातिरः सर्पिलोहत्रिपत्रम् ।
भालोन्मीलद्घुसुणतिलकश्यामलभ्रूयुगश्रीः
सुभ्रूनासा न भवति किमुद्दामकामत्रिशूलम्[13] ॥ १५ ॥

નિરમલ[14] નાસિકા માણિક, જાણિ કમલિ જિસ્યું વારિ;
તિણિ પરિ આયુ અવિગણી,[15] નિરગણી પરિહરિ[16] નારિ. ૧૬

संपद्यध्वमगण्यपुण्यकरणव्यापारपारंगताः
कान्तारङ्गममुं च मुञ्चत शिवद्रङ्गाध्वगध्वंसिनम् ।
आयुः [पद्म]दलोदबिंदुतरलं[17] यस्मादिति स्मारय-
त्यस्माकं धृतनकमौक्तिकमिदं[18] वक्त्रांबुजं सुभ्रुवः ॥ १७ ॥

તું[19] મનિ મ ધરસિ અધરમ, અધર મધુર મ વિમાસિ;
યુવતી[20] જંગમ વિસલય,[21] કિસલય તિણિ તેહ પાસિ. ૧૮

---

૧ સી. ૨ ગિણિ. ૩ સીગિણિ. ૪ ભમુહિ. ૫ કટાક્ષ. ૬ સિરાઉલી. ૭ મૂંકઇ; તેની પછી શ્રી. શાહની વાચનામાં, 'એ' મળે છે. ૮ ખેડસિ. ૯ અનરથનૂં. ૧૦ એહ. ૧૧ ભમુહિ. ૧૨ मध्यप्रांशुस्मरपरवशप्राणिहृद्भेदरक्ता. ૧૩ किमुद्दामकामत्रिमूलम्. ૧૪ નિર્મલ. ૧૫ અથિર ગણી. ૧૬ મ ભજસિ. ૧૭ पद्मगतोदबिन्दुतरले. ૧૮ धृतमौक्तिकमिदं. ૧૯ શ્રી. શાહની વાચનામાં અઢારમા શ્લોકની પ્રથમ પંક્તિ નીચે પ્રમાણે છે:

'તૂં મનિ અધર મધરસિ, અધરમ અધર મ વિમાસિ.'

૨૦ જુવતી. ૨૧ બિસલય.

युवतेरधरस्तया सुधामनुगे मुग्ध! मुधाऽवधार्यते ।
विषवल्लिरकारि येन सा[1] विधिना तत्र पुनः सपल्लवः ॥ १९ ॥

विकसित[2] पंकज पांखडी, आंषडी ऊपम टालि;
ते विष सलिलि[3] तलावडी, मा वली पांपिणि पालि. २०

युवतिदृग्युगलं तत्र पक्ष्मलं तुहिनपालिपरिष्कृतपल्वलम् ।
विषजलाकुलमस्ति हिनस्ति तद्[4] भवकटाक्षतरङ्गघटा[5] नरं ॥ २१ ॥

नरग नगरि मुख पोलि, कपोलि कपाट विचार;
जोति जलणमय कुंडल, कुंड लगार न सार. २२

नरकपुरिपुरन्ध्रयाः गोपुरं वक्त्रम्[6]
किल कलितकपोलोद्घाटनादद्वकपाटं[7] ।
अपि च विचरदर्चिःसंकुले वह्निकुंडे
किमु कामिनृकुल्यानां कुंडले दाहहेतोः ॥ २३ ॥

हार मिसि[8] मुख[9] आसु[10] कि वासुकि सुंकई[11] कुंक;[12]
तिणि तीणि[13] करी मडिलीई[14] गहिलीई चतुर अचूक. २४

विगलति[15] गलकांडे[16] वासुकिः सुन्दरीणां
गमितगरलशक्तिः शक्तिकेयस्तगात्मा ।
श्वसितमिपतईर्ष्यामुक्तफूत्कार एष
ग्रहिलित इति हेतोः स्वांजनस्तत्र सक्तः ॥ २५ ॥

नारि लवई नित कुंअली कुंअली म सुणि तुं वाणि;
कुमति करई[17] सुवडाइणि[18] डाइणि मंत्र तु[19] जाणि. २६

मा वर्णयोन्मीलदलीकमालां त्वं कोमलांगां कमलाननायाः
यद्डाकिनीमंत्र इव श्रुता सा दत्ते युवानामपि दुष्टबुद्धिम् ॥ २७ ॥

---

१ सा यतो. २ विमस कं २८१. ३ मलिय. ४ यद्. ५ भवकटाक्षतरङ्ग[भर.] ६ वक्त्रमन्त्रं प्रसंगि: ७ किल्किलवक्रकपोलोद्घाटिता. ८ मिसि. ९ मुखि. १० आसु. ११ संकई; तेनी प्रती श्री. ठाकुनी वाचनामां 'ए' ओळे. १२ कुंक. १३ तीणई. १४ मडिलीई. १५ मूळमां 'विगलित' छे. १६ गलकुण्डे. १७ करई. १८ सवडाइणि. १९ तउ.

સુર નર તિરિઅ[1] પ્રજાગતિ જાગતિ મઈ[2] કિમ જાઈ;
તિણિ ત્રિણિ જિત કલકંઠ[3] રે,[4] રેખા વ[ચ]હું માઈ. ૨૮

दिविजमनुजतिर्यग्गामुकाः कामुकाः स्युः
कथमिव मयि सत्यामेवमावेदनाय[5] ।
कलयति[6] कमलाक्षी[7] वेद्मि रेखात्रिसंख्याः
स्वरजितकलकण्ठीकण्ठपाठप्रतिष्ठा ॥ २९ ॥

કાસિણુ કંચુક મિસિ[8] આ ભલુ[9] આભલુ[10] કુચ ગિરિશૃંગિ;
ભીતરિ કરિસિ એ કાદમ[11] કા દમ[12] ધરિસિ ન અંગિ. ૩૦

भूपालनचरिष्णुरोचिरचिरद्युचारु नारीकुच-
क्ष्माभृत्यभ्रकमेतदुन्नतमयं[13] नो मेचकः कंचुकः ।
कर्त्ता पंकिलतामिदं किल भवत्युद्यद्गुणाभ्रंशिनी[14]
तेनाशु प्रविशत्यमिंद्रियदमाश्वासोदरं सादरः ॥ ३१ ॥

આપણુપું ગિણિ હાર તું, હાર તું જઈ નિરપેસિ;
માંડિ અ[15] પાસ પયોધર, યોધ રહ્યા તુઝ રેસિ. ૩૨

विपुलमौक्तिकपद्धतिपाशयोस्तव पयोधरयोः किमु योधयोः ।
द्वयमिदं तरुणिस्वनिरीक्षणप्रवणपुंधरणाय समीहते ॥ ३३ ॥

નેત્રવલી[16] ત્રિવલી નર, લીન રહીં[17] મન વણિ;
ત્રિવિધ કપટ ભરી રેખ, વરેખ [વ]હઇ તિણિ[18] ત્રિણિ. ૩૪

ईयमिह[19] कणगर्त्ता[20] गाढगंभीरभावा[21]
त्रिकरणकपटानामुत्कटानां वधूटी ।
इति विधिरकरोत् किं तामभिज्ञानहेतोः
गलितवलितरंगव्याजमध्यत्रिरेखाम्[22] ॥ ३५ ॥

---

૧ તિરિ. ૨ મઈ. ૩ કમલકંઠિ. ૪ 'રે' પછી શ્રી. શાહની વાચનામાં 'કંઠિ' શબ્દ મળે છે. ૫ सत्यमिवमावेदनाय. ૬ कथयति. ૭ कमला. ૮ મિસિ. ૯ આભલુ. ૧૦ આભલુ. ૧૧ કાંદમ. ૧૨ કાં દમ. ૧૩ क्ष्याभृत्यभ्रकमेतदुन्नतमयं. ૧૪ भवत्युद्गुणभ्रंशिनी. ૧૫ માંડિય. ૧૬ નેત્રિવલી. ૧૭ રહી. ૧૮ તિણુ. ૧૯ इयमिह. ૨૦ कणगर्त्ता. ૨૧ गाढगंभीरभावान्. ૨૨ वलितवलितरङ्गव्याजमध्यत्रिरेखाम्.

મયણુ પારધિ કર[1] લાકડિ[2] સા કડિ લંકિહિં[3] ઝીણુ;
ઈમ કિ કહઇ જુવતી વસ,[4] જીવ સવે હુઇ ખીણ. ૩૬

युवमृगमृगयोत्कनंगयष्टेस्तरुण्या-[5]
स्तनुदलनकलंकप्रापकश्रेणिलंकः
पिशुनयति किमेनं कामिनीं[6] यो मनुष्यः
श्रयति स भवतीत्थं तंतुशंकाशकायः ॥ ३७ ॥

બિલ જિસી આણિ મ સુંદરિ, તું દરિસિણિ નિજ નાભિ;
મદન રહઇ દષ્ટીવિષ હી, વિષ ધરઇ[7] તેહ[8] ગાભિ. ૩૮

नितंबिनि ! बिलोपमा तवकनाभिरालंबते[9]
बतेयमधरीकृतत्वदभिसंधिगंभीरिमा[10]
इमा[11] भुवि भवी निभालयति भालयन्नश्नुते
तदीयविषमेषु दग्विषभुजंगत पंचता[12] ॥ ३९ ॥

વપુ વિષવન શુભ જાણિ મ, તાણિ મ કુચ ફલ લુંબિ[13];
સેવિ મ તેહ તણી છાંહડી, બાંહડી ડાલિ મ ઝુંબિ[14]. ૪૦

शंके सुभ्रु ! चकार तावकवपुः किंपाकपृथ्वीरुहा-
कीर्णं काननमाकुलं कलयितुं वेधा कुलं कामिनाम् ।
भ्रूवल्लीह सितप्रसूनसुरभिश्वासानिलोर्मिस्फुरद्-[15]
दोःशाखाधरपल्लवादय इमे यत् ते ददत्यापदम् ॥ ४१ ॥

કુરણુઇ[16] કામિણિ કંકણુ કાં કણુ વિણુ જિમ રંક;
કરિ ધરી લિઇ રપે સા કિણિ, સાકિણિ નરગિ નિસંક. ૪૨

---

૧ પારિ કરિ. ૨ લા[ક]ડી. ૩ હિ. ૪ વસિ. ૫ युवतिमृगमृग-योत्कानङ्गयष्टेतरुण्या. ૬ कामिनी. ૭ વિષધર. ૮ એહ. ૯ नाभिरालम्बते. ૧૦ बतेयमधु[ध]रीकृतत्वदभिसंधिगमीरिमा. ૧૧ શ્રી. શાહની વાચનામા ૩૯મા શ્લોકની ત્રીજી પંક્તિ નીચે પ્રમાણે છે :

'इमा यदि भवि निभाल्यति कोऽपि तद् भस्मसात्.'

૧૨ दग्विषभुजङ्गमाञ्जायते. ૧૩ લૂંબિ. ૧૪ ઝૂંબિ. ૧૫ सितप्रसूनवदनश्वासनिलोर्मिस्फुरद्. ૧૬ કુરણુઇ.

द्वारि क्षुद्रतृणामकारितकणा रंका इवैणीदृशा[1]
मुक्ता बाष्पकणाः कुत कुरुणयंत्युच्चकणाः[2] कंकणाः[3]।
धृत्वा नः करयोरशक्तिमियं नैपीदसौख्याकरे[4]
मा कस्मिन् नरके तदेकनयनासक्तेऽतिभीत्या सखे ॥ ४३ ॥

વિષતરુ વિષમ તજાં ઘડી, જાંઘડી પરિહરિ[5] બેઉ;
તું ન પીઅ[6] પુણ થાન, કુથાનકુ જઉ[7] તજઇ તેઉ. ૪૪

विषतरुभुत्रा जंघायुग्मं त्वचा घटितं घटा-
मटति युवतेः सकं तस्माज्जिहति हितस्पृहाः !।
त्यजत च तनौ तस्याः कुत्स्थानकं तदनर्थकं[8]
न भ[व]ति तया पेय धन्या यथा जननीपयः ॥ ४५ ॥

અંગિ અગનિ સાચી રચી, રચી એ[9] પરિ ગૂઢ;
તિમ કરિ જિમ આગિમ, દાગિ મ[10] તિહાં તું મૂઢ. ૪૬

कचसंचयधूमधूमरोऽरुणचीरा तरुणी न पावकः
अधिमूमिचरिष्णुरुष्णताराहितोऽप्येष दहत्यहो ! जनम् ॥ ४७ ॥

સાચ વચન ઊગાઢીઆ, કાઢિયાં[11] નિજ મુખ સીમ;
નેઉર ગુણિ પગિ લાગલાં,[12] લાગ લાખ્યાં, લહઈ[13] કીમ. ૪૮

सद्भूतानि वचांसि चारुवदना सर्वाणि निर्वासया-
मास स्वाननसीमतः कृतमतिः सत्येतरोदीरणे।
रुच्यप्राप्यपदस्पृहानुरतया मंजीरमंजुस्वर-
व्याजात् तानि लगंति संति पदयोस्तस्याः[14] प्रशस्यानि किं ॥४९॥

જેહુ[15] મનિ શમરસ સુંદરિ, સુંદરિ વસઇ અશાતિ;
તે મઝ સીલસુદિરિસણુ,[16] દરિસણુ દિઉ સુપ્રભાતિ. ૫૦

---

૧ इवैणीदृशौ. ૨ करुणयत्युच[्च]कणाः ૩ किंकणाः ૪ नैपीरसौख्याकरे. ૫ પરિહરિઉ. ૬ પીએ. ૭ લુત. ૮ तद[न]र्थदं. ૯ ચીર ચીએ. ૧૦ શ્રી. શાહની વાચનામાં 'મ તૂં તિહાં મૂંઢ' એવો પાઠ મળે છે. ૧૧ કાઢીઆ. ૧૨ લાગલાં. ૧૩ લહઇ. ૧૪ सद्दोत्तरयाः; આ પદ પહેલાંનો 'संति' શબ્દ શ્રી. શાહની વાચનામાં નથી. ૧૫ જેહં. ૧૬ સીલસુદરિસણુ.

येषां चेतःसरासि तरणी नैति[1] पानीयहारि-
ण्येकाऽप्यंगीकृतकुचघटा शुद्धसिद्धान्तनीरे ।
तेषामालोकनमनुदिनं सगलन् मंगलाली-
लीलागारं मम दिनकरोंकारकाले किलास्तु ॥ ९१ ॥

પદમિની કુલ મધુરા જલિ, રાજલિ જિણી તજી એમિ;
જગિ જયઉ નિત નિત[2] સુરયણ, સુરયણમંડન નેમિ. ૫૨

लक्ष्मीकेलिनिकेतकांतविकसद्वक्त्रारविंदस्फुरद्-[3]
वेणीकैतवचंचरीकतरुणीझंकारझात्कारिणीम् ।
भोजप्राज्यकुलेऽप्यपल्लभुवं राजीमतीं पद्मिनीं
हित्वा रैवतरत्नमण्डनमभूद् यः सोऽस्तु नेमिः श्रिये ॥ ९२ ॥

॥ इति नारीनिरास फाग । शांतरसमयः[4] ॥

---

૧ મૂલમાં 'नैत' છે. ૨ નત. ३ लक्ष्मीकेलिनिकेतकान्तविलसद्वक्त्रा-रविन्दस्फुरद्. ૪ શ્રી. શાહની વાચનાની પુષ્પિકા નીચે પ્રમાણે છે.

॥ इति श्रीमहातीर्थगिरिनारगिरिमण्डनश्रीनेमिनाथफागः समाप्तः
पं. रत्नमण्डनगणिकृत. ॥

[૧૬]

## હેમરત્નસૂરિ ફાગુ

(વિક્રમના સોળમા શતકનો પૂર્વાર્ધ)

અહે જુહારિસુ જગત્રય અધિપતિ મુનિપતિ સુમતિ જિણુંદ,
અહે ગાયસુ રંગિ ધનાગમ આગમ ગચ્છ મુણિંદ. ૧

શ્રીહેમરત્નસૂરિ ભગતિહિં વિગતિહિં ગુણ વર્ણવેસુ,
ગુરુ પદપંકજ સેવિય જીવિય સફલ કરેસુ ૨

અહે જીણુઇ મયણુ હરાવિયઉ, મંહાવિઉ ખેતમી વંશ,
ભીમગ સુત સખિ સાભલિ, રાભલી ઉવરસરિ હંસ ૩

બાલાપણિ જિણિ રાલિય ટાલિય મન સંમારિ,
મૃગનયણી નહીં રૂડિય કૂડિય હૃદય મઝારિ ૪

સારાસારિ વિચારી અ સારિ હિઇ વસિ વાત.
જવ તવ તુલના માડએ, માડ મનાવઇ તાત ૫

જનમનમોહનત્રાડિમા કારિમા કણુણ સંયોગ,
તૃષ્ણાદિક વધારઇ, ભારહિં ભવિ ભવિ ભોગ ૬

ક્ષણિ ક્ષણિ મરણુ સંતાવઇ, આવઇ આરતિ ચિતિ,
નવ જોવણુ વયરાગિય લાગિય તપ જપ ખંતિ. ૭

સિરિ અમરસિંહસૂરિ પસાઇ જાઇ દુરિય સવિ દૂરિ,
મોહભુઅંગમ ખીલએ, ઝીલએ સમરસ પૂરિ ૮

સંજમિ સિરિ નવતરુણિય પરિણિય પસુ ભર ભોગ,
આસવાદ લીઇ લીણા, રીણા કરઇ કરમયોગ ૯

અનુક્રમિ ઝીક ઝમાલી બાલી અષ્ટ પ્રકારિ,
સમતિ ગુપતિસિઉં રસિ રમઇ, વિરમઇ નહિં કિણુ વારિ. ૧૦

અહે પાવ સવે હુવ નિઠઉ, દીઠઉ ગોયમ સામિ,
ભવિયણુ તમ્હિ આરાધઉ, વાધઉ ગુણિ અભિરામ. ૧૧

સુહગુરુ સહજ સલૂણઉ ઊણઉ નહિં સિદ્ધંતિ,
અંતર અરિયણુ ગંજએ, રંજએ મન એકંતિ. ૧૨

અહે સંઘ સમિદ્ધ હસમસિ ધસમસિ ચિહું દિસિ ચંગ,
ગુરુ વાંદિવા વર ભાવિઇં આવઇ અભિનવ રંગ. ૧૩

અહે સહિયર ઝવિ સિણગારિય નારી નવ નવ વેસિ,
પુહતીં તેવડતેવડિ કેવડિ વંદન રેસિ. ૧૪

પઉમણિ જીવઇ જોતિય મોતિ ઉર વરિ હાર,
કાને ઝાલિ ઝબ્કઇ, ચૂકઇ નહિં આચાર. ૧૫

ચંદન કુસુમ કપૂરિહિં સિન્દૂરિહિં સર વરિ સાર,
મૃગ નાભિજ બાંધિઇં મહમહઇ, ગહગહઇં પુષ્પ સંભારિ. ૧૬

રૂપિઇં કઉતિગ કરતિ અ ધરતિ અ રંભ તગતાગુ,
વસંત ઋતુરાય ખેલઇં, ગેલિઇં ગાતી ફાગુ, ૧૭

સિરિ હેમરત્નસૂરિ થાપિય આપિય સબદપ્રમાણુ,
સિરિ અમરરત્નસૂરિ ઓપઇ, લોપઇં જે પંચબાણુ. ૧૮

ઝલહલહિં સંપ્રતિ લહુઅડા રૂવડા અતિહિ સુજાણુ,
મુણિવરુ તમ્હિ પર ગોલઉ તોલઉ મેરુ સમાન. ૧૯

અહે સાધુ સુમેરુ ગંભીરિમ ધીરિમ ચરિય સુઠામિ,
તે ધન જે નવિ ડોલઇં, બોલઇં ગુરુગુણગ્રામ. ૨૦

અહે વિનય મેરુ અનુકૂલા ચૂલા ગરિમ નિવાસ,
....મમ........લહર મણુહર દેસણુ ભાસ. ૨૧

ઇણિ પરિ સુહગુરુ સેવઉ, કેવઉ નહીં ભવ વાસિ,
દુર્લભ નરભવ લાધઉ, સાધઉ સિદ્ધિ ઉલ્હાસ. ૨૨

॥ઇતિ શ્રીહેમરત્નસૂરિગુરુ ફાગુ। વિદુષી
વિનયચૂલાગણિનિર્બંધેન કૃતમ્॥

[ ૧૭ ]

આગમમાણિક્યકૃત

## જિનહંસગુરુ નવરંગ ફાગ

( વિક્રમના સોળમા શતકનો પૂર્વાર્ધ )

દેવ અવર જગિ નહીં સમઉ, સીસ મુગટિ ફણિ જાસ,
મઝ મનમાહિ તે વીસમઉ, તેવીસમઉ જિન પાસ. ૧

ગુરુ ગુણમણિ વયરાગર, રાગ રતીય નહીં લાગ,
તસુ રસ વસિ મન રુચિસિઉં, રચિસિઉં નવરંગ ફાગ. ૨

રાસઉ

જે ચંચલિ ચડઈં સુખિઈં સુખાસનિ આસનિ બાઈસઈં જાણુ રે,
તે સવિ સિર વરિ ધરઈં વાદીસર, દીસ રયણિ જસુ આણુ રે. ૩

શ્રીજિનહંસગુરુ ગણહર નિરુપમ, રૂપ મયણ અવતાર રે,
વારતિ ભવભય આરતિ ભાર તિ, ભારતિ તણઉ ભંડાર રે ૪

આંદોલા

ભારતી તણઉ ભંડાર, જિનશાસન આધાર,
સેવક સુખકરૂ એ, તેજિઈં દિનકરૂ એ. ૫

શ્રીતપગચ્છ સિણગાર, માયા મનિ ન લગાર,
શ્રીજિનહંસગુરુ એ, બુદ્ધિઈં સુરગુરુ એ. ૬

ફાગ

મનમથમથન એ જાણીય, આણીય મનિ અભિમાન,
રતિપતિ રનિ પ્રતિઈં બોલએ, બોલ એ કરી અપમાન. ૭

મઝસિઉં કોઇ ન માંડએ, માંડએ છાંડએ ઠામ,
તાં કરઇ પુહુવિ અ ગાજ એ, ગાજએ જાં નવિ કામ. ૮

વાત મ બોલિસિ લામી, જા મીનતિ સિર નામિ,
ઇમ ભણિઇ રતિ સુણિ સામી, પામીઇ સુખ એહ નામિ. ૯

એહ સિઉં તુઝ કિસી અહનિસિ, અહનિસિ હિયઇ વિમાસિ,
અજી પ્રિય ચેતિ ન ઇતિર, તીતરની પરિઇં નાસિ. ૧૦

રાસઉ

તઉ રતિપતિ રતિમતિ અણુમાનતિ, માન તિહા દિઇ જાઈ રે,
રિતુપતિ કરિ તૂં સબલ સેનાની સેનાનીય સજાઈ રે. ૧૧

મુચકુંદ કુંદ કુસુમ કુસુમાયુધ, આયુધ આલસ છંડી રે,
કેસર તે સર લેઈ ભડ શિલીમુહ, મિલી મુહવડિ રહઇ મંડી રે. ૧૨

આંદોલા

મિલી મુહવડિ રહઇં મંડિ, ભામિની ભમુહિ કોદંડિ,
નયણબાણાવલી એ, મેલ્હઇં ઊતાવલી એ. ૧૩

કરઇ પેપી નારંગ, અંગના અંગના રંગ,
વાવિ ખડોખલી એ, ઝીલઇ મોકલી એ. ૧૪

ફાગ

દીસએ રવિ જિસ્યુ રાપડી, રાપડી સોહએ સાર,
કંઠિ ઠવઇં ટંકાવલિ, એકાવલિ વલી હાર. ૧૫

ઝાલિ ઝલામલ નાગલા, નાગ લાગા છઇં ગાલિ,
હેસિ હૂં ઓપમ તિહાં સીય ? હાંસીય જીપએ ચાલિ. ૧૬

લહકઇં જોઇં ગયગમણીય રમણીય રાસ રમતિ,
જલિ જઈ કરિ કરી કગલિ, રગલિની ખંતિ પૂરંતિ. ૧૭

ગંધ ગુણિહિં કહિ કે વડા કેવડા મુણિ દલિ જાસ,
ભમર બઇસી તેવતેવડા કે વડા કરઇ વિલાસ. ૧૮

અથ વિરહિણીનાં વિરહવર્ણનં

પૂનિમ રયણિ નિશાકર, સ્યા કરઇં વિરહિ સંતાપ ?
મલયાનિલ માંમ ગાહરી માં હરી કરિ તૂં પાપ. ૧૯

ચંદ રે તૂં ગમઇ મૂં કિમ ? મૂકિ મ કિરણ અજાણુ,
રાહુ ગ્રસી નવિ મૂંકત, ચૂકત તુ ન હૂં પ્રાણ. ૨૦

વલી ફૂલી કદલી કરમદી, કેરમ દીજઇ કિસ્યુ દોસ ?
ચંદન મઝ કાંઇં તાપવઇ ? આપ વઇર નથી રોસ. ૨૧

રતિપતિ નિત અતિ ચંપએ, ચંપએ રંગિ મ જોઇ,
કોઇલિ પંચમ જંપએ, જંપ એહતુ નવિ હોઇ. ૨૨

રાસઉ

કુસુમિ વિકાસ દિસિઇ દિસિઇં મુહિકિયા, બહિકિયાં વન આરામ રે,
દીઠી પાડલ બીજઉરી જઇ, બીજઉ રીઝઇ તામ રે. ૨૩

ઇમ કામ સમરિ એ સમરથ સમવડિ, મુહવડિ ચડી ગુરુરાય રે,
તતખિણિ જગગુરુ જગહ વદીતઉ, જીતઉ રતિપતિ રાય રે. ૨૪

આંદોલા

જીતઉ રતિપતિ રાય, ભાગુ તસુ ભડવાય,
પેખી પરાભવએ, દાસ થયુ આ ભવ એ. ૨૫

શ્રીલક્ષ્મીસાગરસૂરિ-સીસ, લબધિઇં ગોયમ સરીસ,
ગુરિ જયશ્રી વરી એ, જિમ હરિ શ્રી વરી એ. ૨૬

ફાગ

ગાઇં જે નવરંગ ફાગ એ, લાગએ નવિ પાપ લેવ,
સેવક સિવપુર માગ એ, માગએ ભવિ ભવિ સેવ. ૨૭

॥ઇતિ સકલભટ્ટારકશ્રેણિશિરોવતંસ પૂજ્યશ્રીજિનહંસગુરુરાજાનાં નવરંગ ફાગઃ। શ્રીમતિ ગિરિપુરનગરે, સં૰ હર્ષા ભાર્યા શ્રીકુંરાદે ભણનાય લિખિતઃ। આગમમાણિક્યગણિના કૃતશ્ચ ॥શ્રી॥

અજ્ઞાત કવિકૃત

## રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ

(સં. ૧૫૫૭ પહેલાં)

જિણુ ચઉમુખ.......................
.......હંસલાગામણિ, સામણિ સરસતિ માય. ૧
ગાઇસુ દાયક સવિ સુખ, ચઉમુખ આદિ જિણંદ,
જસ પયકમલ રમલિ કરઇં, ભમર જમલિ જોગિંદ. ૨
દંડ કલસ ધજમંડિત, ખંડિત સિસિહરકંતિ,
જિહિં જિણમંદિર ઊપમ રૂપમ એ ઝલકંતિ. ૩
ઇણિ કારણિ જણ રંજએ, ગંજએ દેસ અસેસ,
દેસ મેવાડ એ તાડએ, લછિ સગ્ગનિવેસ. ૪
રાજ તિહાં પરિપાલએ, ટાલએ વયર વિવાદ,
હેલાં પરદલ નામએ, પામએ રણિ જયવાદ. ૫
અતિ દઢ રિપુગઢભંજણ, કુંભકરણ ભૂપાલ,
અતિ બલ મયગલ અવિકલ, ચતુરંગ દલ ચઓસાલ. ૬
ધણ કણ કંચણ મણહર, રાણપુર નયર સુચંગ,
ગઢ જિમ વિંધ મહાચલ, નિશ્ચલ તેણ અભંગ. ૭
જિણિ જીતી અમરાવતી, નાસતી ગઇય આકાસિ,
લંકા શંકા કરતી અ, તરતીય રહીય જલવાસિ. ૮

રાસઓ

તિણિ પુરિ બહુ પરિ ધનપતિ નિવસઇ, વિલસઇં રદ્ધિઇં ઇંદ રે,
તીંહ ધુરિ સકલ લોક ઉપગારી, વ્યવહારી ધરણિંદ રે. ૯

[ ફાગ ]

પરિગરિ બહુ પરિ કૌરીય, ચોગીય લઇ જણુચીંત,
પાસે ચામરહારીય, મારીય વયણુ હુંમતિ. ૨૭

ઊપરિ પાજલી ફરતીય, નિરતીય છત્રાકારિ,
નદીસર અ . .. . . ... ... .. ... ૨૮

લિ કમલડા, જમલડા કહુ કીજતિ,
ઊપરિ થઈ નિહાલી અ, જાલીય ચિત્ત હરતિ. ૨૯

દિસિ રમણી આરીસીએ, ઢાસીઆ એ હુતિ,
મેરુમેખલે ગહુમંડલ, મંડવ અહુર ફિરતિ. ૩૦

ત્રિણિ ત્રિણિ ચિંહું દિસિ દીપઇ, જીપઇ બારઇ સગ્ગ,
મંડપ ઊંચપણિ ઘણુઇ, ગયણુગણિહિં વિલગ્ગ ૩૧

થાભે તોરણ ધોરણી, કોરણી નાનાકારિ,
જાણે મંડવ સયવર, સય વર ઈહુ સિવનારિ ૩૨

ગમઓ

મંડપિ પૂતલી અતિ રૂઅડી, કુઅલડી જિસી રંભ રે,
પાડ ગતિઇ પંડિતપણુઉ ધરતી, કરતી નાટારંભ રે. ૩૩

પહિરી ચપવન્ન વર પહિરણિ, હરિણુનયણિ દીસતિ રે,
બાંધી મોરબંધ વર મસ્તકિ, હસ્ત કરઇ હસતિ રે. ૩૪

અંદોલા

ઇક જિમ્ી સોવન કંબ, લહિકઇ વેણી લંબ,
મયણુહ ધનુહડી એ, પણુચઇ કિર સહી એ, ૩૫

જણમણુથભણુહાર, કંઠિ નિગોદર હાર,
અપછર અવતરી એ, અછરાયણુ કરી એ. ૩૬

પાચલી એક અંગ વાલી, નાચતી રસાલી રે,
દિઇ ઇક તાલી રે, અધર જાચી પ્રવાલી રે. ૩૭

કરકમલિ એક વીણા ધારઇં, અતિ ગાઇં ઊભારઇં રે,
કામિની અંગ ભારઇં રે, રૂપિઇં રંભ સંભારઇં રે. ૩૮

કાવ્ય

સોહંતી સુકુમાલ અંગ સદલી, ક્યાંહિ ન જે સાંભલી,
મૂકઇં તિક્ખ ખડગ્ગ, બાણુ ધણુહી જેહ્વી રહી સાંમુહી,
રૂપિઇં રંભ તિલોત્તમા કરિ જિસી મેલ્હઇ હસી ઉર્વસી,
જોતાં મંડપિ પૂતલી નિર્મલી, પૂજઇં ભલેરી રુલી. ૩૯

[ ફાગ ]

ચિહુ ખૂણે ચઉમુખ તણે અતિ ઘણે તોરણે[ સા ]ર,
ઊંચા જેમ મહાધર, મહાધર ચ્યારિ વિહાર. ૪૦

દો દો જિણ મૂલનાયક, પાયકમલિ સેવંતિ,
દો દો બાર સોહામણાં, ભામણાં નારિ કરંતિ. ૪૧

દો દો મંડપ નિરખીય, હરિખીય સખીય ભણંતિ,
એકિ ધરણીય તરુણી, પીણ પયોહર હુંતિ. ૪૨

અઠોત્તરસુ દેહરી એ, હરી લઇં મોરૂં ચીંત,
સિહરિ સોવન દંડ કલસ એ, વિલસએ ધજ લહકંતિ. ૪૩

ચિહું દિસિતુ સંઘ આવએ ઊલટિ, ઊલટિયા અનંત રે,
પૂનિમ યાત્ર મનિ આણી, જાણી વિશેષ વસંત રે. ૪૪

આવઇં માસિ વસંતિ, વણસઇં સવિ વિહસંતિ,
તરુયર મંજરી એ, ભમરે પરવરી એ. ૪૫

કુંદ અનઇં મચકંદ, પરિમલ દઇં આણંદ,
વઉલસિરી ફૂલી એ, ભમર ભમઇં રુલી એ. ૪૬

કાવ્ય

આવ્યુ એ રિતુ આજ, કાજ કરતી સવે ભામિની,[૧]
યાત્રા માસ વસંતની પદમિની આવી મિલઇં સામિની,

૧ આ ચરણમાં મૂલ પ્રતમાં અક્ષરો ખૂટે છે.

લીલઇં કેલિ ઘણી, ઘણી પ્રિય તણી કેડઇં લગી લાજતી,
દીસઇ તે રતિ માલ્હતી, મયણની પૂઠિઇં જિસી આવતી. ૪૭

[ ફાગ ]

કોઇલિ કલિરવિ લાગીય, જાગીય રતિપતિ રાય,
મલયાચલ તણુ અતિ ઘણુ વાઈઓ દક્ષિણુ વાઉ. ૪૮

જાણે ચંદન તરુયર, વિસહર વમીઓ વાઉ,
તિણિ કારણિ વિસધારિય, નારિય ભારિઇં કાય. ૪૯

પરિમલ બહકતી માલતી, માલ્હતી ભમરની શ્રેણિ,
પ્રીયડા શરણુ નિહાલઓ, વાલઓ રૂયડુ જેણિ. ૫૦

વિરુહણી દેપી દમણુ, બિમણુ કરઇ સંતાપ,
ફલિઓ રક્ત અશોક એ, રોકએ મયણપ્રતાપ. ૫૧

જિમ જિમ પસરઇ સાલ એ, માલ્હઇ તિમ તિમ કામ,
નિય પરિમલ ગુણુ પાડલ, લાડ લહઇ અભિરામ. ૫૨

દેપી ફૂલ નારંગનાં, [રંગનાં] પૂર ચડંતિ,
પેપી ચંપક પરથિય, પંથિય પ્રાણુ પડંતિ. ૫૩

દીસઇ બસરી વાલીય, નાલીયરી ફલભારિ,
નમતી જિસી કિસોયરી, પીણુ પયોહરી નારિ. ૫૪

સખી એવ હસીય જાણીય, મૂં હીયડઇ પટકેઇ,
મરુઊ પરિમલ બહિકતુ, લહિકતુ સોહ ધરેઇ. ૫૫

વિરુહાં દેપી કિંસુય, અંસૂય વાહ વહંતિ,
ચીંતવઇ કામિની રાતીય, તાતીય કાતી હુંતિ. ૫૬

છકિ અતિ સીપી કેવડી, એવડી રહી નિરપંતિ,
તિકખ ખડગ્ગહ આગલિઈ, જામલિ કરિ પરપંતિ. ૫૭

કાવ્ય

હીંડાલે એક હીંચતી, નયણુલે નેહે અમી સીંચતી,
ઝીલઇ એક પરોપલી, મન રુલી પૂરઇ એકે મોકલી,

નીચોઇ એક વેણુડી કરિ ધરી, નીચઉં જોઈ કરી,
મૂકિઉ સંકરિ જે દહી, મયણુ તે સીચઇ સહી એ રુહી. ૫૮

[ફાગ]

ચાંપી દાડિમનીં કલી, નીંકલી જાઇ તાપ,
કુંયલી કણુયર કંઠ એ, લંબએ મયણુહ ચાપ. ૫૯

અંબલા ડાલડી સૂયડલુ, રૂયડલુ બોલઇ જામ,
સુણી ઇમ જંપઇ વિરુહણી, વિરહિણિ બોલિ મ તામ. ૬૦

ઇકિ ધાઈનઇ વિસમસિ, કિસિમસિ દ્રાખ લેયંતિ,
મિલી એક તેવડતેવડી, સેલડી વાડિ રમંતિ. ૬૧

સેવંત્રીય સુગંધીય, સોગધિય વિહસતિ,
વનિ વનિ જનમનહરણીય, કરણીય ફૂલ વિહસતિ. ૬૨

મસ્તકિ ઇક નવ યૌવન, સોવન જાઇ વહંતિ,
નવસતિ રતિપતિ રાઇણિ, રાઇણિ નામ કહંતિ. ૬૩

ઊજલી સદલી કદલીય, વિદલીય માણિની માણુ,
જાણે જયધજ લહલહી, ગહગહી મયણુની આણુ. ૬૪

કાવ્ય

ખીજુરી મઉરી ઘણી, ફૂલ તણે ભારે લચી એલચી,
દેખી ચારઉલી ફૂલી, ઇમ વલી પૂગી ઘણીઇ રુલી,
મૂકઉ કેલિ વસંતની પ્રિય તુહ્મે, બોલઇ ઇસિઉં કામિની,
કીજઇ શ્રીજિનપૂજ ઊજમ ધરી, ભાગિઇં કરી સાંભરી. ૬૫

ફાગ

ઇણિ પરિ શ્રીસંઘ ભાવિઆ, આવીયા ધરણુવિહારિ,
ક્ષણિ ઉલ્લંઘી આવડી, પાવડી ચિહુ દિસિ બારિ. ૬૬

દેખી સામી સંમહુ, ચઉમુહ રૂપ ધરત,
સમવસરણુ એ સાસય, સશય ચિત્ત કરંત. ૬૭

કણયકલસ જલપૂરઇ એ, પૂરઇ મનનઈં રંગિ,
સ્નાત્રમહોછવ મંડએ, છંડએ કસમલ અંગિ. ૬૮

કુંકુમ કેસર ભાવન, ભાવનચંદન લેવિ,
જિણવર ચરચઇ આંગીય, વિરચઈ........... ૬૯

ચંપક પાડલ વિચકિલ, પરિમલ ગુ[ણ]હિં પ્રધાન,
વણ્ણ ભણીય ઘણી પરિ, કણયર રહઇ બહુ માન. ૭૦

.......ભાવન કેવડી, કે વડી મનની આસ,
ભવિયણ.......વર પૂજઇ એ, પૂજઇ વંછિત આસ. ૭૧

આઠ મંગલ આલેખઇં, લેખઇં તેહનઇ હુંતિ,
આગલિ ફૂલ જલ નેવ જ, નિર્મલ એક ઢોયંતિ. ૭૨

વેણા વંસ વજાવઇ એ, ભાવઇં પંચમ રાગ,
રંગ ભરિ ઇક ખેલઇં, ગેલિઇં જિણવર ફાગ. ૭૩

ભાષા

સામિ આગલિ નારિ નાચઇ, આણંદિઇં ઇકિ સાચઈ રે,
ઊલટ અંગિ માચઇ રે, જનમિ જનમિ સેવા યાચઇ રે. ૭૪

પાએ નેઉર રણઝણકાવઇં, કંકણ રણકાવઇં રે,
મેખલ પલકાવઇ રે, હાર લહિકાવઇં અતિ રૂયડુ રે. ૭૫

સોવન થાલે ઇકિ ભરી આવઇ, મોતડે વધાવઇ રે,
સામીના ગુણ ગાવઇ રે, સુલલિત સાદિ સોહાવઇં રે. ૭૬

ફાગ

સામી સામ્હઉ નિહાલઇં એ, ઢાલઇં એ ચામર સાર,
ભવીયણ ધજ દઇ વિસ્તરિ, નિસ્તરસિઇં સંસારિ. ૭૭

એક આરતી ઊતારઇ એ, સાર[ઇ] એ મંગલદીપ,
પભણઇં પ્રભુ જયઉ તામ એ, જામ એ જંબૂદીપ. ૭૮

ઇણિ પરિ કરઇં ઉછવ નવ, નવ નવ નિતુ નરનારિ,
અહવિ દીઇ આસીસ એ, વીસ એ વિસા વિચારિ. ૭૯

જાં લગઇં ચંદ દિવાયર, સાયર જામ ઉદાર,
જણમણનયણઆણંદઉ એ, નંદઉ ધરણવિહાર. ૮૦

॥ ઇતિ શ્રીરાણપુરમંડન ચતુર્મુખ શ્રીઆદિનાથ ફાગ સંપૂર્ણઃ ॥

શ્રીઃ। સંવત ૧૫૫૭ વર્ષે પોસ શુદિ ૧૩ શુક્રે શ્રીસૂર્યપુરે શ્રીઅંચલગછે પં. વિનયહંસગણિના લિખિતં ॥ શ્રી ॥ શ્રીઓસવંશશ્રૃંગાર સા૦........* ॥ શ્રીરસ્તુ ॥ યાદશં પુસ્તકં દૃષ્ટં, તાદશં લિખિતં મયા, યદિ શુદ્ધમસુદ્ધં વા મમ દોષો ન દીયતે ॥ લેખકપાઠકયોઃ શુભં ભવતુ ॥ શ્રી ॥

* અહીં મૂલ પ્રતમાંના કેટલાક શબ્દો પાછળથી કોઈએ છેંકી નાખ્યા છે. પણ એમાંથી પ્રયત્ન કરતાં આટલું વાચી શકાય છે–" ...શ્રાવિકા વીકૂ પઠનાર્થં લખિતં. " અર્થાત્ ઓસવાલ સાહ...ની ( જેનું નામ વાંચી શકાતું નથી ) કોઈ સંબંધી શ્રાવિકા વીકૂના પઠન માટે આ પ્રત લખાઈ છે.

[ ૧૯ ]

## ચતુર્ભુજકૃત

# ભ્રમરગીતા

( સં. ૧૫૭૬ )

ભારતી[1] પ્રારથી પ્રણમુંય વર્ણવું અ મદનમુરારિ,
દેવ દ્વારામતી જઈ રહિયા, વિરહ હૂઉ વ્રજનારિ. ૧

ગોપકન્યા કરઇ વાતડી, રાતડી કિહ્માંઇ ન વિહાઇ,
વાહલુ વિદેસિ જઈ રહિઉ,[2] અહ્મે મેહલ્યાં ગોકલમાહિ. ૨

ભારથી પ્રારથી પાએ લાગું, સારદા સર્વદા સુમતિ માગું,
ફાગ ફાગુણિ ગાઉ ક્રિષ્ણ કેરા, ફલ જોઉ ફોકટ ટલઇ ફેરા. ૩

કંસ તણઇ ઘરિ ક્રિષ્ણ ચતુર્ભુજ ચાલણહાર,
સણસર સાંભલી શાંમાનઇ, રાંમાનઇ કરઇ વિચાર. ૪

સાંભલિઇ સુકૃત હુઇ સંચ, ગાતાં પાતક પુલઇ પંચ,
ક્રિષ્ણઇ કીધુ કંસસું કટકબંધ, એહવું એક છઇ કથાનુ સંબંધ. ૫

અક્રૂર આવ્યુ છઇ તેડવા, જેડવા દિઇ નહી દેવ,
મોકલાવીનઇ સાંઈ એ મિલ્યા, વિષ્ણુ વલ્યા તતખેવ. ૬

અક્રૂર આવિઉ છઇ તેડવાનિ, સારથી થિઉ રથ ખેડવાનિ,
ક્રિષ્ણ બિઇઠા મિલી મોકલાવી, તિણિ કારણિ તારુણી તિહાં આવી. ૭

૧ હસ્તપ્રતમા પહેલી કડીમા 'ભારતી' શબ્દ પહેલાં 'ફાગ,' ત્રીજી કડીમાં 'ભારથી' શબ્દ પહેલા 'દૂહા' અને ચોથી કડીમા 'કંસ' શબ્દ પહેલા 'ફાગ' એવા શબ્દો પાછળથી કોઈએ લખ્યા છે.

૨ 'માધવ મધુપરિ જઈ રહિયા (લી ૨)' આ પ્રમાણે કોઈએ હાસિયામાં પાઠાંતર લખેલ છે.

બુધિ વિના બોલ ન ઉચરિ, સાંચરઇ શ્રીજગનાથ,
વિલવિલઇ દેવ દીકોડી રે, જોડીય હીઅડઇ હાથ. ૮

બુધિ વિના બોલી ન સકઇ રે બાલી, કરઇ પીંયાણું પ્રી વનમાલી,
વાત વાંમા કરઇ આંસૂ ઢાલી, કિમ કરી રહીશઇ કહુ ક્રિષ્ણુ ટાલી. ૯

અક્રૂર કીધુ રે સારથી, રથિ બિઇઠા રિણછોડ,
સુંદર દીસિ સોહાંમણા, બલિભદ્ર બંધવ જોડ. ૧૦

કાંમિની ક્રિષ્ણુ પૂઠિ જ ધાઇ, ચીર છૂટિ છેહડા ઘસાઈ,
વિલવિલઇ વિરુહણી સાહિ બાંહિ, વાલહા વિદેસિ કાં મૂંકી જાઇ. ૧૧

અક્રૂર નહી એ ક્રૂર, કાંમિનિ કહઇ પાપી કોય,
જીવ મિલ્યુ રે અહ્માંરડા, હારડા સૂપિઇ સોય. ૧૨

અક્રૂર નહી એ ક્રૂર પાપી, આવ્યુ અચિંત્યુ શાંમા સંતાપી,
ક્રિષ્ણુ મ જાઉ અહ્મ કંઠ કાપી, વિલવિલઇ વિરુહણી વિરહ વ્યાપી. ૧૩

કહઇ નવયોવન નારી રે, મારીનઇ રથ પેડિ,
જાવા દેસું નહી તુહ્મનિ, અહ્મનઇ તાં સાથિ તેડિ. ૧૪

પાલવ પાથરી પાએ લાગિ, રહુ રહુજી રાજન માંન માગિ,
નીરનીઝરણ ઝરિ બહુ નયણે, દીન વચન વદિઇ રે વયણે. ૧૫

નેહ ઉપાયુ તિ પહલું રે, વહલુ કરવા છેહ,
જલ વિના કિમ રહઇ માછલી, જીવ વિના તિમ દેહ. ૧૬

સ્વાંમીનઇ સમ દેઈ વારઇ, પ્રાંણુ અહ્મે છંડસું પ્રેમ તાહરિ,
પૂર્વની પ્રીતિ તું સિંઇ ન સંભારઇ, વાટહા વિછોહ કરી કાં મારઇ ? ૧૭

ગુણવંત છું અહ્મો ગોરડી, ત્રીકમ તોરડી દાસિ,
વિણિ અપરાધિ તિજી, વધૂ મેહલી મ જાઉ મધુમાસિ. ૧૮

રથિ રાંમા મિલી ઝલિઝૂંબી, કાંમિની ક્રિષ્ણુનિ કરિ વિલંબિ,
પ્રીછવી પદમની લાજ લોપી, સૂધા સંકેત કરી વાલી ગોપી. ૧૯

ચડવંડીનિ રથ પેડ્યા રે, તેડ્યા ગોપ આહીર,
વિરુહણી વાટ નિહાલઇ રે, ઢાલિ નયણે નીર. ૨૦

સુંદરી કિષ્ણુ જોઇ જાતાં, ઇમ શૂં કીધું વિરી વિધાતા ?
ગદગદ કંઠ નિ જોઇ વાટિ, જોઉ રે હુષ્ટ'હીયાં ન ફાટિ ! ૨૧

વાલિભ વુલાવી વલ્યાં, ગલી ગલી પડઇ રે શરીર,
પાછા પગ ચાલિ નહીં, વહિ વલી નયણે નીર. ૨૨

સૂનિ ગોકલિ જઈ સૂં કરીસિ ? ક્રિષ્ણુનાં ઠાંમ જોતાં મરીસિ,
મન મઠી સુંધિ મંદિરિ પુહતી, નગરની નારિ પૂરી પનોતી. ૨૩

સાચરિયા સુભટ એકમના રે, ગ્યા યમુના તટિ સૂર,
તરુછાયા રથિ છોડયા રે, પ્રીત સારઇ અક્રૂર. ૨૪

ઉદકમાંહિઇ શૂં અક્રૂર દેખિઇ, પાપિલિ જોઇ તુ નેહ જ પેખઇ,
જલ જોઈ પેખિ હંસા સરૂપ, રથિ રાંમ હસઇ ત્રિભુવનભૂપ. ૨૫

મથુરાં નયરિ નિવેશ, પ્રવેશ કરઇ કરુણાલ,
મારિ ઉપરી ચટપટ, ફૂલ પહિરાવા સવિ ગોવાલ. ૨૬

મસ્તકિ પુષ્પના મુગટ રચીયા, કુબજાઇ ક્રિષ્ણુનિ ચંદન ચરચ્યાં,
નગરની નારિનઇ ધ્યાંન લાગું,
તીણઇ વનિ કૃષ્ણુજીઇ કંસનું ધનુષ ભાગું. ૨૭

બીજઇ દીહાડિ બહૂ કોડ, માંમાનઇ મિલવાનું હેજ,
મેડી ચડી જોઇ જન જન, મદનમૂરતિ અતિ તેજ. ૨૮

કાંમિની કંદર્પરૂપ દેખિ, પૂરણ બ્રહ્મ યોગિઇ પેખિ,
મલે જાંણિઉ મેર ચાલી આવિઉ, કંસનઇ મનિ માહાકાલ ભાવિઉ, ૨૯

મારિઉ કુવલય ચાંપી રે, કાઢિઉ યાદવસલ સાલ,
સવિ કહઇ જોતાં શંહારયા રે, માલાખાડઇ માલ. ૩૦

હરિ હેલા ઝૂંટે ઝાલિઉ એ કંસ, પાડિઉ પૃથવીતલિ હણિઉ હંસ,
સુરનર [સર્વનાં][1] સારિયાં કાજ, આપિઉ ઉગ્રસેનનિ અચલિત રાજ. ૩૧

માયબાપ પાયે લાગા રે, ભાગાં સંકટ કોડિ,
ગોકલિ ચલાવુ નંદ, ગોબ્યંદ નમિ કર જોડિ. ૩૨

---

૧ હસ્તપ્રતમા 'શત્ર તાં' એવો પાઠ મળે છે તે ભ્રષ્ટ છે.

નિર્દલ્યા દુષ્ટ દાંનવ દ્રોષી, ક્રિષ્ણુ કુબજા સહિજિ સંતોષી,
અક્રૂરનિ ઘરિ હરિ પધારચા, છપન કોડિ યાદવ વધારચા. ૩૩

મધુપરિ માધવ જઈ રહિયા, ઉધવસું કીધુ આલોચ,
વેગિ તુહ્મે જાઉ ગોકલિ, ગોપી કરસિ શોક. ૩૪

ગોપીનિ માહરું જ્ઞાંન કહયો, સઘલા દિન દસપાંચ રહજ્યો,
નંદ-યસોદાનઇ કહયો સાંઈ, વાહલા ગોવાલીયા માહરિ પ્રાંણુ પાંહિ. ૩૫

ચાલ્યા છિ સારથિ ઉધવ, માધવનઇ ઉપદેસિ,
સંધ્યા સમઇ ગોકલિ ગયા, નંદ મંદિરિ પરવેશ. ૩૬

યશોદા-નંદનિ પ્રણુંામ કીધા, આદરિ આશન-માંન દીધાં,
રાંમ નિ ક્રિષ્ણુનિ પ્રણુંામ કરિયા, યશોદાનાં જલિ નેત્ર ભરિયા. ૩૭

ઉધવ તિહાં આરોગાવીયા, ભાવિ આદર કરી પ્રેમ,
કહિ યશોદા, કહીઇ મિલશઇ માધવ નઇ બલદેવ? ૩૮

ઉધવ માધવ ગિઉ રે વાહી, કહિ તું અચિંત્યુ આવ્યોસ આંઈ?
સાંમલિ વલતા સંદેસા કાહાવ્યા, રામ નિ ક્રિષ્ણુ ગોકલિ નાવ્યા. ૩૯

કાંઈ કહુ ઉધવ વાતડી, રાતડી બિઠા નંદ,
કુશલિ કંસ સંઘારિઉ રે, યાદવકુલિ આનંદ. ૪૦

નંદ-યશોદા વાત કરિ, નીરનીઝરણી નયણાં ઝરઇ,
પૂતના પયોધર પહિલી શોકી, શકટ તૃણાવ્રત દલિઉ દ્રોષી. ૪૧

ધેનુક વછક બક હણિઉ, અસુર અઘાસુર સોય,
માહાગિરિ તોલિઉ ટિચાંગલી, ગોકલિ રાખ્યું તોય. ૪૨

ઊખલિ બાંધિ બિ વૃક્ષ પાડિયા, પ્રસન પ્રલંબ કેશી પછાડ્યા,
નીરમાહિ થિઉ નંદ શરણિ લીધુ, બલતુ દવ બિ વાર પીધુ. ૪૩

બ્યાલ તણુઇ વિસિ ધારા રે, સંધ્યારચા સવિ ગોપ,
કાલીકલહુ કુબિણુ કરિઉ, ઇંદ્રમહોત્સવ લોપ. ૪૪

કેતલા ક્રિષ્ણુના ગુણુ સંભારું, મોકલ્યા તે અભ્યાગ્ય અહ્મારું,
રાંમ નિ-ક્રિષ્ણુની કરતાં વાત, ગુણુ સંભારતાં થયુ પ્રભાત. ૪૫

ગાઇ ગોપી ગમે ગમે, લોપી લજ્જા મનિ,
ધમ ધમ ધૂમિ મહી સહી, બ્રહ્માંડિ લાગી ધ્વનિ. ૪૬

કાંમિની યાંમિની જાતિ જાગી, ગીતની ધ્વનિ બ્રહ્માંડિ વાગી,
યમ યતી હુઇ સર્વ સંગ ત્યાગી, તિમ ગાઇ ક્રિષ્ણ ગાઢી વિરાગી. ૪૭

ઉધવ ગ્યા એકમના યમના સારવા પ્રાત,
રથ દેખી શંમા કરઇ, ટોલે મિલી કરઇ વાત. ૪૮

સૂનિ ગોકલિ સું લેવા રે આવ્યુ, પિઇ ધુતે પહિલી વાર ફાવિઉ,
આપણી દેહ છિદમર સુકી, કરી 'ક્રિષ્ણ ક્રિષ્ણ' નિસ્વાસ મૂકી. ૪૯

વાટપાડુ વલી આવ્યુ રે, ફાવ્યુ તે પહિલી વાર,
ગિઉ વયરી ગલાં વાઢી રે, કાલિજ કાઢી સાર. ૫૦

આવતા ઉધવ દેવ દીઠા, જાણિઉં એ માધવ મનિ બઇઠા,
પ્રેમ વાધ્યા, ધસી સોઇ સાહ્મી, ઉલપ્યા ઉધવ લાજ પ્રાંમી. ૫૧

ટોલે મિલી રહી કાંમિની, સ્વાંમીની પૃછિ છિ વાત,
ઉધવ લાગા ગોપી પાએ, પ્રદક્ષણા દેઈ સાત. ૫૨

ઉધવનિ આસીસ દીધી, હરિગુણ માટિ માહાપૂજ કીધી,
સુંદરી સર્વ વ્યાપાર છાંડી, પૂછવા ક્રિષ્ણની વાત માંડીઃ ૫૩

મથુરાં થિકા તહ્મે આવીયા, લાવીયા કાંઈ સંદેસ?
કાંન પધ્યારયા શ્રીક્રિષ્ણજી? હવિ રહિયા સિઇ લવલેશિ? ૫૪

ઉધવ ઉચરિઃ સુણુ રે માત! કુણ લહિ કૃષ્ણના મનની વાત?
કહીં તું અચિત્યુ આવ્યુસ આંહી, તહ્મ શરપુ વાહલુ કોઇ નાહી. ૫૫

હરિની પરિ અહ્મો લાધી રે, બાંધી તિહાં હઠિ પ્રીતિ,
નગરની નારિ ધૂતારી, રમતી હુસિ વિપરીત. ૫૬

હરિ હવિ શૂં કરિ અહાં આવી? નીરસ નારિ અમ્હે થઈ અભાવી,
ભમરની પરિ ભલા ભાવ જોયા, નવ રસ નગરની નારિ મોહિયા. ૫૭

ભરૂઆડી અહ્મો ભૂર, ચતુર નગરની નારિ,
નાથ ન જાંણુ રે વસિ કરી, પરિહરી ગિઉ રે મુરારિ. ૫૮

તે ગાઇ, ગોકલ, તે આહીર, તેહ જ વૃંદાવન, યમનાં તીર,
ચાંદરણી રાતિ નઇં કહિ રે બાલી, સર્વ સૂનું એક ક્રિષ્ણ ટાલી. ૫૯

ઉધવ, અમ્હો મંદભાગી રે, વયરાગી કહઇ નારિ,
તિણિ નરિહરિ ગ્યુ પરિહરી, કરી નિજ નેહ અપાર. ૬૦

નાંહનિ થકિ ઘણુ નેહ કીધુ, જાતઇ અહ્માંરડુ જીવ લીધુ,
થોડિ કાજિ ઘણી પ્રીતિ માંડી, વહિલુ એ વયરી ગ્યુ છાંડી. ૬૧

ઉરિ દૂહવ્યા દુપદાયક, વાયક સુણુ રે સહીય,
વીસારિઇ વેદન ટલિ, સંભારિ સુપ નહીય. ૬૨

સંભારીઇ નહી એ સહી શત્ર, આસ સું કીજિએ જગમિત્ર,
હરિના ગુણ હઈઅઇ દહિ, વાહલો વીસારતાં વીસરઇ નહી. ૬૩

પૂતના આવી’તી પરુહણી, વિરુહણી કરઇ વિચાર,
નાંહનિ થકિ માસી થઈ, એહનુ એહ રે આચાર. ૬૪

વિરુહણીનુ વયરી સદાઇ, ઇમ બોલિઉં છઇ વેદપુરાંણમાહિં,
સૂર્પનષા વિરૂપ કીધી આગઇ, આંપણિ ઉગરચા તે આશ્ચર્ય લાગિ. ૬૫

અવગુણ કાઢતાં અધક્ષણ વિહરુ ન પડિ રે લગાર,
ગદગદ કંઠિ બોલાઇ, નયણે નીર ત્રિધાર. ૬૬

સૂની તનિ થઈ સર્વ સપી, ચંદ્રાઉલી જાંણે ચિત્રાંમિ લિષી,
ક્રિષ્ણસું થઈ તે લીન નારી, ઉધવિ જાંણિઉં સું ભગતિ અહ્માારી. ૬૭

ગુલ્મ, લતા, તૃણ, તરૂઅર, હું હયો વૃંદાવનિ,
ગોપીના ચરણની રેણિકા અડઇ ઇમ જાંણું મનિ. ૬૮

જાતિનઇ ભાતિનું કારણ નહી, ભરૂઆડી સ્ત્રી ઉદવસિ રહી,
ભગતિ નથી કહિ એહ પાસિ, અચિરત દેષી ઉધવ વિમાસઇ. ૬૯

સર્વ નિરંતર શરપુ રે, નિરપુ તુહ્મે નિજ નાથ,
ઇણ પરિ માધવ પ્રાંમસિઉ, ઉધવ કહિ જોડી હાથ. ૭૦

છઇ હ્રદયકમલિ જમલિ મુરારી, અહ્મતુહ્મ અંતર લિઉ વિચારી,
વેદપુરાંણ જોઉ રે કથી, ક્રિષ્ણ વિના રજ માત્ર નથી. ૭૧

વેગલુ હુઇ તે ન વીસરઇ, જમલુ મનથિઉ ન જાય,
તે તુમ્હનિ સદા સાંભરિ, ભગતિનુ એહ ઉપાય. ૭૨

ચાલસિ અહ્મારિ ભગતિ પાપઇ, અહ્મનઇ કો કિહી કૃષ્ણ દાખિ;
ગ્રાંન કહિઉં તહ્મે તે ન લહીઇ, જાંણીઇ હરિ ગલિ લાગી રહીઇ. ૭૩

જાંણિઉ કમલભ્રમ ભૂલુ ભમર, ગોપી પાએ બિઇઠ,
ચરણ ગુંજારવ કરતુ રે, માંનિની મધુકર દીઠ. ૭૪

કૃષ્ણનુ દૂત કો કહઇ વિરાગી, મનાવઇ છઇ આપણે પાઇ લાગી,
રીઝવઇ છઇ ગુણગ્યાંન કરી, એ ધૂરત કૃષ્ણનઇ વાંનિ વયરી. ૭૫

માટિ થિકુ જાલઈ મધુકર, ઠાકુર તાહરુ ધૂત,
નાયક પાયક લક્ષણ દાયક દુઃખ બહૂત. ૭૬

નગરની નારિ જે ઉગટ કરી, વસવા વઈકુંઠિનાથિ હરિ,
તઝ સુખિ પરિમલ જે વિલગુ.
તે મલી અહ્મ શરિર [ર]હિ રે અલગુ. ૭૭

ક્રિષ્ણકથા કહી એટલી, ચાલી ગોપી ગેહિ,
આદરિ ઉધવ રાખીયા, દિન દસવીસ સનેહ. ૭૮

વનિ જાઈ ઉધવ નિત્યમેવ, જોવા જિહાં ક્રીડતા ક્રિષ્ણદેવ,
રમતિનાં ઠાંમ ગોવાલ દાખિ, જોઈ જોઈ ઉધવ આંસૂં નાખઇ. ૭૯

વૃંદાવનમાહિ ચારતાં, અહાં અહ્મે-હરિ ગાય,
આણુઇ કદંબિ ચડીનિ ઝંપાવિઉં આ દ્રહમાહિ. ૮૦

નાગ તે નિર્દલિઉ આણિ ઠાંમિ, આંહાં પ્રલંબ પછાડિઉ રાંમિ,
આહાં આઘાસુર ઉભુ રે ફાડિઉં, વછકુ મારતાં તે વિનડિઉ. ૮૧

રાસક્રીડા આહાં રમતાં રે, જિમતાં આંણુઇ ઠાંમિ,
આંહાં અહ્મે હરિ લીધા રે, કીધા તેહ વિરાંમિ. ૮૨

ધેનુક ધરિ મારિઉ વિનડી, અહાં બકાસુરની કોટિ મરડી,
અશ્વ કેસી અહાં ઉભુ ફાડિઉ, અહાં તૃણાવૃત તે પછાડિઉ. ૮૩

મોર ચમર ચરમોઈના હાર પરોતાં કાન્હ;
તે અહ્મે બાંધતાં બહિરષિ, સરપા શોભતા માંન. ૮૪

નાચતી ગોપી અહાં ક્રિષ્ણ ગાતાં, માદલ વંશ મહૂયરિ વાતા,
હરિની રમતિ તે હીઇ આવિ, અહ્મનઇ વનણયરી રોઆવિ. ૮૫

કાંહનક સારથી થઈ ગયુ, રહિઉ રે મથુરાં જઈ,
કયારિ સંભારિ રે અહ્મનિ આવશઇ કહીઇ જઈ. ૮૬

ગોવાલીયા પ્રતિ ઉધવ બોલઇ, ક્રિષ્ણનઇ નહી કો તુહ્મ તોલઇ,
એક દીહ ઉધવિ સીષ માગી, ગોપ-ગોપાંગના પાએ લાગી. ૮૭

ચતુર્ભુજ ચાહિ રે નાથનિ ગોપી કહાવઇ સંદેશ;
શા. અવગુણ અહ્મે કીધા રે, લીધા તુહ્મે રે વિદેસ? ૮૮

નાથ! અનેક નારી તહ્મારિ, પ્રાંણજીવન તું એક અહ્મારિ,
ઉલંભા ઉધવ હાથિ કહાવિ, આંપડીઇ અતિ ઘણુ આંસૂ આવઇ. ૮૯

અહ્મનઇ કીધુ ઇમ છેહ જે, તે તહ્મે કિહાં હસિ છૂટિ?
સર્વ સૂનું કરિઉં, મન હરિઉં, હરિ હવિ ઇમ મ લૂટિ. ૯૦

સુંદર મુષ મનોહર હસતું, વીસરી ગિઉં જે મન વસતું,
અહ્મે અભાગિણી નારી ગોપી, તું ત્યજી ગ્યુ ઇમ લાજ લોપી. ૯૧

અહ્મ દુખણીનિ જોવાનિ, એક વાર આવુ રે દયાલ,
થોડામાહિ ઘણું જાંણયો, કૃષ્ણ કઠિણ, અહ્મ કાલ. ૯૨

વલતાં નહી આવીઇ ઇણિઇ ઠાંમિઇ નીમ શૂં લીધુ છિ ક્રિષ્ણ-રાંમિ,
એક દીહ આવયો, પછિ રહયો, ઉધવ ક્રિષ્ણનઇ ઇમ કહયો. ૯૩

ધન ધન ઉધવજી! તહ્મો માધવ મલસ્યુ રે આજ,
સાંઇ દેયો અહ્મારું વતું, ઇમ કહિ લોપી લાજ. ૯૪

ચાલિઉ ઉધવ ગોપી રોઇ, વલી વલી કોટિ વાલીનિ જોઇ,
હેલયાં જઈ હરિ જમલાં રહિયાં, સર્વ સમાચાર સંકેત કહિયા. ૯૫

ચતુરભુજ ચારાઇં પૂરીઉ, પછઇ જઈ જુગતિ વાસ,
ક્રિષ્ણ-ગોપી કુરષેત્રિ મિલ્યા, તિહાં મનિ પૂરી આસ. ૯૬

કહિ ચતુરભુજ કરજુગલ જોડી, બોલિઉ બાલાપણ બુધિ થોડી,
સાંભલિઇ ગાઇ જે નરનારી, સફલ ફેરુ હુઇ તેહાં સંસારી. ૯૭

ફાગ

છિહુતરિ કીધુ છૂટવા ભેટવા શ્રીભગવાંન,
કોડિ કન્યા પરણાવિઇ જે ફલ હુઇ સમાનિ. ૯૮

શ્લોક

અઠસઠિ તીરથ અવધાંન, હેમતુલાપુરષ ભૂમિદાન,
ભાવિ ગાઇ જે નર તેહા તોલિ, ભણઇ ચતુર્ભુજ વેદવ્યાસ બોલઇ. ૯૯

॥ ઇતિ ભમરગીતા ફાગ સમાપ્તાઃ। ઇતિ શ્રીકિષ્ણગોપીવિરહ-મેલાપકભમરગીતા સમાપ્તા ॥ શ્રી ॥ સંવત ૧૬૨૨ વર્ષે દ્વિતીય આસાઢ સુદિ ૧ ગુરવારે ચેલા રતના લિક્ષત'. ॥

[ ૨૦ ]

અજ્ઞાત કવિકૃત

# મોહિની ફાગુ

( વિક્રમનો સોળમો સૈકો )

પૂરવ દક્ષિણુ અંતરિ, ચંપકનયરુ પ્રસિદ્ધુ,
સુલલિતુ લોકુ વિચક્ષણુ, નિવસઇ અતિહિ સમૃદ્ધુ. ૧

તીણિ અછઇ વણજારડી, એક અપૂરવ નારિ,
નામિ સુણીજઇ મોહિણિ, અતિહિ ખરી સુવિચારિ. ૨

તારુણિ મદિ અતિ માતીય, મયણનિહાણુ નિહાલિ,
સગુણ સલૂણિય સુણિજઇ, સહજિ સભાવિ છિનાલિ. ૩

ચતુરિમ ચાલઇ ચમકતિ, કામ તણી રસવેલિ,
રૂપિ સયલુ જગુ મોહઇ, મોહણિ મોહણવેલિ. ૪

ભયડિહિ ભુયણુ ભમાડઇ, ભાસરલોલી તોઇ,
નયણિ અમીસરુ વીંધઇ, છૂટઇ તસુ ન કોઇ. ૫

મોહિણિનઇ મુહિ જીતઉ, પૂરઉ પૂનિમચંદુ,
દાડિમ ફૂલૈ હોઠડે, અમિઉ ઝરઇં રસબિંદુ. ૬

સરલ તરલ અતિ કોમલ, બેહરિ ચંપકવાનિ,
દંતિ વઈરાગરુ દીપઇ, જાણે રતાયઇ કાનિ. ૭

હિયડઇ હસમસ કરતા, પ્રગટ બિંદા થયુ વેઉ,
સોવન કલસ કિ પૂરિયા, કામિ અમીરસ લેઉ. ૮

કઉલિએ લાકુ ચઢીચઉં, કરિહડિ લહકઇ વીલિ,
નાભિ મયણરસ વાવિ, ઉદરિ ત્રીવલિ લીલિ.

જાંઘડી કુંકુમવાનીય, દેહિ તણુ હુઇ વાસ.
જોનિ રે નવ રંગ દીસઇ,....અતિહિ સુરંગ. ૯

કેઅર કૂંકુમવાનઉ, દરસણિ દૂલભુ દેહુ,
પૂરવજનમચઈ સુકૃતિ, રે ભેટણુ લાભઇ તેહુ. ૧૧

હીંડતી હંસ હરાવઇ, નેઉર ઝમકઇ પાઇ,
અતિ સોહગ ગુણિ આગલી, ભુવણિ નિરુપમ તોઇ. ૧૨

ઇમી છયલી વણુજારડી, નિવસઇ તીણુઇ દેસિ,
વાલભુ વણિજિહિ ચાલિયઉ, મૂકિય જોબનવેસિ. ૧૩

* ઇસઇ અતિ ઊલટિ, પહુતઉ રિતુ તણુઉ રાઉ,
પચ્છિમિલિ દિસિ સવિ પૃગિય, વાઇઉ દક્ષિણુ વાઉ. ૧૪

પ્રેમુ વસંતસ્યઉં ધરતિય, વિહસિય સવિ વણુરાઇ,
કુસુમ તણુઇ રસિ ઊધસી, પરિમલુ કહણુ ન જાઇ. ૧૫

કોઇલ કલિરવિ વાસઇ, મંજરિયા સહકાર,
કુસુમ તણુઇ રસિ લવધુલા ભમર કરઇ ઝણુકાર. ૧૬

માનિનિ માનુ ગલી ગયઉ, ફૂલિઉ દેવિ પલાસુ,
કમકમિયા મન કામિની, વિરહિણિ ઊડિઉ હાસુ. ૧૭

દમણઉ પરિમલિ બહુકઇ, મરુઅઉ હુઅઉ અબાહુ,
વાલઉ વઉલુ નિહાલિઉ, વિરહિણિ હુઉ મનિ દાહુ. ૧૮

વઉલ તણુઇ મહિ માતુલા, અભિનવ દીસઇ ભૃંગ,
હરષિ હૃયા સવિ હરુણુલા, કરઇ તિ હરિણિય સંગ. ૧૯

ત્રિભુવનનઉ જઉ વિરચઇ, મનમથુ મોહનવાણિ,
માનિનિ માનુ મુકાવિય, મુણિવર જીતલા પ્રાણિ. ૨૦

માસુ વસંતુ નિહાલિય, ચંપકનયરિ પ્રવેસિ,
મોહિણિ મનમથુ મોહિઉ, પહિલઉ વિરહ પ્રવેસિ. ૨૧

વિરહિ હિયઉ અતિ પરજલઇ, કામુ લોપાવઇ લાજ,
સયરુ લાયઉ સણિ પરવસિ, કિસઉ નહી મુઝુ કાજુ. ૨૨

---

* આ ચરણુમાંથી અક્ષરો પડી ગયેલા છે

સહિય સમાણિય સવિ મિલી, કરઇ ભલી પરિ સાર,
વણજારી પરવસિ ભઈ, વિરહિ વિણૂ ભરતાર. ૨૩

પૂજલ પાગ તલાસઇ, બીજલ વીજઇ વાઉ,
ચાપલ ચાપઇ સીસુ રે, પ્રીતિ તણુઉ મનિ ભાઉ. ૨૪

સાજિણિ સાકર સૂકડિ સરસઉ પાયઇ નીરુ,
વિરહાનલુ અતિ પરજલંઇ, ભયઉ અચેતુ સરીરુ. ૨૫

રંગિ સહી સહિયર રહી, હિયઇ રચઇ વિચારુ,
દૈવ સંજોગિહિ મોહિણિ ભાગઉ મોહવિકારુ. ૨૬

ઇસઉ વચનુ તવ વોલઇ, કામગહિલિય નારિ,
છયલુ છરાલઉ છાવઉ, છઇ કોઇ નયર મઝારિ? ૨૭

ચારઇ સ્યહુ દિસિ ચાહિસ્યઉ, આણુઉ વેગિહિ જારુ,
વિરહિ સરીરુ પ્રજાલઇ, કાહું કરઉં ભરતારુ. ૨૮

એકુ અણાવિઉ જારુ રે, મોહિણિ હિયઇ વિચારિ,
સાગણુ વીજલુ તીકમુ, ચાહડસ્યઉં થિયા ચારિ. ૨૯

મોહિણિ રૂપુ નિહાલિય, ચ્યારઇ ચમકયા વીર,
કરઇ અપાર વિમાસણુ, હિયઇ ધરઇ નવિ ધીર. ૩૦

આપણમાહિ વિરોધિયા, હિયઇ ધર રચઇ પ્રપંચુ,
વણિજારીય વિચક્ષણુ ઉલપિયઉ તિહ સંચુ. ૩૧

વણિજારી ઇમ વોલઇ, કીજઇ કાંઇ વિવાદુ,
પહરિ પહરિ તુમ્હિ........, મનિ મન ધરહુ વિષાદુ. ૩૨

પહિલઇ પહરિ પદાવઇ, સાગણુ તા ગુણજાણુ,
વીજઇ વીકમુ ઇમ કહઇ, કરઇ અનેક વષાણુ. ૩૩

ત્રીજઇ તીકમુ તંત્રઇ, જિમ સુખની વહુ ,જાતિ;
ચઉથઇ ચાહડ........, તિમઇ વિહાણી રાતિ. ૩૪

ઇણિ પરિ............, ચઉરાસી પરવંધિ,
કામ તણુઇ મદિ માતિય, પાગ ચડાવઇ કંધિ, ૩૫

કુહક કરઇ તહ નવનવા, હોઠ તણુઇં રસદ્રેઠિ,
ચાપડી........મોહિણિ, જારુ ઘલાવઇ હેઠિ. ૩૬

વિણુઉ કરઇ વણુજારડી, ઊપરિ બઈઠીય પાટ,
સ્યારઇ મીત જિમાડઇં, સારિય એક જિ ત્રાટિ. ૩૭

વણિજારી તિહ રાતીય, અવરુ ગમઇ નવિ કોઇ,
રાતિ દિવસિ......, ત્રિપતિ ન માનઇ તોઇ. ૩૮

સૂકડિ સયરિ લગાડઇ, આપઈ ફૂલ તબોલુ,
ચુંબડિયા રસિ રંજવઇ, વોલઇ બહુવિધ બોલ. ૩૯

તીણિ સમઇ વણુજારડી, આંગણિ આવિઉ નાહુ,
તેહ તણુઉ મરુ સાભલી, કાંપિય વીર અવાહુ. ૪૦

સાંગણ સયરિ પ્રસીજઇ, તીકસુ થ્યઉ વિપરીતુ,
વીજલ વોલુ ન નીસરઇ, ચાહુડ થ્યઉ ચલચિત્તુ. ૪૧

મીત તિહા સવિ ધીખઇ, કાંપઉ કાંઇ સરીરિ,
એ ઇસા ઊતર દેઈવા, હઉ અછઉ બાવનવીરિ. ૪૨

ચિંતઇ ચિત્તિ વિચારિય, વણિજારી ગુણુજાણિ,
બુદ્ધિ તણુઇં પરપચિહિં, વચિઉ નાહુ વિનાણિ. ૪૩

આંગણિ દેખિ ગુસાઇઉ, સાઇઉ દીધઉ આંગિ,
નયણુલે નીરુ ઝરતી, વોલઇ નવ નવ ભગિ. ૪૪

સામિય જિમ તૂ ચાલિઉ, મૂ મૂકિઉ પરદેસિ,
પાનુપાનુ મઇ નીમિઉ, પ્રાણુપ્રિયાર જ રેસિ. ૪૫

જં નિસિ સૂતિય દેષઉ, નીભર નીદ્ર મઝારિ,
ગોત્રજ સુમિણઇ આવિયા, વોલિયા વોલ વિચારિ. ૪૬

તોરઉ નાહુ મરસઇ, જીવિતુ અછઇ છ માસ,
હઉ તવ રોવણ લાગિય, હિયડુલઉ ભયઉ નિરાસુ. ૪૭

મઇ વલી ગોત્રજ વીનવી, સામિણિ કરિ ન પસાઉ,
નાહુ હોઇ અજરામરુ, ચીતિવિ સોહ ઉપાઉ. ૪૮

તઠિય ગોત્રજ વોલિઉ, મોહિણિ મનિ કરિ ભ્રાંતિ,
ચ્યારઇ તરુણ વોલાવિય, વઇસઉ તુમ્હિ એકંતિ. ૪૯

પ્રીતિ ભલી પરિ ભોજનુ, કરિવઉ એક હિ થાલિ,
મઇં તુઝ કારણિ કીધઉ, એ ઇસ્યઉ નાહુ નિહાલિ. ૫૦

મોહિણિ વોલુ સુણી કરી, કોપુ ગયઉ મનિ દૂરિ,
જારહ ચહુ વણિજારઉ, વીડઉ દેઇ કપૂરિ. ૫૧

ઇસ્યઉ સુણી મૂરખુ રહ્યઉ, હરખુ હુયઉ અપ્પારુ,
મોહિણિનઇં સુહ મોહિઉ, ગહગહિયઉ ભરતારુ. ૫૨

એકિહિ ચિત્તિહિ સાંભલઇ, એ ઇસ્યઉ ફાગુ રસાલુ,
રંગિ તે રંજવઇ કામિણી, નીપજઇ છયલુ છિનાલુ. ૫૩

॥ મોહિણી ફાગુઃ સમાપ્તઃ ॥ ૭ ॥

[ ૨૧ ]

અજ્ઞાત કવિકૃત

## કામીજનવિશ્રામ તરંગ ગીત

( વિક્રમનો સોળમો સૈકો )

ફાગુણિ ફૂલી[૧] ખીજઉરડી[૨] તુ નવરંગ[૩]
પહુતલ[૪] માસ વસંત તુ.[૫] ૧

વનિ વનિ તરૂઅર[૬] ફૂંપલ્યા[૭] તુ નવરંગ
પરિમલ કહણઉ[૮] ન જાઈ તુ. ૨

મિલીય છઇ[૯] તેવ્રડતેવડી[૧૦] તુ નવરંગ
સરોવર ફેરી[૧૧] પાલિ તુ. ૩

મધુરઇ[૧૨] સાદઇ[૧૩] પાપિણી તુ નવરંગ
કોઇલિ[૧૪] વાસઇ અકાલિ તુ. ૪

પાડલ પરિમલ પસરીઉ[૧૫] તુ નવરંગ
ભમરા[૧૬] રમઇ વસંત તુ. ૫

વઉલસિરી[૧૭] વન સીયલું[૧૮] તુ નવરંગ
કેસૂ[૧૯] કુસુમ અનંત તુ. ૬

કરણી કારણિ ભમરલઉ[૨૦] તુ ભમસિ[૨૧]
મ[૨૨] માઝિમ રાતિ તુ. ૭

---

૧ આ શબ્દ પછી ‘ય’ છે. ૨ ખીજુરડી. ૩ સ્વ. મોહનલાલ દલીચંદની નકલમાં આ સ્થળે દરેક પંક્તિમાં ‘ભ૦’ લખેલો છે. ૪ પહુતુ. ૫ સ્વ. દેસાઈની નકલમાં ‘તુ’ નથી. ૬ તરઅર. ૭ ફૂલીઆ. ૮ ‘પુહવિ અનંત તુ’ એવા શબ્દ પક્તિના ઉત્તરાર્ધમાં છે. ૯ સ. ૧૦ તીવડી. ૧૧ ફીરી. ૧૨ મધુરઈ. ૧૩ સાદિ. ૧૪ ‘વાસઇ કોઇલિ કાલિ તુ’ એ પ્રમાણે પંક્તિનો ઉત્તરાર્ધ છે. ૧૫ પસરિ. ૧૬ ભમરલા. ૧૭ વુલસિરી. ૧૮ સિઅલું. ૧૯ કેસૂઅ. ૨૦ ભમરલુ. ૨૧ ભમઇ. ૨૨ સુ.

કાચી કુલી[1] ન[2] ઊગરઇ તુ નવરંગ
ભોગવિ[3] નવનવી રાતિ[4] તુ. ૮

ચાંપા કુલી અતિ ફૂંયલી[5] તુ નવરંગ
પરિમલ પૂર[6] અપાર તુ. ૯

બાલઇ યૌવનિ[7] પ્રિય[8] ગયુ તુ નવરંગ
તે[9] દુખ હીઇ[10] ન માઇ તુ. ૧૦

પહિરણિ પીત[11] પટઉલડી[12] તુ નવરંગ
ઓઢણી[13] યાદર[14] ચીર તુ. ૧૧

વિહરણિ[15] તુહ્મારઉ વાલહુ તુ નવરંગ
નયણે ન સૂકઇ નીર તુ. ૧૨

ભરત[16] ભરાવિસ[17] કાંચલી[18] તુ નવરંગ
ગલઇ[19] એકાઉલિ[20] હાર તુ. ૧૩

સહજિ[21] સકોમલ ચાલતી[22] તુ
નવરંગ નેઉર રણઝણુકાર[23] તુ. ૧૪

જિસી[24] રતૂફૂલ[25] પાંખડી તુ નવરંગ
આંખડી[26] સૂ કાજલરેહ[27] તુ. ૧૫

બાલાપણુનઉ[28] નેહડઉ તુ નવરંગ
વાલિભ[29] કાંઇ ઉવિખિ[30] તુ. ૧૬

---

૧ કલી. ૨ નવિ. ૩ ભોગવઇ. ૪ ભાતિ. ૫ કુંઅલી. ૬ 'રહણુ ન જાઇ તુ' 'એવા શબ્દ પંક્તિના ઉત્તરાર્ધમાં છે. ૭ યૂવનિ. ૮ પ્રી. ૯ મનિ. ૧૦ હીયઇ. ૧૧ વીર. ૧૨ પટુલડી. ૧૩ પહિરણિ. ૧૪ જાદર. ૧૫ આ પંક્તિ સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈની નકલમાં નથી. ૧૬ ભરય. ૧૭ ભરાભરિ. ૧૮ કાંચૂઉ. ૧૯ ગલિ. ૨૦ એકાવલિ. ૨૧ સહિજિ. ૨૨ વાલતી. ૨૩ રમઝમકાર. ૨૪ જિસિ. ૨૫ ફૂપલ. ૨૬ આંખડી; શબ્દ પછીનો 'સૂ' સ્વ. દેસાઈની નકલમાં નથી. ૨૭ કાજલરેખ. ૨૮ બાલાપણુનુ. ૨૯ વાલંભ. ૩૦ ઉવેખ.

કામિણિ[1] હોઠિ[2] અમી ઝરઇ તુ
નવરંગ દાડિમ ફૂલી[3] દાંત તુ. ૧૭

નયણે[4] ન દેપૂં[5] નાહલઉ[6] તુ નવરંગ[7]
મોરા[8] સલૂણા કંત તુ.[9] ૧૮

મસ્તકિ[10] સોહઇ રાષડી[11] તુ નવરંગ
સઇંથઇ[12] ઘાલિ સિંદૂર[13] તુ. ૧૯

આચ્છી[14] ઊગટિ જે કરઇ[15] તુ નવરંગ
બીડલીમાહિ[16] કપૂર તુ. ૨૦

મચકોડઉ[17] મન મોહીઉ તુ નવરંગ
લહકઇ[18] લાષ[19] મ મારિ[20] તુ. ૨૧

ચતુર સનાગર ગોરડી તુ નવરંગ
ગૂજરિ[21] કેરી[22] નારિ તુ. ૨૨

માથ[23] સિર ભરી મરહઠી તુ નવરંગ
સોરઠડીય સુજાણ તુ. ૨૩

મનમથ મૂરતિ આવીઉ તુ નવરંગ
ગોરડી પલં વિલાહિ તુ. ૨૪

નવયૌવનભરિ ગોરડી તુ નવરંગ
દીહ દોહિલા જાઇ તુ. ૨૫

---

૧ કોમલ. ૨ હોઠે. ૩ ફૂલા. ૪ નયણિ. ૫ દેખઉં. ૬ નાહલુ. ૭ અહી 'તુ' પછી દરેક પંક્તિમાં આવે છે તેવો 'ભ૦' સ્વ. મો. દ. દેસાઈની નકલમા લખેલ નથી; પણ 'નવરંગ' પહેલાનો 'તુ' મુખ્ય પ્રતમા નથી તે ત્યા છે. ૮ મઇંઅ. ૯ સ્વ. દેસાઈની નકલમા આ 'તુ' નથી. ૧૦ સિર વગિ. ૧૧ રાખડી ૧૨ સઇથઇ. ૧૩ સીંદૂગિ. ૧૪ આછી. ૧૫ કર ગ. ૧૬ બીડી. ૧૭ મચકોડઇ. ૧૮ લહિકઓ. ૧૯ લાખિ. ૨૦ માગિ. ૨૧ ગૂજર. ૨૨ કેરીય. ૨૩. ૨૩, ૨૪ અને ૨૫ આ મુખ્ય પાઠની ત્રણ પંક્તિઓ સ્વ. દેસાઈની નકલમાં નથી.

તરૂયરિ[1] બાંધિઉ[2] હીંદોલડઉ[3] તુ નવરંગ
વૃંદાવનહ[4] મઝારિ તુ. ૨૬

પાલવ[5] મૂંકિ[6] પટઉલડી[7] તુ નવરંગ
ઝીલિ[8] સરોવરમાહિ તુ. ૨૭

ગલઇ[9] ભીંજઇ ગોરી કાંચઉ તુ નવરંગ
અનઇ એકાઉલિ હાર તુ. ૨૮

સીંગી[10] જલિ ભરિ પાણિઇ[11] તુ નવરંગ
છાંટઇ[12] બાલી વેસ તુ. ૨૯

વૃંદાવનિ ગોરી મિલી[13] તુ નવરંગ[14]
હીયડઇ[15] હરષ ધરેવિ તુ. ૩૦

॥ ઇતિ શૃંગારભાવેન કામીજનવિશ્રામતરંગ ગીતં સંપૂર્ણ[16] ॥

---

૧ તરૂઅર. ૨ ડાલિ. ૩ હીંડોલુઇ. ૪ પંક્તિના ઉત્તરાર્ધમા આ પ્રમાણે શબ્દો છેઃ ‘ ગિરિ કુંદર વનમાહિ.’ ૫ પાલિ હિ. ૬ માહિ. ૭ પહુતલી. ૮ ઝીલઉ. ૯ સ્વ. દેસાઈની નકલમાં આ પંક્તિના શબ્દોનો ક્રમ આ પ્રમાણે છેઃ ‘ ભીંનુ ગોરી ગલિ કાચૂઉ તુ ભ૦ ભીંનુ નવસર હાર તુ.’ તે પંક્તિ પછી સ્વ. દેસાઈની નકલમાં આ પંક્તિ વધારે મળે છેઃ ‘ ભીની કાજલરેખડી તુ ભ૦ ભીંનુ કુસુમહ ભાર તુ.’ ૧૦ સીગુ. ૧૧ પાણો અ. ૧૨ પંક્તિનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છેઃ ‘ છંટઇ માહોમાહિ તુ.’ ૧૩ રસઇ. ૧૪ ‘ નવરંગ ’ને બદલે ‘ ભમ૦ ’ લખેલું છે. ૧૫ પંક્તિનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છેઃ ‘ સહુઇ પાડીઉ મોહિ તુ.’ ૧૬ સ્વ. દેસાઈની નકલની પુષ્પિકા આ પ્રમાણે છેઃ ‘ ઇતિ નવરંગ સમાપ્ત.’ તેમની નકલમા આ કૃતિનું શીર્ષક ‘ નવરંગ ’ છે.

[૨૨]

અજ્ઞાત કવિકૃત

## ચુપઇ ફાગુ

(ત્રિકમનો ભોળમો સૈકો)

આવિઉ વસંત કિ સુણિ રે સહી,
　　　　આંબાડાલિ કોઇલિ ગહિગહી,
કુસિમ પરીમલ રહિણુઉ જાઇ,
　　　　વનિ વનિ વનિ વહિસ્યુ[તી] વણરાઉ[ઇ]. ૧

વસંત માસ રતિ આયુ રે, વાયુ મલયાનીલ રે,
ભમર ગૂંજારવ કરઇ મંજરી, કોઇલિ સરલઇ સાદિ રે. દ્રૂપદ ૨

ભમરા રણઝણકારિ ભમઇ, ફુલિ ભરિ કરણી ભારઇ નમઇ,
વનમાહિ વિહિસ્યુ વેલઇ અનંત, ગોરી રમઇ હીંડોલા વસંત. ૩

આસો[સા] વિસ કરઇ બહૂ પંષિ, તરુઅર તણી ન જાંણું સંષિ,
કઇલિ ડોડા દિસઇ નવા, વનમાહિ દ્રાષ તણા માંડવા. ૪

ફોફલ નાલીઇરી અષોડિ, ફણિસિ તણિ વનિ દીસઇ કોડિ,
સોવન કેતકી ફિરતી તીરે, પાકાં આલૂં નઇ જંવીર. ૫

કેલિ પજૂરી નઇ નારિંગિ, આંબા જાંબૂ નઇ ભારિંગિ,
પાડલ સેવંત્રી મૂચકુંદ, રમઇ વ્રંદાવન ગોપી ગોવ્યંદ. ૬

ધામણ ધૂંસર સીસવિ સાગ, ધાવ ધાઉડી નઇ દીસિઇ બાગ,
મહૂ ગલઇ તે મોડામોડિ, લીંબ લીંબ કરપટની કોડિ. ૭

કુઠિ કરમદી નિંઇ આંબિલી, બહુલા તરુઅર છાયા ભલી,
પઢઇ તે પોપટ વનમાહિ સૂઆ, વસંત માસિ ફૂલ્યા કેસૂઆ. ૮

દાડિમિ બીજઉરી લીંબૂઇ, મધૂર પરિમલ ફૂલી જાૂહી,
સદા ફફલ વાંયે મન ઉલ્હસઇ, વાઇ તરુઅર ભઇં ઘસઇ. ૯

દમણુ મરુઉં નઇ બાખચી, ફૂલિ ભરિ તરૂઅર આવ્યા લચી,
મોર સુ સરસઉ સરસી ઢેલિ, વડઇ પલંદી નાગરવેલિ. ૧૦

આંબણુ બોરિ અનઇ ઝીઝણી, વડિવાણુલિ ત્યાંહાં ઝૂંબી ઘણી,
પાકાં રાંઇણુઇ દીસઇ ઘણાં, કિરણુ પ્રગટઇ સૂરિજ તણાં. ૧૧

સરભિ સમીરણુ વાયઇ વાઅ, પાડલ ફૂલ પિરઇ જલમાહિ,
તીરઇ તીરઇ સારંગ ફિરઇ, સરોવર પાણી ઇહ કાંકરઇ. ૧૨

આદિ અનોપમ ભણિ રેહયા, કરલઇ સારસ જલિ પંખીઆ,
પાણી ઉપરિ પદમિની તરઇ, રાજહંસ જલિ ક્રીડા કરઇ. ૧૩

કુલી આવઇ કાટા પ્રદેસ, સોલ અઢારી ચડતી વેસિ,
પંનરપિ ગુઝ પ્રકાસી કહઇ, એકિ ઝીલઇ એકિ પાલઇ રહઇ. ૧૪

તેહનૂં રૂપ સિહિણૂં જાઇ, સોઇ ઝીલઇ તે પાંણીમાંહિ,
અધર ભરઇ યૌવનમદ પૂરિ, રૂપઇ રથ રહાવઇ સૂર. ૧૫

ચંદવદની તે સિવિ સહિ લાલઇ, રમઇ રંગ રસિ અબલા બાલિ,
તડકસ કંચૂ ઉર વરિ હાર, રેણિ રંગિ રીઝવઇ ભરતાર. ૧૬

પદમિની કમલ કરઇ વિકાસ, નવયૌવન સ્ત્રી કરઇ વિલાસ,
મિલીય સિવે બાલી લહૂઅડી, પ્રીય વિણુ ન રહઇ એકઇ ઘડી. ૧૭

કરઇ શ્રંગાર સાર ગલઇ હાર, ચરણે નેઅરના ઝમકાર,
ચિત્રાલંકિઇ તિ કુચ કઠોર, પડંતી રસીઆં ચિત્ત ચકોર. ૧૮

મૃગનયણી કુંબરા રસિ ઝિરઇ, ડસણુ વઇરાગર ઉપમ કરઇ,
ચંદ્રવદની અતિ કરઇ સુરંગ, પ્રતિ ભરતારનઇ આલઇ અંગ. ૧૯

કણુઇઅર કાંબ જિસી કૂંઅલી, ત્રસરી આટિ પેટિઇ વલી,
આછાં આંબર કૂંકૂં વાંનિ, ઝબકઇ ઝાલિ કો સીસે કાંનિ. ૨૦

તેહની ઉપમ કહીઇ કિસી, જાંણે સ્વર્ગ તણી અર્વસી,
મેઘવની પહિરઇ કાંચલી, નિરપઇ નારિ તે પાછી વલી. ૨૧

પિહિરણુ નવરંગ અનોપમ ચીર, ગોરી ચાંપાવંન સરીર,
તપત કંચૂ કસણુ કસમસઇ, સુગમ પયોધર ભારિઇ લસઇ. ૨૨

કટિતટિ વિલસઇ વેણીદંડ, તોડઇ કુસલ તે ભૂઅંગ,
સર વરિ કેસ વલ્યાં વાંકડી, વેણીદંડ જડિત રાપડી. ૨૩

સોવન તડૂકાં સોહિ કાંનિ, એકિ ગોરી એક ભીનઇ વાંનિ,
મૃગમદિ ટીલી નિલવટિ આધિ, સરવરઇ ખહિકઇ સાપ જ બાંધિ. ૨૪

ગયગમની તે લીલવિલાસ, ૫ પિ જાઇ સુપિ ખિહિકઇ સાસ,
ડસણુ ઝબૂકઇ કરિ સુપિ વયણિ, વનિ હરાવઇ કરંગી નયણિ. ૨૫

જંઘ યરાાઉ કદલીથંભ, રૂપઇ જમલિ ન દીસિ રંભ,
મદનમેખલી હીરે જડી, નહરિ જિસ્યા સતકમલપાંખડી. ૨૬

ગલઇ નગોદર નઇ ઝૂમણું, ઘણુ શણગાર હવ કેહુ ભણું,
હાથિ હાથુલિ કરિ મૂદ્રડી, માણિક મોતી હારે જડી. ૨૭

અણુવટઇ પગિ નેઉર ઝમકાર, નયણે કરઇ અનેરા માર,
ચંપકકલી ખૂંપ સિરિ ભરઇ, આછી રેખ કાજલની કરઇ. ૨૮

અધર અમૃતરસ ઝરઇ સુરંગ, પ્રેમ કાજિ રસિ ભરીઆં કુંભ,
તરલ સકોમલ કુંઅલી બાલિ, રતિપતિ રમીઇ શ્રીગોપાલ. ૨૯

કટિ કુંઅલી અતિ આવઇ લંકિ, ભમઇ જિસી કરિ ધનુષ અનંગ,
પદમિની વાસ સાસ અતિ નિર્મલી, નયણુ જિસ્યાં રાતું ફૂલ કમલ. ૩૦

કંકણુ ચૂડિ અનઇ આભરણુ, હારે તેજિ તપઇ રવિકિરણુ,
કેતક સરીસી રમલિ કરંત, ગોરી ગાઇ રાગ વસંત. ૩૧

નલવટિ કરઇ સરિ સીંદૂર, ઊગટિ કેસર નઇ કપૂર,
કરંણી વેલિ અંખોડા ભરઇ, ભમર ગૂંજારવ શરવર કરઇ. ૩૨

શ્વેત પટુલી કસમસ કરઇ, હંસ હરાવ્યા નવ માહિ ફુરિ,
અશોક પલ્લવ કરઇ કામિનિ, માંન ન મેલ્હિ તે માનિની. ૩૩

મધર વાણિ બોલિ ભીંભલી, કરઇ વિલાસ તે પ્રેમઆકુલી,
લાયા બોલ તે બોલઇ વયણે, રતિપતિ રમીઇ પૂંનમરયણિ. ૩૪

શરપંડાં સિવિ પહરઇ ચીર, ભર સરોવર વનમાહિ નીર,
કાજલિ કરલ કશિમ શિરિ ભરઇ, ગોરી મિલી છાંટણુા કરઇ. ૩૫

સાંકલી સોવન [ શ્વેત ][1] પટુલી, હીચઇ સુંદરિ તે અતિ ભલી,
અતિહિ સલક્ષણ પ્રેમની પ્રીયા, પંથીભૂલા પથી હુઆ. ૩૬

વેણા યંત્ર કરઇ આલિવિણિ, કરઇ ગાનિ તે સવિ સુરરમણી,
મૃદંગ સરમંડલ વાજંત, ભરહ ભાવં કરી રમઇ વસંત. ૩૭

પદ્મિની હસ્તિની ચિત્રણિ નારી, લીલાવંતી રમઇ મુરારિ,
સોલ સહસ વનઇ મિલી આનંદ, રાશ ભાસિ ગાઇ ગોવ્યંદ. ૩૮

મિલીઆનીલ ઘણૂં વાયઉ વાઉ, રતિપતિ પહુતુ વસંતરાઉ,
ચંદનવનિ ભિહિકઇ સિહિકાર, સોહઇ ભ્રમર તણા ઝમકાર. ૩૯

કુરણી વેલ અનઇ મુચકંદ, પાડલ રસ પીઇ મુચકંદ,
કોઇલિ પંચમ શર આલવઈ, વસંત તણા ગણ કવીઆ કવઈ. ૪૦

કેસૂ કસ (?) મેલયુ ઉલ્હાસ, પાંણી પાડલ કરઇ વિલાસ,
વિરહણી ચિત્ત ચમકુ થાઇ, અઢાર ભાર વહિસિ વણરાય. ૪૧

પદ્મિની કમલ કરઇ વિકાસ, નવયોવન સ્ત્રી કરઇ વિલાસ,
મિલિ સિવે છાવી લહૂઅડી, પ્રિય વિણ ન રહઇ એકઇ ઘડી. ૪૨

કવિ કહઇ રતિપતિ તણુ વિચાર, આંછાં અંબર પહિરણિ સાર,
બાવનિચંદન સિર લાઇઇ, હીડોલાટ ષાટ પુઢીઇ. ૪૩

અની ઉન્હાલઇ મં વિલસીઇ, નવયોવન ગલિ લાઇઇ,
મુધરુ વાઉ રાતિ ચાંદ્રિણી, કરઇ વિલાસ કરઇ પ્રિય તણી. ૪૪

ચંપક વેલ તણી પાંપડી, પાંન અડાગર સોહઇ વાંકડી,
સોવન કેતકી ગંધ અપાર, કંઠઇ કંદલઇ કરણીના હાર. ૪૫

સાંભલિ પુરુષ તણુ સિણગાર, આછાં અંબર પિહિરણિ સાર,
બાહિ ભિહિરયા રૂડા લેઢ, ડાવા જિમણા પહિર્યા વેઢ. ૪૬

ભઇરવ સાનબાફ પિહિરણઇ, દાડિમફૂલા તે ઊઢણઇ,
બંધાલગ પહિરઇ બહૂમૂલિ, અંબોડે ચાંપાનાં ફૂલ. ૪૭

---

૧. ખૂટતો શબ્દ શ્વેત હોવો જોઈએ એ સંભાવનાથી તે શબ્દ ઉમેર્યો છે. જુઓ કડી ૩૩.

કાંને કુંડલ આછા ઝૂલિ, પાગિ વાંણુહી તે બાહૂમૂલિ,
ડસણ ઝબૂકઇ દાડિમકલી, નિરષઇ નાહ તે પાછા વલી. ૪૮

નવ નવ ભાતિ પટુલી નવી, પેપિ ભાવિ તે ભૃતિ ભોલવી,
લલત ગલેંસર લક્ષણવંત, મધ માધવ રમિ વસંત. ૪૯

ચૈત્રિ સપી કોરણ ઘણૂં વાચું, ચેઠિ માસિ પગ મેલ્હણ ન જાઇ,
કોકોલા બિણિ કોરણ આંધિ, હવઇ આવી વરસાલા સાંધિ. ૫૦

આસાઢ માસિ અંબર ઝિરમરઇ, બાપઈડઉ પ્રિય[1] પ્રિય કરઇ,
સુધિ સોગઠે રમીઇ સારિ, જુ પણિ તુસઇ દેવ મુરારિ. ૫૧

શ્રાવણ પિહરણ ચાદર ચીર, પરણાલિઇં વહઇ અરઘલ નીર,
સુઇરિ સીંદૂરી કાંચલી કસઇ, નરપઇ નારિ તે મરકલઇ હસઇ. ૫૨

ભરતારિઇં સૂં ભાદ્રવઇં માસિ, હીંડોલાટઇ કરઇ વિલાસ,
નસિ અંધારી વિજલિ પવઇ, ગમે ગમે દાદર ડાંલવઇ. ૫૩

સુદી સુરંગ તે આસો માસિ, અંબર ડંબરીઉ આકાસિ,
થયી ગુરિ નઇ વર માગીઇ, સહી સહી પ્રિય ગલઇ લાગીઇ. ૫૪

સીઆલા ધરિ કાતી માસિ, કામિનિ મનિ હવં પૂગી આસ,
કડાં સરીસી ઉર[ડ]ઇ[2] પાટ, હસતાં લીઇ હીંડોલાટ. ૫૫

માગસરે મન કરિ કુંમાહ, લાડગહેલી લહૂઆ નાહ,
રૂપિઇ સુ નાગર અતિહિ સુજાંણ, સપી એકનૂં ઘણ તિણઇ આણિ. ૫૬

પ્રિય તણા ગણ પોસિ માસિ, સેજઇ પઇઠી વાલંભ પાસિ,
મેહિલી લાજ અંગ આપીઇ, પ્રીય તણા રસ દ્રામ પામીઇ. ૫૭

'માહા માસિ શ્રી નાંન્હડી, પ્રિય નાન્હડ [ન રહઇ][3] એકઇ ઘડી,
વિષય વેધ રૂસ કરઇ સુ પ્રાણ, તેહનઇ તૂઠા સારંગપાણિ. ૫૮

૧. પ્રતમા 'પ્રીય' એવી જોડણી છે તે લહિયાની ભૂલ હોવાનો સંભવ છે તેથી જ્યા જ્યા 'પ્રીય' શબ્દ છે ત્યા ત્યા 'પ્રિય' એવો સુધારો કર્યો છે.

૨. અહીં 'ઉરડઇ' શબ્દમાથી પડી ગયેલો 'ડ' મોટા કૌંસમાં મૂકયો છે.

૩. અર્થ અને છંદ તૂટતા હોઈ, કોઈ શબ્દ પડી ગયેલા જણાય છે; પડી ગયેલા શબ્દ 'ન રહઇ' હોવા જોઈએ, એવી સંભાવનાથી તે મોટા કૌંસમા મૂકયા છે.

ફાગણુ માસિ ફલી વણુ વેલિ, બાજી રામતિ હવઇ પરી મેલ્હઇ,
મધ માધવ રિતિ કાંમનિ કંત, રતિપતિ રમીઇ રાઉ વસંત. ૫૯

રત્ન અમૂલિક સરવ રિધડી, જાણે કિરિ વિશ્વામિત્ર ઘડી,
મદનમેપલા ભીજી રહઇ, ધીણુ ઊપમ કેહી કહઇ. ૬૦

॥ ઇતિ ચુપઇ સમાપ્તાનિ ॥ શ્રી ॥

[ ૨૩ ]

અજ્ઞાત કવિકૃત

## ફાગુ

( વિક્રમનો સોળમો સૈકો )

ચાંદ્રિણી રાતિ સોઇ સીયલી રે, સીઅલુ માધવ માસ,
અસ તહ્ય [ના]રી[1] નાહવિ[નિ] નાહુલા રે, સીયલા ચંદનરુપ રે. ૧

સીયલુ વાઉ વારાય પહુતુ, ગોરી રતિ રણુ રે,
કોયલ કોરલે અંબવને, મોરડલા મંન વાસ. ૨

દસિતં માહારી (?) હવિ નાહલા આ રે, ગય સીઆલુ હવિ ગોરડી,
હઈડ ઝૂર મ ઝૂરિઇ રિ, દેસાંતરિ પ્રી વસિ રે. ૩

વંનિ વંનિ તરુઅર ફલીઆ રે, મુરીઅડા મચકંદ,
ચંદા[ વન ] વનિ રસ પીઇ રે, સી અ................*
*........ફૂલીઆ કમદા રે, વાર લાગી નઈ હો નિરધંતા રે. ૪

કેસૂયાં કસમ લિ *................મં મધર મહૂ છોડિ,
મોડ મ મૂકેસિ આપણુ રે, ફૂઅલી કરણી ન ફૂલીઇ રે. ૫

પીય * ............લ ન હોઇ, જોઇ પાડલ ભમરુ રસ પીઇ રે,
ચુલસરી ગંધ સીઅલુ રે, પારધ ગંધિ વિહીણુ [ રે ]. ૬

[ઇ]ણી પરિ પ્રીહ રીઝવુ રે, વેલિ વિહાણિડિ વિહસીઉ રે,
પરિમલ[2] ગંધ ન જાઇ, નાહા હઈડા હૂતુ ન વીસિરિ. ૭

---

૧ 'નારી' શબ્દમાંથી 'ના' પડી ગયો હોવાથી તેને મોટા કૌંસમાં મૂક્યો છે.

૨ પ્રતમા 'પરીમલ' છે.

* અહીં મૂલ પ્રતમાં અક્ષરો કપાઈ ગયા છે.

દમણા દરીસણુ તાહિરુ રે, હવ કંમ મિલીઇ નાહા,
માહા માસિ આલિ નીગમુ રે, મરુઉ મનિ કંમ વીસારિ રે. ૮

જેણિ હઇઅડૂ ટાઢૂ થાઇ, કંથ સદેસા સાઈ મોકલિ રે,
ચંપલા તરુઅર ફૂલીઆ રે, ફૂલીઆ કમદા રે. ૯

સાર કરેજે પ્રીઅડા માહઇરી રે, વાંમ લોચન અંગ ફરકીઉ રે,
સાભલિ સપી મઝ ગૂઝ, મઝ વાલંભ આવ્યુ ઢૂકડુ રે. ૧૦

કાંચૂઆ કસણુ વિનૂટીઆં રે, આવ્યુ મૂ ભરતાર,
હાર હઇડા હૂતુ હરશીઉ રે, વાલંભ હઇડૂ તાહિરુ રે. ૧૧

હવિ મરુ...વા પી મેહેલિ, વેલિ 'ચડિ જમં' માંડવઇ રે,
ફાગુણુ રતિ વસંત પેલીય'રે, હઈડિ હરષ મંનમાં નાહ. ૧૨

મંનોરથ સાઆ પરીઆ રે, અતેથી '...ણી

સમાપ્ત પદ

॥ ઇતિ ફાગુ સમાપ્ત ॥ ૭ ॥ શ્રી રામાય નમઃ ।
શ્રી ગોવંદાય નમઃ ॥ શ્રી । ૭ ॥

[૨૪]

## અજ્ઞાત કવિકૃત

## વાહણનુ ફાગ

(સં. ૧૫૮૭)

ફાગ ઢાલ

અહે સરસતિ સાંમણિ વીનવૂં, માગું એક પસાય,
કાયા પ્રવહણુ પૂરીયાં, મન સૂકાણા વાય. ૧

શ્રીજિનશાસનિ ગાઇસિઉં, લાભઇ સુષ અપાર. શ્રીજિન. આંકણી.

અહે તપ કૂઓ નિરતુ કરે, દયા તિ દસ્તૂરહ જાંણિ. શ્રીજિન. ૨
અહે સીયલઇ તે સઢ પૂરીઓ, ભાવ ભંડારી થાપિ,
ધરમ ધ્યાંન બેહૂ આવલાં, જોઇયિ વેલા તું વાહિ. શ્રીજિન. ૩
અહે ક્રોધ માન માયા જલ વહઇ, ઉપશમ દલૂયાં મેલ્હિ,
સંવર સષાઇસુ રાષજે, જાણુઇ વિવેક વિચાર. શ્રીજિન. ૪
અહે દાનઇ દુરગતિ નાસસિઇં, નાલિ તિ જસ ભડવાઉ,
જીપજે વયરી વાંકડા, આઠે કર્મ્મ કઠોર. શ્રીજિન. ૫
અહે પાંચઇ ઇદ્રી પાંજરી, ચડ્યા તિહાં જોઇ વાટ,
વાટઇ લોભ ધૂતારડઉ, તે જોઈ કરે રહઠાંમ. શ્રીજિન. ૬
અહે બાર દેવલોક બારાં ભલાં, નગર છઇ નવ ગ્રૈવેક,
મુગતિશિલા પાટણ ભલું, તિહાં છઇ વિનુ રે વિવેક. શ્રીજિન. ૭
અહે ચિહું ગતિ સ્યારઇ વાવટા, વાઇ રાતિ નઇ દીસ,
પંચવિમાન જેમ રુયરિ, જીવ તૂં રહઇ તિહાં જોઇ. શ્રીજિન. ૮
અહે ન્યાંઇ નાંગર મૂકજે, વસ્ત વિચારી ચુરિ,
બાર વ્રત કિરીયાણાં ભલાં, સૂષી લઇ રે સુજાંણુ. શ્રીજિન. ૯

દેવતત્વ ગુરુતત્વ એ, ધમ્મંનુ ધણી તૂં હોઇ,
આગમસિદ્ધાંત જિહાં અછઇ, જાણઇ વિવેકવિચાર. શ્રીજિન. ૧૦

અહે સંવત પનર સત્યાસીઈ, આષાઢ શુદિ રવિવાર,
*............................................................ શ્રીજિન. ૧૧

એહ ફાગ જે ગાઈસિઇ, તેહ ઘરિ મંગલ ચ્યાર,
શ્રીજિનશાસનિ ગાઈસિઉ લાભઇ સુષ અપાર. ૧૨

॥ ઇતિ ફાગ વાંહણનુ મમાપ્ત ॥ સૂરેતિ મંદિરે રષિરાજૂ લિખિતં।
શુશ્રાવિકા વાછી પઠનાર્થં ॥ શુભં ભવતુ ॥

* મલ પ્રતમાથી એક પંક્તિ પડી ગયેલી છે

[૨૫]

અજ્ઞાત કવિકૃત

# નેમિનાથ ફાગ

(અનુમાને વિક્રમનો સોળમો સૈકો)

રાગ ફાગ

અહે તોરણિ વાલિભ આવીઉ, યાદવકુલ કેરુ ચંદ,
પસૂઆ દેખી રથ વાલીઉ, તિહિં વસિ હૂ ઉચ્છંદ. ૧

નિશિ અંધારી એકલી, મધુર મ વાસિસિ મોર,
વિરહ સંતાપિ પાપીઉ, વાલિભ હઈઇ કઠોર. ૨

ધુરિ આસઢઈ ઊનયુ, ગોરીના ગુણ નેહ,
ગાઢઇ ગાજિ મ પાપીઆ, છાનુ વરિસ ન મેહ. ૩

શ્રાવણ વરસઈ સરવડે, મેહ ન પંડઇ ધાર,
મનમથિ મોરૂ મન વ્યાપીઉં, પ્રીઅડુ ન કરઇ સાર. ૪

ભાદ્રવડા ભરિ ઊલટઇ, સરોવર લહિરડે જાઇ,
કાયાસરોવર અહ્મ તણું, વિણુ સામી સીદાઇ. ૫

રાજહંસ પરણતિ રૂઅડુ કિમઇ ન આવઇ હેઠિ,
માંનસરોવર પરિહરી, છીલર ઊપરિ દ્રેઠિ, ૬

આસો આશા લૂધડી, હું મેલી ઈણિ કંતિ,
મધુકર માલતી પરિહરી, પારધિ પુંઠિ ભમંતિ. ૭

જિમ જિમ સહીઅર સાસરઇ જાતી દેખું માઇ,
તિમ તિમ મોરું મન આવટઇ, કિમઇ ન થાહરિ થાઈ. ૮

કાતી માસ મેલાવડુ, નેમિ ન કીધઉ આજ,
છપન્ન કોડિ યાદવધણી, હૂં મેલ્હી કુણ કાજિ? ૯

માગશરીએ સજન મેલાવીઇ, એહ સલૂણઉ નાહ,
જાણીઇ તીણઈ પાલવિઉ, બલતા દવ કેરુ દાહ. ૧૦

હંસ ભણી મઇ હેલવિઉ, સર બગલાનુ દીધ,
અંબ ભણી મઇ સેવીઉ, ફલ ધંતૂરા દીધ. ૧૧

પોસ મલઇ સુ મનવંછિત હોઇ, પભણઈ રાણી રાઇમઇ,
..............................નેમિ ન મેહ્લઇ કોઇ. * ૧૨

કરંડી કીધઉ, મઇ વહિઉ વારૂ વિસહર જાણિ,
દ્રિષ્ટિ વંચી મુઝ ડસી ગયુ, દેયત રાણોરાણિ. ૧૩

માહ માસિ વાઇ ટાઢડી, ગાઢડી લાગઇ ભૂખ,
નેહ જ સાલઇ હઈઅડલઇ, નેમિ ન જાણઇ દૂખ. ૧૪

હરણી હેજઇ પરિભમઇ, પાપ લિધી સવિ વાર,
હરણુ હઈઇ કઠોરડુ, વરતે આંક મદાર (?). ૧૫

ફગુણિ ફાગ ન સુ ગમઇ, દમઇ તિ મદન સરીર,
કામણગારુ કંતડુ ગમઇ તે સાથલ ધીર. ૧૬

કરહુ સહિજિ કુબધીઉ, મુહ વાહિ કરીરિ,
ગલી દ્રાખ જુ પરિહરી, કંટકિ લાઇ સરીરિ. ૧૭

ચૈત્રિ ન ચેતઇ કંતડુ, સવિ ફલી વણરાઇ,
પાડલ પરિમલ બહિકતુ, ભૂરખ મેલી જાઇ. ૧૮

કહીએ ઇસ્વર કૂડીઉ, ગંગ વહઇ સિરિ કીધ,
તિહિ પાઇ તું આગલુ, કર અધિકેરુ દાહ. ૧૯

બારહ માસમાહિ મૂલિગુ, જેઠ વડેરુ હોઇ,
પભણઈ રાણી રાઇમઇ, નેમિ ન મેલઇ કોઇ. ૨૦

કૃષ્ણ ભણઇ, સુણિ રાઇમઇ, મિલસિ તોરુ સ્વામિ,
અષ્ટભવંતર પ્રીતડી, સિદ્ધપુરિ હૂઉ ઠાણ. ૨૧

* આ કડીનુ ત્રીજું ચરણ મૂલ પ્રતિમાં નથી.

એ કુણ કર્મ અમ્હારઉં? પૂરબ[1] ભવવૃત્તંત,
ન્યાનિ[2] કરી સબ[3] જાણઉ[4] વખાણઉ[5] મનિ[6] ખંતિ. ૧૩૮

સૂરિ કહઇ, સંભાલીયઇ,[7] રાજન! આપણે[8] કર્મ,
ઉદયાગત ભોગવીયઇ, જોગવીયઇ જિનધર્મ.[9] ૧૩૯

ઢાલ બાલૂડાની

ઇણિ ભરતિ સુપેત્રઇ, ખિતિપ્રતિષ્ઠ વરઠામિ,
ધન ધન્નઉ[10] સમૃદ્ધઉ, સોમચંદ્ર ઇણિ[11] નામિ. ૧૪૦

શ્રીદેવી તેહનઇ નારી અતિ અભિરામ,
પ્રીતઇ[12] સંતોષઇ જાણે રતિ નઇ કામ.[13] ૧૪૧

સોમચંદ્ર પ્રકૃતિ ગુણ માનનીક જસ ઠામિ,
પતિ રમણિ સંજોગઇ સરિખઇ સરિખઉ પામિ. ૧૪૨

જિનદેવ સુશ્રાવક તિહકણિ[14] વસમાન,[15]
તિણ[16] માહોમાહે મૈત્રી ભાવપ્રધાન.[17] ૧૪૩

જિનદેવ દેસંતરિ ધનઇ[18] કારજિ[19] ચલંત,[20]
નિજ મિત્ર બોલાવી બઇઠા મિલિ એકંત.[21] ૧૪૪

ભાઈ! મુઝ એ ધન સહસ માન[22] દીનાર,
ખરચેજ્યો સાતે ક્ષેત્રે કરીય વિચાર. ૧૪૫

સામગ્રી મેરી સાચવિજ્યો ધરિ રાગ,
ઇમ સીખ દેઈનઇ કુસલ ચલે નિજ માગ. ૧૪૬

સોમચંદ્ર હિવઇ ધન ખરચઇ આપણ મેલિ,
અનુમોદઇ ઘરણી ધરમ ભણી કરિ કેલિ. ૧૪૭

---

૧ પૂર. ૨ ન્યાન. ૩ સવ. ૪ જાંણઉ. ૫ વખાંણઉ. ૬ મન.
૭ સંભલીયઇ. ૮ આપણુ. ૯ જિનધર્મ. ૧૦ ધન. ૧૧ ઇણ.
૧૨ પ્રીતઇ. ૧૩ કાંમ. ૧૪ તિહિકણિ. ૧૫ વસઇ સમાંન.
૧૬ તિણિ. ૧૭ ભાવપ્રધાંન. ૧૮ ધનનઇ. ૧૯ કાજિ. ૨૦ ચલંતઇ.
૨૧ એકંતઇ. ૨૨ માંન.

તિણિ પુરિ એહની અછિ ભદ્રા નામઇ[1] જાણિ,[2]
દેવદત્ત તણી જે નારીસું પરિણાણિ.[3] ૧૪૮

પરચઇ મેરઉ પતિ પરમારથિ[4] ધન[5] કોડિ,
સંભલિ શ્રીદેવી ભાખઇ સુણ ગચકોડિ. ૧૪૯

તેરી સંગતિ એ કોઠી[6] કિમ પરચેસ્યઇ?
ફોકટણી ફોકઇ કાંઇ તૂં ગરણ કરેસ્યઇ? ૧૫૦

તિણિ વચનિ કઠોરઇ સુપ વિલપઉ અતિ કીધઉ,
વલિ હાસ કરીનઇ મિચ્છા દુક્કડ[7] લીધઉ.[8] ૧૫૧

તે સોમચંદ્રનઇ શ્રીદેવી સંઘાતિ,[9]
શ્રાવકના મત લ્યઇ સાધુ સંગતિ મનિ બાત.[10] ૧૫૨

તિ[11] થયા સમાધઇ, ચવિનઇ સુરા[12] સોધર્મિ,[13]
સ્થિતિ પંચ પલ્યોપમ, આયુ ભોગવી કમ્મં.[14] ૧૫૩

સોમચંદ્રના[15] આતમ હુઆ તુમ્હે ભૂપાલ,
શ્રીદેવી સુંદરિ થઈ નારિ તે બાલ.[16] ૧૫૪

પરદ્રવ્યઇ જે તુમ્હ કીધઉ પુણ્ય રસાલ,
તિણિ ભાડઇ પરણી વલી મિલી તતકાલ. ૧૫૫

હાસઇં શ્રીદેવી ભદ્રાનઇ દીધઉ આલ,
ઇણિ ભવિ[17] તિણિ પામ્યઉ એહ કલંક કરાલ. ૧૫૬

ઇમ સુણીય વિરત્તઉ મંગલકલસ નરિંદ,
સુંદરિના સુતનઇ દીધઉ રાજ આણંદ. ૧૫૭

રાજા રાણીસું[18] ભાવઇ[19] સદ્ગુરુ પાસિ,
લીધઉ ચારિત્રમત પાલઇં ધરીય ઉલ્હાસ. ૧૫૮

---

૧ નામઇ. ૨ જાણિ. ૩ પરિણાવ્યું. ૪ પરમારથ. ૫ ધનની. ૬ કેડી. ૭ દુષ્કૃત. ૮ લીધું. ૯ સંઘાતઇ. ૧૦ બાતઇ. ૧૧ તે. ૧૨ સુરિ. ૧૩ સૌધર્મે. ૧૪ કર્મે. ૧૫ સોમચંદ્રનઉ. ૧૬ વાત. ૧૭ ભવ. ૧૮ રાણીસું. ૧૯ ભાવઇ.

ક્રમિ રાયરિસી તે ભણુઇ સકલ સિદ્ધંત,
ગુરુ આચારિજપદિ[1] થાપ્યઉ જાણિ[2] મહંત. ૧૫૯

ત્રિલોકયસુંદરી[3] થઈ પવિત્તણુ નારિ,
પાલી ચરિત[4] વર અણુસણુ કરિ ઉચ્ચાર. ૧૬૦

પંચમ સુરલોકઇ[5] પહુતા[6] કરિ ધ્યાન,[7]
પામી નરભવ વલિ પદ લહિસ્યઇ નિરવાણિ.[8] ૧૬૧

ઇમ જાણી[9] પૂજા જિનપ્રતિમાની કીજઇ,
માનવભવ પામી[10] પુણ્ય[11] તણા ફલ લીજઇ. ૧૬૨

સંવત[12] સોલહસઇ ઊપરિ ગુણુપંચાસિ,
એ કીધઉ મંગલકલસ ચરિત્ર વિલાસિ.[13] ૧૬૩

દૂહા

અધિકઉ ઊણુઉ જે કહ્યઉ મિચ્છા દુક્કડ તાસ,
મૂલતાણુ[14] માંહિ[15] એ કીયઉ મગસિર સુદિ ઉલ્લાસ. ૧૬૪

શ્રી[જિ]નિચંદસૂરિંદ[16] ગુરુ વર્ત્તમાન[17] ગણુધાર,
સુવિહિત મુનિચૂડામણી જુગપ્રધાન[18] અવતાર.[19] ૧૬૫

ખરતરગચ્છિ[20] સુહાગનિધિ અમરમાણિકગુરુસીસ,[21]
કનકસોમ વાચક કહઇ મંગલચરિત જગીસ. ૧૬૬

॥ ઇતિ મંગલકલશ ફાગ સમાપ્તઃ ॥[22]

---

૧ પદ. ૨ જાંણિ. ૩ ત્રલોકયસુંદરી. ૪ ચારિત. ૫ સુરલોકઇ. ૬ પુહતા; તેના પહેલાં બીજી પ્રતમાં 'ગુરુ' શબ્દ છે. ૭ ધ્યાંન. ૮ નિરવાંણ. ૯ જાંણી. ૧૦ પાંમી. ૧૧ પુન્ય. ૧૨ સંવત. ૧૩ વિલાસઇ. ૧૪ મૂલતાંણ. ૧૫ મહિ. ૧૬ જિનચંદ્રસુરિંદ. ૧૭ વર્તમાંન. ૧૮ જગપ્રધાં. ૧૯ અવતારિ. ૨૦ ખરતરગચ્છ. ૨૧ અમરમાંણિકગુરસીસ. ૨૨ બીજી પ્રતની પુષ્પિકા આ પ્રમાણે છેઃ 'ઇતિ મંગલકલસ ફાગ સમાપ્ત' ॥ શ્રી ॥ ૭ ॥ કલ્યાણમસ્તુ ॥'

કલ્યાણકૃત

## વાસુપૂજ્ય મનોરમ ફાગ

(સં. ૧૬૯૧)

सरस्वतीं नमस्कृत्य प्रणम्य सद्गुरुनपि ।
वक्ष्ये मनोरमं फागं वासुपूज्यजिनस्य च ॥

ઢાલ ૧ પ્રથમ, અઢીઆ

પણમીય જિન ચઉવીસ, પાય નમાડીય સીસ,
વાસપૂજ્ય જિન તણુઉ એ, ફાગ રલીઆમણુઉ એ. ૧

ફાગુ તે ફાગુણુ માસિ, લોક તે રમઇ ઉહલાસિ,
રામતિ નવનવી એ, કિમ જાઈ વર્ણ્વી એ. ૨

બાંધઇ કરમની કોડિ, ન સકઇ કાંઈ વછોડિ,
તે રામતિ કિસી એ, રાગ મતિ જસ વસી એ. ૩

ધિન ધિન શ્રીવાસપૂજ્ય, ફાગ રમતઇથી બૂઝ્ય,
સંજિમ આદરઈ એ, શિવરમણી વરઇ એ. ૪

ત્રિણુ ભવની સુણુઉ વાત, તીરથપતિ થયા વિખ્યાત,
સહૂ કો સાંભલઉ એ, મૂકી આમલઉં એ. ૫

ત્રોટક

આમલઉ મૂંકી ભવીઅણુ ભાવિઇ, વાસપૂજ્યનઉ ફાગ જે ગાવઈ,
તસ ઘરિ લીલા લખિમી આવઇ, અજરામર પદ નિશ્ચઇ પાવઇ. ૬

ફાગ ફાગ પણુ સરિપા નહી, છાસિ ધોલી નઈ દૂધ ધોલું સહી,
જેવડઉ અંતર મેરુ સિરશવઇ, તિમ જિનગુણુ અવર કથા કચ્યઇ. ૭

ઢાલ બીજી, સરસતિ અમૃત એ દેશી, રાગ કેદાર વસંત

પૂરવ ભવિઈં પુષ્કરાર્દ્ધ માહઈ,
પૂરવ મહા વિદેહ કહાઈ,
ધરમપેત્ર સુહાય. ૮

મંગલાવતી વિજય ભલ દીપઈ,
રત્નપુરં અમરાપુર જીપઈ,
મુક્તિક સોહિ સીપઈ. ૯

તિહાં પદ્મોતર નામિ રાય,
શત્રુવર્ગ નમાડિયા પાય,
દિન દિન ઓચ્છવ થાય. ૧૦

એક દિન રાય સભામાં ગિસિઈ,
અંગદ બાંહઈ દેખી મન વિહસઈ,
ભુજબલ નિજ પરસંસઈ. ૧૧

ભુજ પ્રમાણિ મઈ સાંધ્યા દેસ,
ભુજ પ્રમાણિ મુઝ લચ્છી અસેસ,
ભુજબલ ન ધરઈ પેસ. ૧૨

ભુજ પ્રમાણિ મુઝ સહૂ કો જાણઈ,
ભુજ પ્રમાણિ મુઝ સહૂ વખાણિ,
માનઈ રાંણા રાંણિ. ૧૩

તવ સહૂ કો કહઈ હા જી હા જી,
મોટ કહઈ ઉલસીનઈ ભાજી,
પણ ન કહઈ કો ના જી. ૧૪

વિમલબોધ મંત્રી તવ બોલઈ,
જિનધરમવાસિત મતિ નવ ડોલઈ,
સુણિ પદ્મોત્તરરાય. ૧૫

પુણ્યઇ ઉત્તમ કુલિ અવતાર,
પુણ્યઇ લષિમી નઇ વ્યાપાર,
પુણ્ઇ હુઇ વ્યવહાર. ૧૬

પુણ્યઇ રામા રંભ સમાનિ,
પુણ્યઇ વિલસિ નવઇ નિધાંન,
પુણ્ય સંપજઇ ન્યાંન ૧૭

પુણ્ય ઘરિ બાંધવની જોડિ,
પુણ્યઇ દીસઇ કાંઈ નહી ષોડિ,
પુણ્યઇ સંપદ કોડિ. ૧૮

પુણ્યઇ વિદ્યાનુ નહી પાર,
પુણ્યઇ બુધિ તણઉ ભંડાર,
પુણ્યઇ ગુણ દાતાર. ૧૯

પુણ્યઇ તનુ હુઇ નીરોગ,
પુણ્ય હુઇ વંછિત ભોગ,
પુણ્યઇ બેટા યોગ. ૨૦

પુણ્યઇ માનઇ મોટા રાય,
પુણ્યઇ લાગઇ શત્રુ પાય,
પુણ્યઇ વંછિત થાઇ. ૨૧

ગજરથ ઘોડા પાયક બહૂ અ,
પુણ્યઇ ઉલગ સારઇ સહૂ અ,
ભુજબલ પુણ્યઇ કહૂ અ. ૨૨

પુણ્યઇ પુણ્યાઢઇ હવઉ જેહ,
વિસ્તર કથા સુણાવઇ તેહ,
સંખેખઇ તેહ. ૨૩

ઢાલ ત્રીજી રાગ, સીતિ ગમ્રુ કેવલ વર નાણી એ દેશી

પદ્મપુરં પદ્મઇ કરી શોભિત, શોભિત તપન નરનાથ રે,
સેઠ ધનાવઇ રાય આપ્યઉ હાથી એરાવણ સાથ રે. ૨૪

અરધ રાજ્ય રાજા દીઇ તેહનઇ, હસ્તીથી દેસ સાધ રે,
દિન દિન હસ્તીથી અ તપનનઉ, યસ પ્રતાપ તે વાધઇ રે. ૨૫

એક દિન વારણુ શ્લોક લિપીનઇ, નરપતિનઇ સમઝાવઇ રે,

શ્લોક · अग्रज्ञाततत्रयीतत्त्वो, मिथ्यासत्त्वोल्लसितभुजः ।
हा मूढा शत्रुपोषेण मित्रपोषेण दूष्यति ॥

જવ અર્થ ન બૂઝઇ તવ આણુંદચંદ, ગુરુનઇ રાય તેડાવઇ રે. ૨૬

તત્વ પ્રીચ્છીનઇ રાય દીક્ષા લેવાનઇ જવ જાવઇ રે,
કહિ કલસો કરીવર જસુ ઢાસુ ઢાલઇ, રાજધણી તે થાવઇ રે. ૨૭

શણુગારિઉ સામ જ જવ ભમતું, વન ભણી તે ચાલિઉ રે,
સૂતા નરનઇ પુણ્યપ્રભાવિ, કલસો માથઇ ઢાલિઉં રે. ૨૮

સહૂ પ્રણમઇ ધનઉ નવિ માનઇ, હસ્તી તેહનઇ પાસિ રે,
પુણ્યઇ પુણ્યાઢરાય એ જાણુ, વાણી હવી આકાશિઇ રે. ૨૯

ત્રોટક

વાણી સુણી તવ ઝગડઉ ભાગઉ,
શેઠ ધનાવઉ આવી પાએ લાગઉ. ૩૦

ટૂંટુંઉ પાગલઉ પણુ પુણ્યઇ આગલઉ,
ભાવિઇ કરઉ ભવીક પુણ્ય ઉતાલઉ. ૩૧

ઢાલ સુથી, ફાગ

આડે પુણ્યાઢરાય નામ થાપીય, આપી માગત દાન,
ઉચ્છવમુચ્છવ શુભ પરિ, નગરિ પિસારિ પ્રધાંન. ૩૨

દેસ પ્રદેસઇ યસ ભણઇ, સહુ સુણઇ પુણ્યાઢરાય,
વિરુઆ વઇરી વાંકડા, આંકડા તિ જિ લાગા પાય. ૩૩

એક દિન તપન સમોસરિયા, ઉત્તરિયા વન ઉદ્યાંન,
ત્રિણુ ન્યાનઇ કરી દીપતા, જીપતા મોહ અજ્ઞાન. ૩૪

રાજા વંદણુ જાવઇ એ, આવઇ જિહાં ગુરુરાય,
વિનય સંપૂરણુ સાચવી, રાજવી પ્રણમી પાય. ૩૫

તિહાં કણિ ગજરાય આવઇ એ, વંદઇ ગુરુપાય,
સભા સહૂ કો કૌતક, ઉચ્છક જોવા થાય. ૩૬

નરભવ જાણઉ દોહલુ, ન સોહિલુ વારંવાર,
ઇમ જાણી ચિત્ત આણી અ, પ્રાંણી ધરમ કરઉ સાર. ૩૭

દેસન અંતિ પૂછી એ, સ્યઉ છઇ પૂરવ ભવ મૂઝ,
પુણ્ય પાપ ફલ સાથઇ એ, તાથિઇં સુણિ કહૂં તુંઝ. ૩૮

પૂરવિઇં લષિમીપુર વર, સુરપુર સમ તે હોઇ,
વાંમણુ રામ સંગ્રામ એ, નામિ ત્રિણ મિત્ર હોઇ. ૩૯

ત્રિણુ તે પિત્રીપુતા એ, રમતાં વનમાં જાય,
વામણુઉ મુનીવર દેષી અ, હરષીય લાગુ પાય. ૪૦

સાધુના નેત્રથી પાણી અ, જાણી અ લાગૂં પૂઠિ,
ઉચઉ જોઈ નિરષઇ એ, પરષઇ ઉભઉ ઊઠિ. ૪૧

રષિવર નેત્રઇ કાંટડઉ વાંકડઉ કેમ કઢાઈ,
હૂ વામણુ, જતી ઉભુઉ થોભ વિણુ કિમ ચઢાઇ? ૪૨

રામ કહઇ મુઝ ઉપરિ, શુભ પરિ ચઢિનઇ ભાય,
સંગ્રામ સાહઇ બાહિઇ એ, કંટક તવ ઉદ્ધરાય. ૪૩

મુનીપરસેવાગંધથી વાંમણઇ કીઉ રે સંકોચ,
પુણ્ય પાપ ફલ સાથઇ એ, બાધિઉ હવિ સિઉ સોચ? ૪૪

સાધુજી નિરહી નિરહંકારી અ, સારી કરી અ પ્રણાંમ,
વારવાર આનંદી અ વંદી અ જાવઇ ઠામિ. ૪૫

વામણુઉ જાતિમદિ ઇમ કગ્ઈ, અમ્હ શિરિ પિત્રી જાતિ,
તે વિણુ કંટઉ ન કાઢઇ એ, ઇમ ચઢિઉ વદિ ઉનમાદિ. ૪૬

રામ કહઇ હૂં પશૂ થયુ, ફલ ભર્યું એ મુઝ સાર,
સંગ્રામ કહઇ ફલ હારિઉં, વારઉ એ વચન વિચાર. ૪૭

સંગ્રામ જીવ હૂં તપનુ, ઉપનઉ હસ્તી ગંમ,
વામણુ જાતિમદિ રાજન, ભાજન સુણિ થયું તાંમ. ૪૮

ઢાલ પાંચમી, અઢીઆ

નયરી યવંતી હોઇ, રાય સબાહૂ જોઇ,
છત્રધર તેહ તણુઉ એ, નામિ કિંનર ભણુઉ એ. ૪૯

તસ ઘરિ હરણી નારિ, લવિમી શપન ઉદ્દાર,
જાતિમદ ઊપનુ એ, શ્રીદત્ત સંપનુ એ. ૫૦

રૂપઇ દેવકુમાર, દેવત જન સુપકાર,
રાજલખિણ ધરઇ એ, સહૂ કો ઉચરઇ એ. ૫૧

જાણી રાય વાત, કરવા તેહની ઘાત,
ઘાયક મૂકીઆ એ, તે પછઇ ભૂંકીઆ એ. ૫૨

નાહસઇ શ્રીદત્ત તાંમ, સાત દિન થાઇ જાંમ,
અણે વનિ આવીઉ એ અજ્ઞાત ફલ પાવીઉ એ. ૫૩

સૂતઉ સઉડઉ તાણિ, શરીર સંકોચ તે જાંણિ,
હાથીઇ રાજ્ય દીઉ એ, લોકિ જય કીઉ એ. ૫૪

અવધ્યન્યાની ગજરાજ, તુઝનઇ આપ્યું રાજ,
રાજન સાંભલઉ એ, સાંહમી એ ભલઉ એ. ૫૫

પુણ્ય પાપ ફલ હોઇ, સાથઇ આવ્યાં સોઇ,
ભોગવઇ નિજ કીઉ એ, ન્યાનઇ એ લહિઉ એ. ૫૬

દીખ્યા દીઉ ગુરુતાય, માગઇ પુણ્યાઢરાય,
ગુરુ ઇમ કહઇ, સહી એ, ચારિત્ર તુઝ નહી એ. ૫૭

તુહ્ય સંકોચ શરીર, દીખ્યા કિમ દેઉ વીર,
વિહારો કિમ કરઇ એ પગ વિણુ કિમ ફ્રઇ એ. ૫૮

ક્રિયાકલાપ ન થાઇ, કર વિણુ કસિઉં કરાય,
રથ નહી ચક્ર વિના એ, પ્રીતિ જસી ભિમના એ. ૫૯

સંતોષ વિણુ નહી સુખ, જેહવું ભોજન લૂખ,
લૂણું વિણુ રસવતી એ, ક્રિયા તસિઉં જિતી એ. ૬૦

સરવવરતિ ન દેવાય, દેસવરતિ લીઉ ભાય,
મુગતિ જસિઉ સહી એ, આ ભવિ કેવલ લહી એ. ૬૧

હરખ્યુ પુણ્યાઢરાય, લાગુ ગુરુનઇં પાય,
શ્રાવક વ્રત ઉચ્ચરઇં એ, પાપ પરાંહ કરિ એ. ૬૨

બીજા બહૂ લીઇ દીખ વહઇ તે ગુરુની સીખ,
વિહારક્રમ ગુરુ કરઇં એ, પુરિ પુરિ સંચરઇં એ. ૬૩

ઢાલ છઠી, ઇમ પૂજા એ દેસી

પુણ્યાઢરાય ઘરિ આવીઉ, વરતાવિ અમારિ રે,
પુણ્યા કરણી સમાચરઇં, સુખ વિલસિ સંસારિ રે. પુણ્યા૦ ૬૪

સાધર્મિક ગજ લેખવી, બંધન કીધાં દૂરિ રે,
આધોરણ ઉત્તારીઆ, વહઇં ગજ લજ્યા ભૂરિ રે. પુણ્યા૦ ૬૫

નીચી દ્રષ્ટિ સંચરઇં, ન પીઇ અલગણુ નીર રે,
ફાસૂ આહાર તે ગજ કરઇં, મમતા તિજિ સિરીર રે. પુણ્યા૦ ૬૬

ચતુપરવી ગજ સાચવઇં, ચઉવીહાર પચ્ચખાણુ રે,
ચૈત્યપરવાડિ કરઇં પરગડી, સાથઇં સંઘ જાણુ રે. પુણ્યા૦ ૬૭

એક દિન ગજનઇં આકરઉ તાવ તે ચઢીઉ જાંમ રે,
નૃપ તેડાવઇ વૈદ્યનઇં, કરવા ઓખધ કાંમ રે. પુણ્યા૦ ૬૮

લપી જણાવઇ હાથીઉ, હવઇ થોડું છિ આય રે,
અણુસણુ લેવૂ મિ સહી, બીજુ નહી ઊપાય રે. પુણ્યા૦ ૬૯

પુર બાહિર અણુસણુ કરઇં, ઉછવ બહુલા થાય રે,
રાજા આવઇં વંદવા, લવિ આવઇં લવિ જાઇં રે. પુણ્યા૦ ૭૦

લવિ ચઉરાસી જીવનઇં, ખમાવઇ ગજરાય રે,
અરિહંતધ્યાંન રદઇં ધરઇં, લાગઇં સહુ કો પાય રે. પુણ્યા૦ ૭૧

શુભ ધ્યાનઇં સુખર થયુ, સોહમકલપ મઝારિ રે,
રાજા બહુ રુદન કરઇં, ગજના ગુણ સંભારિ રે. પુણ્યા૦ ૭૨

ગજ વિણુ મુઝ નવિ આવડઇ, ધર્મબાંધવ ગજરાય રે,
ગજની ગોઠિ વિના સહી, દિન તે દોહિલુ જાય રે. પુણ્યા૦ ૭૩

વારી રાયઇ રાયનઇ, મંત્રીશર તે જાંમ રે,
રાતઇ સુરવર આવીઉ, અમૃતફલ લેઈ તાંમ રે. પુણ્યા૦ ૭૪

ગજરૂપિ દેવી કરી, ભૂપતિ હરખ ન માય રે,
ફલ તું પાએ રાજીઆ, કાયા નીરોગ થાય રે. પુણ્યા૦ ૭૫

એ શૂભાવ હજી નવિ ગયુ, સુણિ બંધવ દ્દષ્ટાંત રે,
હંસ કેસવ દોઇ બંધુનઉ, રયણીભોજ્ય વૃતાંત રે. પુણ્યા૦ ૭૬

ઢાલ સાતમી, રાગ સારિંગ મહલાર
એક દિન સુભદ્રા કંતની રે એ દેસી

કુંડનપુર સુરપુર સમૂં રે, વસઇ યશોધર સેઠ,
રંભા રમણી તેહનઇ રે, રૂપવંત માંહિ જેઠ. ૭૭

રે પ્રાણી રાત્રીભોજન વારિ, ભારે દૂષણુ એ નિરધાર,
પંચ મહવય છઠ્ઠૂં સાર, ભાસઇ આગમમાં ગણધાર.
રે પ્રાણી૦ આંકણી. ૭૮

પુત્ર દોઇ સુહામણા રે, હંસ કેસણ ઇતિ નામ,
એ દિન વનમાંહિ ગયા રે, વંદઇ ધર્મઘોષ તામ. રે પ્રાણી૦ ૭૯

દેશનામાં સાધુજી કહઇ રે, રાત્રીભોજન પાપ.
રાતિ રાંધી રાત્યઇ જ્યમઇ રે, ભવિ ભવિ તસ સંતાપ. રે પ્રાણી૦ ૮૦

રાતિ રાંધી દીશઇ જિમઇ રે, તે કરઇ પાપનું પોષ,
દિવસિ રાંધી રાતિ જિમિ રે, તેહનઇ ગિરુઉ દોષ. રે પ્રાણી૦ ૮૧

દિવશઇ નીપાઈ દીશઇં વાવરઇ રે, ટાલઇ ઘડી દોઇ દોય,
સાસ્વતાં સુખ તે પામશઇ રે, ઇહ લોકિઇં પરલોય. રે પ્રાણી૦ ૮૨

સાધુ મુખઇ નિયમ ઉચરઇ રે, હંસ કેસવ દોઇ ભાય,
રાત્રીભોજન નવિ કરાં રે, જિહાં શકિત અક્ષ કાય. રે પ્રાણી૦ ૮૩

આહા સુહં દેવાણુપ્પિયા રે વંદી ઘરિ તે જાય,
વ્યાલૂ માગે દીહ છતાં રે, નાપઇ તેહની માય. રે પ્રાણી૦ ૮૪

ચાલિ કુલિ નહી આપણઇ રે, હઠિ ચઢિઉ તસ તાય,
ભોજન કુમરનિ નવિ દીઇ રે, દિવસ પાંચ ઇમ જાય. રે પ્રાણી૦ ૮૫

છઠઇ ઘસ્ત કુટંબ મિલી રે, ભાષઇ સુણુઉ કુમાર,
કચપચ સી, રાતિ જિમઉં રે, કાં કરઉ નવુ આચાર. રે પ્રાણી૦ ૮૬

હા ભણી હંસઇ તદા રે, કેસવ કહઇ સુણુ વાત,
રાત્રિભોજન [ન]વિ કરુ રે, જો થાઇ દેહપાત. રે પ્રાણી૦ ૮૭

માય તાય કુટુંબ સહુ રે, દૂહવાણું અપાર,
કુમર તિહાંથી નીસરિઉં રે, ધિન કેસવ કુમાર. રે પ્રાણી૦ ૮૮

પઢમ કપ્પિ ઇણુઇ સમિ રે, ભાષઇ ઇંદ્ર સુજાણુ,
અહો દઢતા કેશવ તણી રે, કેતું કરુ વષાણુ. રે પ્રાણી૦ ૮૯

ચ્યાર પ્રકારના દેવતા રે, ચાલવી ન સકઇ કોઇ,
સભા સહૂ હા જી કરઇ રે, પરસંસઇ સહૂ લોય. રે પ્રાણી૦ ૯૦

વન્હી નામઇ એક દેવતા રે, ધરતુ મનિ સંદેહ,
માનવ લોકિઇ આવીઉ રે, પરીક્ષા કારણિ તેહ. રે પ્રાણી૦ ૯૧

ઢાલ આઠમી, રાગ રામેરી

ભૂખિઉ તે તરસિઉ દિન સાતમઇં, મધ્યરાતિ જાઇ જાંમ રે,
દેવલ એક તે પેષીઉં, બહુ મનુષ્યનુ વિશ્રાંમ રે. ૯૨

તેજપુંજ વિરાજિતં, દીપઇ તે ઝાકઝમાલ રે,
સુખભક્ષકા નઈ રસવતી, જિમઇ તે બાલગોપાલ રે. ૯૩

તેહમાં જે મહર્ધિકા, તેમ પંથિ ઊભા જોય રે,
એહવઇ કેસવ આવીઉ, બહૂ માંનિ તેડી સોય રે. ૯૪

ભુવનમાહઇ જઈ કહિ, ભલઇ આવ્યા પૂજ્ય સુપાત્ર રે,
ભોજન કરઉ આશા ફલી, અહ્મ અછઇ જક્ષની જાત્ર રે. ૯૫

ચ્યાર ચાંમ દવસઇ વ્રત કરીઇ, રાતિ તે કરી આહાર રે,
જક્ષરાજ તુસઇ સર્વદા, એ અછઇ અહ્મ આચાર રે. ૯૬

કેશવ કહઇ સુણુ બાંધવા, રાતિ જિમિ નહી ધર્મ રે,
માર્કંડપુરાણિ ઇમ કહિઉં, નિશિ ભોજનઇ બહુ કર્મ રે. ૯૭

રજનીઇ જલ રુધિર સરિખૂં, માંસ સમૂં અન્ન તે જોય રે,
વિબુધ જન કિમ વાવરઇ, જિહાં પાપ એવડું હોઇ રે. ૯૮

પિપીલિકાથી બુધિ નાસઇ, યૂકાથી જ જલોદર થાઇ રે,
વિમન થાઈ મક્ષકાથી, કોલીઇ કોઢ કહાય રે. ૯૯

કંટકિઇ તાલૂ વીધીઇ, સ્વરભંગ વાલથી હોય રે,
ઇત્યાદિ બહુ યુક્તિ દાષી, હરાવ્યા તે સોય રે. ૧૦૦

यतः, अस्तं गते दिवानाथे आपो रुधिरमुच्यते।
अन्नं मांससमं प्रोक्तं मार्कंडेयमहर्षिणा॥ १०१

मेधां पिपीलिका हंति यूका कुर्यात् जलोदरं।
कुरुते मक्षिका वान्ति कुष्ठरोगं च कूलकः॥ १०२

कंटको दारुखंडं च वितनोति गलव्यथां।
व्यंजनांतर्निपतितस्तालुं विध्यति वृश्चिकः॥ १०३

विलगनश्च गले वालः स्वरभंगाय जायते।
इत्यादयो दृष्टिदोषाः सर्वेषां निशि भोजने॥ १०४

મોગરિ લેઈ જક્ષ ભાષઇ, અહ્મ નંદઇ મૂઢ ગમાર રે,
ભોજન નહી કરઇ કહણુ એહનઇ ગુરુ હણૂ તુઝ નિરધાર રે. ૧૦૫

કિંકરઇ પાંહઇ અણાવીઆ, ધર્મઘોષ જે અણગાર રે,
ગુરુ કહઇ અમ્હ મારઇ સહી, વચ્ચ કરઉ રાતિ આહાર રે. ૧૦૬

ગુરુ કારણિ વ્રત લોપીઇ, એ કહિઉ છિ આચાર રે,
કુંઅર ચિંતઇ નહી તે સદ્ગુરુ, જે દોષ દાપઇ લગાર રે. ૧૦૭

પછઇ મોગરી લેઈ ગુરુ હણઈ, વલી વદઇ એહવી વાણિ રે,
ગુરુ જીવાડૂં, રયિ આપૂ, જઉ વચન કરઇ પ્રમાણુ રે. ૧૦૮

જીવતિ વ્ય રખિ જઉ તૂં દીઇ, તું દુખી ન હો સંસારિ રે,
પછઇ કોપીઉ કહઇ તું જ મારું, ઘણુઉં કરી કુમાર રે. ૧૦૯

કેસવ કહઇ સુણિ દેવતા, મરવૂં અછઇ એક વાર રે,
નિયમ ન ભાજૂં માહરઉ, વ્રતિભંગિ હુઇ વાર વાર રે. ૧૧૦

માયા સંહરઇ રલીઆતી થઈ, સૂઆરિ વારુ ઠારિ રે,
દિવસ વિકુરવી કહઇ, ઉઠુ ભોજન કરઉ કુમાર રે. ૧૧૧

નિશા લપિણુ કુમર જાણઇ, નયનઇ તે નીદનઉ વ્યાપ રે,
માયા મ કરઉ દેવજી, રજની જિમઇ બહુ પાપ રે. ૧૧૨

અમર તવ પ્રગટ થઈ, કરઇ કુસુમવૃષ્ટિ ઉદાર રે,
ઇંદ્રઇ પ્રસંસ્યઉ જેહવઉ, તેહવુ ધિન કુમાર રે. ૧૧૩

તાહરા પગનઇ ધોઅણઇ, સરવ રોગ જાસઇ દૂરિ રે,
વર દીઉ પ્રભાતિ રાજ હોસઇ, મૂકી ગયુ આનંદપૂર રે. ૧૧૪

સાકેતપુર નઇ રાય ધનંજય, પ્રભાતિ દેવઇ આશિ રે,
વનમાંહિ વંદિ સાધુ કેશવ, બિહુ રાજા પાશિ રે. ૧૧૫

રાય જંપઇ ગુરુ પ્રતિ, પ્રભુ! ચિંતા હૂંતી એક રે,
પુત્ર વિના રાજ્ય તે કેણુ દીઇ, કિમ દીખ્યા લેઊં છેક રે! ૧૧૬

આજ રાતિ દેવ આવી, કહી ગયુ એહવી વાત રે,
કેસવનઇ તું રાજ્ય દેજે, ગુરુ કહુ તે કુણુ વિખ્યાત રે. ૧૧૭

ગુરુ કહિ તુઝ પાસિ બિઠઉ, કેસવ એ ગુણગેહ રે,
પૂરવ વાત સઘલી કહી, રાય ચમકીઉ ધરિ નેહ રે. ૧૧૮

કેસવ કુમરનઇ રાજ્ય આપી દીખા લીઇ ગુરુ પાસિ રે,
કેસવરાય તે રાજ્ય પાલઇ સુખ ભોગવી આવાસિ રે. ૧૧૯

ઢાલ નઉમી, રાગ આસાઉરી, સગ ચૂવિ દીસઇ એ દેસી

એક દિન ઉચઇ માલીઇ રે બિહુ કેસવરાય,
નગર નિહાલઇ ગોખથી રે, નવિ દીઠઉ પયોધર તાય. ૧૨૦

સંભલિ ભવિક જના! વ્રત પાલઇ જયજયકાર,
નાહનૂં મોટઉં વ્રત તે સાર, સુણિ હંસ કેસવ અધિકાર.
કરઉ રાત્રીભોજન પરિહાર. સંભલિ૦ આંકણી. ૧૨૧

રાજા હેઠઉ ઉત્તરઇ રે, આવી લાગઇ પાય,
આલિંગિ રોમંચતુ રે, મંદિર તેડી જાય. સંભલિ૦ ૧૨૨

એકાકી કિમ આવીઆ રે, તાતજી કીહઇ કાંમિ,
આ રાજ સરવ તે તુમ્હ તણું રે, હું સેવક તુમ્હઇ સાંમિ.
સંભલિ૦ ૧૨૩

સુત રધિ દેપી હરષીઉ, બોલિ યશોધર વાંણિ,
તુહ્માઇ ગયા પછી હંસનઇ રે, રાત્રિભોજન દીઉ પરાણિ. સંભલિ૦ ૧૨૪

ઉરગ ગરલથી મૂરછા રે, દીઠઉ દીવઇ તેહ,
મંત્રઉપચાર ઘણા કીઆ રે, પણુ વિષનઉ નાવ્યઉ છેહ. સંભલિ૦ ૧૨૫

ગારડી કહઇ મારિ મરઈ રે, એહનઉ નહી ઉપચાર,
રોમરોમ છિદ્ર ઊપના રે, દિન પાંચ થયા જિવારિ. સંભલિ૦ ૧૨૬

તુઝ જોવા હૂં નીસરચો રે, આજ મારિ મલિઉ તું વીર,
સુ જોઅણ અહીથી અછઇ રે, કુંડનપુર તે ધીર. સંભલિ૦ ૧૨૭

દેવ સાંનિધિ તવ જઈ કરી રે, પગ ધોઈ છાંટિ નીર,
સર્પવિષ વિલહિ ગયૂં રે, થયૂં નવપલ્લવ શરીર. સંભલિ૦ ૧૨૮

કુટુંબ સરવ શ્રાવક થયૂં રે, હઈડઇ હરિષ અપાર,
પછઇ સાકેતપુર તે આવીઆ રે, વરત્યો જયજયકાર. સંભલિ૦ ૧૨૯

રાજ રધિ સુપ ભોગવી રે, લીધુ સંજિમ ભાર,
કેસવ મુનિ મુગતિ ગયા રે, સેઠ કલ્યાણકાર. સંભલિ૦ ૧૩૦

દૂહા

ફલ દેઈ સુરવર ગયું, દિવસિ કીધુ આહાર,
સંકોચ ટલીઉ દેહનઉ, ફલ માંહિમા ભંડાર. ૧૩૧

રાજ્યરમણિ સુખ ભોગવઇ, ચિંતઇ મનહ મઝારિ,
છંડી હસ્તીઇ દેહ જિહાં, પ્રાસાદ કરૂં તિહાં સાર. ૧૩૨

સુખભરિ વરસ બહુ વઉલીઆં, કરી ન સકયઉ પ્રાસાદ,
રવાડી ગયિ સાંભરિઉં, મનસિઉં ધરઇ વિષાદ. ૧૩૩

હવઇ પ્રાસાદ કરાવીનઇ, જુહારુ જિનવર દેવ,
તુ ગઇ આહાર જ આહારવઉં, અભિગ્રહ ગ્રહીઉ હેવ. ૧૩૪

પ્રાસાદ કરવા માંડીઉં, આઠ હવા ઉપવાસ,
રાજા દેહ નિકલાગીઉ, પણ નવિ છંડઇ સાહસ ૧૩૫

દંતી દેવિઇ ઉદ્ધારિઉં, રયણા કંચન પ્રાસાદ,
થંભા ચઉકી દીપતી, રણઝણઇં ઘંટાનાદ. ૧૩૬

રીષભદેવ અવલોકંતા, પુણ્યાઢરાય ઉહલ્લાસ,
અંતગડ કેવલ લહી કરી, પુહુતા શિવપુર વાસ. ૧૩૭

વિમલબોધ મંત્રી કહઇ, ગુરુમુખિ સુણીઉં એહ,
પુણ્ય પ્રમાણ એ જાણજ્યો, મ ધરઉ કિંપી સંદેહ. ૧૩૮

ઢાલ દસમી, રાગ મંહાર, ધન્ય તે નિજ અધુનઇ એ દેશી

વિમલબોધ મંત્રીશી એહવી કથા સુણી રે,
રણઝણિઉ રાજા ચિત્ત, સભા પણિ રણઝણી રે. ૧૩૯

ગમગિયા તણ સુજાણ, કેઈ ખુજિયા ગુણી રે.
ધિન ધિન વિમલ પ્રધાન, જેણે વાર્તા ભણી રે. ૧૪૦

એક દિન રાય સભામાં બિઠઉ ગોરજુ રે,
વિમલબોધ મંત્રીશ મનોહર પૂછ્યુ રે ૧૪૧

સાધુના મત કહઇ મુઝ, શ્રાવક મત કહઉ રે,
તેહના ફલાફલ જેહ, કહઉ જેહ ચાલઉ રે. ૧૪૨

તેહનાં અરથ વિચાર, કિમ કહઉ નૃપ સુણુ રે,
પંચૂ પામઇ પાર કે, સાધી ઘણી લહુઉ રે.

પણ કંટકઉ જેણઇ ઉદ્ધરિઉ, તેહનઇ ફલ અસિઉ રે,
સૂધા વ્રત જે પાલશઇ, તેહનૂં કહઇવૂં કિસિઉ રે. ૧૪૪

ઇણિ અવસરિ ઉદ્યોત, નગરમાં વિસ્તરઇ રે,
રાજા મનિ આશ્ચર્ય, લોકા હરિષ ધરઇ રે. ૧૪૫

દીઇ વધામણી તાંમ કિ વનપાલક વલી રે,
શ્રીવજ્રનાભ મુણિંદ, આવ્યા કેવલી રે. ૧૪૬

વનપાલિક દેઈ દાંન, આવય વંદવા રે,
સાથઇ વિમલ પ્રધાંન, પાપ નિકંદવા રે. ૧૪૭

વંદી કેવલી પાય, ભૂપ બઇઠઉ વલી રે.
[ દેવ દેવીના થોક પરિષદ તિહાં મિલી રે. ] * ૧૪૮

બારમા જિનનઉ જીવ, નૃપ જાણી ગુણી રે,
જીવાજીવ વિચાર કહઇ, તવ જગધણી રે. ૧૪૯

સુણિ મનિ ગોહિ આદિઇં, સરવ પ્રકાસીઉ રે,
હાં રે રાજા રંજ્યઉ ચીત, વઇરાગિ વાસિઉ રે. ૧૫૦

દાન શીઅલ તપ ભાવ ગુરુ દેશન કરઇ રે,
તેહાંના જે દૃષ્ટાંત, સહૂ તે ઉચરઇ રે. ૧૫૧

સુતનઇ દેઈ રાજ્ય, રાય સંજિમ ગ્રહઇ રે,
પદ્મોત્તર રવિરાય ગુરુ શિષ્યા વહઇ રે. ૧૫૨

ભણીઆ અંગ અગીઆર, તપ શ્રુત આગલા રે,
પંચમ સુમતિ પ્રતિપાલ, સદાચારી ભલા રે. ૧૫૩

થાનક સેવી વીસ તીર્થંપદ બાંધીઉ રે,
માસી અણુસણુ અંતે, કરી કાજ સાંધીઉ રે. ૧૫૪

પ્રાણુત કલ્પિ મઝારિ, ચવી થયા દેવતા રે,
વીસ સાગર તિહાં આય, બહુ સુર સેવતા રે. ૧૫૫

---

* ખંભાતની પ્રતમાં આ પંક્તિ નથી; તેથી પ્રાચ્ય વિદ્યામન્દિરની પ્રતમાંથી લઈ એ પંક્તિ મોટા કૌંસમાં મૂકી છે.

બીજઉ ભવ તે એહ, હવઇ ત્રીજઉ કહઇ રે,
ઋધિવૃધિ કલ્યાણ, સેવક જિમ લહઇ રે. ૧૫૬

ઇતિ શ્રીવાસપૂજ્ય મનોરમે ફાગે પ્રથમોલ્લાસ સંપૂર્ણઃ

ઢાલ ૧૧મી, રાગ ગુડી.

જંબૂદીપ મઝારિ દક્ષણભરત ભલઉ રી,
અંગ સુચંગ સુદેસ, જાણિ કિ ભૂમિતિલુ રી. ૧૫૭

ચંપાનયરી સાર, ચાંપાં વનિ કરી સોહઇ,
ગઢ મઢ પોલિ પ્રાકાર, નરનારી મન મોહઇ. ૧૫૮

શ્રીવાસપૂજ્ય નરેંદ્ર, રાજા રાજ્ય કરઇ રી,
જયારાણી તાસ, કુલ મારગે ધરઇ રી. ૧૫૯

જેઠ સુદિ નુમિ કે દિન, રાતિ બહુલુર સમિ રી,
ચવી પદ્મોત્તર દેવ, જયા કૂખિ રમઇ રી. ૧૬૦

હસ્તી વૃષભ ઉર સીહ, લક્ષ્મી ફૂલકા માલા,
સોમ સૂર ધજ કુંભ, સરોવર સમુદ્ર વિશાલા. ૧૬૧

વિમાન રતનનું પુંજ, વલી જ્વલયોતિ અતાગિઇ,
શપનાં દશનઇ ચ્યાર, દેખી રાણી જાગઇ. ૧૬૨

પૂછઇ પ્રિય પ્રત્યઇ વાત, નૃપ કહઇ પુત્ર હોશઇ રી,
રીધિવૃધિ આનંદ, સુતથી શખ થશઇ રી. ૧૬૩

કુલમંડણ, કુલકેતુ, કુલદીપક કુલચંદઉ,
સંભલિ ભૂપતિવાણિ, રાણી ધરઇ આનંદઉ. ૧૬૪

શપનપાઠિક પ્રભાતે તેડી પૂછઇ રાય,
તે કહિ ત્રીલોકીનાથ અથવા ચક્રી થાય. ૧૬૫

રાજા આપઇ દાંન, પાઠિકવર જાય,
જયા પાલઇ ગરભ, ઉલટ અંગિ ન માય. ૧૬૬

ફાગુણ વદિ ચઊદસિ, મધ્ય નિસાઇ જાયુ,
શુભ લગનિ શુભ વાર, શુભ યોગઇ સુત આયુ. ૧૬૭

છપ્પન્ન કુમરી તાંમ ઉચ્છવ આવી કરઇ રી,
નહવરાવઇ જિનનાથ ઇંદ્રા મેરુશિખરિ રી ૧૬૮

પૃજી પ્રણમી પાય, માતા પાસઇ મૂકઇ,
નંદીશર કરી યાત્રા, નિજ થાનકિ જઈ ઢૂકઇ. ૧૬૯

ઉચ્છવ કીનઉ રાય, જવ વધામણી પામી,
વાસપૂજ્ય દીઉ નામ, વાધિ ત્રિભોવનસામી. ૧૭૦

ઢાલ ૧૨મી, રાગ સારંગ, એક દિન અચિરા૦ એ દેશી

જયારાણી પુત રમાડતી, ફૂલરાવઇ સીસ નમાડતી,
થેઈ થેઈ કરઈ તાલી પાડતી, નવી નવી રામતિ દેખાડતી. ૧૭૧

મેરુઉ લાલમણી રે લાલમણી, મેરઉ લાલમણી તે જગતધણી,
મુઝ આશા લાલમણી અ તણી,
મેરુ લાલમણી મખથી અ ગુણી
[મેરઉ] લાલ૦ આ(ંકણી) ૧૭૨

વીની લાલી લાલ ગુલાલ તણી
માન સાચૂ તે અભિરંગ ભણી,
દીસિ છિ તિહા સુગંધ ઘણી,
જેણઇ લાલી આપી આપણી મેરઉ૦ ૧૭૩

•પઉઇ ગંધહીન જાસૂ થયા, લાલી દેવા વેલા નાસી ગયા,
પુત ઠામઇ, કણયર નાવીઆ,
તેણઇ શુભ શુકનઇ ન બોલાવીઆ મેરઉ૦ ૧૭૪

ચીલ મજીઠ નઇ કસૂભડઉ, તેહનઇ શિર વીચઇ હૂ ખડઉ,
ઇંદ્ર સાથઇ મણિ પાય પડી,
તેણઇ લાલમણી માથઇ ચઢી મેરઉ૦ ૧૭૫

પુત જનમિ ઘંટા રણઝણી, પુત જનમિ ઘરિ લખિમી ઘણી,
પુત જનમિ પુણ્ય સુઝનિ શુણી,
પુત જનમિ આવ્યા દિનમણી. મેરઉ૦ ૧૭૬

પ્રભુ વાધઇ સુરતુરની પરિ, માયતાય મનસિઉં મોદ ધરઇ,
ઉચ્છવ કીનઉ રાય શુભ પરિ,
પ્રભુ પાઠશાલા ભણી સાંચરઇ. મેરઉ૦ ૧૭૭

સ્વજનવર્ગ સહુ તિહાં મિલિ, ઇંદ્ર આવઇ ન્યાન તણઇ બલિ,
મઘવાઇ તિહાં ઇમ આયસિઉં,
પ્રભુ ત્રિગુ ન્યાન્ની, ભણવૂં કસિઉં. મેરઉ૦ ૧૭૮

પંડિત સતકારિઉ શુભ પરિ,
પછઇ આવિઉં સહૂ નિજ નિજ ઘરિઇં,
માયતાય વિમાસિ ઇમ કહઇં,
પુત પરણઉ જિમ ઘરસૂત રહઇં. મેરઉ૦ ૧૭૯

પ્રભુ પરણઉ પદમાવતી ગુણી, પુત્રી તે રાય વત્સલ તણી,
પ્રભુ કુમરપણઇં સુખ ભોગવિ,
વરસ લાખ અઢાર સુખુ હવઇ. મેરઉ૦ ૧૮૦

વસંતઉછવ જગતધણી, પ્રતિબૂઝસ્યઇ કુમરપણઇ સુગુણી,
પ્રભુ સ્તવતઇ સુખ સંપદ સદા,
સેવક જનનઇ કલ્યાણ સુદા. મેરઉ૦ ૧૮૧

ઢાલ ૧૩મી, રાગ કેદારુ ટેડી

એણઇ અવસરિ આવીઉ રે, મનોહર માસ વસંત,
સિસર ગયુ દુખ દેઈ કરી રે, ઠારવા જે જગિ સંત. ૧૮૨

મનમોહન મોરે જગપતિ હો, શ્રીવાસપૂજ્યરાય મલાર,
જયારાણી કુખિ [ અ ]વતાર, તેરી સૂરતિકી બલીહાર,
મેરી વંદન વારંવાર. મન૦ આંકણી. ૧૮૩

અંબ અશોક નઇ એલચી રે, અખોડ અંજીર અનેક,
અગર તગર વલી આંમલાં રે, અંકૂલ ફલીઉ વવેક. મન૦ ૧૮૪

કરણી કેલિ નઇ કરમદાં રે, ખજૂરી ખયર દ્રાખ,
અક્ષ પલક્ષ તે દીપતા રે, શોભતા વૃક્ષના લાખ. મન૦ ૧૮૫

શ્રીવૃક્ષ નીગ્રોધ પચૂમદો રે, રાજા દાવ રસાલ,
કપીત્થ જંબૂ જાંબુઆ રે, ગઉગીઆ કેતા વિશાલ  મન૦ ૧૮૬

ડાડિમડી રોડ ગિલી રે, દીગઇ કેસૂ રંગ,
ભમરઉ આવઇ બિસવા રે, કંપાવઇ વેલડી અંગ  મન૦ ૧૮૭

બીલી બદામ બીજોરડી રે, વિહડા તાલ તમાલ,
નાલીઇરી પુગીફલી રે, મુદ્રગ્હ તાલ ડાલ  મન૦ ૧૮૮

સાગ સીસવ સગ્ધૂ ઘણા રે, બોર કદંબ નારંગ,
નાગ પુનાગ રતાંજણી રે, દીમતા ગાર લિવંગ  મન૦ ૧૮૯

ફણુસ ફંન્યા રવીઆમણા રે, ૩ડા ચારુલી ઝાડ
બીલાતક હરીતકી રે, મીઠડા સેલડીવાડ  મન૦ ૧૯૦

માધવી નાગરવેલિના રે, મંડપ દીસઇ ચંગ,
ફૂલવાડી ફૂલિ ભરી રે, દીપઇ નવનવ રંગ  મન૦ ૧૯૧

દમણઉ મ્યરુઉ માલતી રે, જાઈ જૂઈ ગવાલ,
વાલુ વેલિ સુહામણી રે, કણુયર જાસૂ તે લાલ  મન૦ ૧૯૨

મોગર મચકંદ કેતકી રે, ચાંપા ફૂલ અમૂલ,
વસંત વકુલ વપઉરીઉ રે, સેવંત્રી કુણ કરઇ મૂલ  મન૦ ૧૯૩

વનપાલિક વધામણી રે, દીની વાસપૂજ્ય રાય,
વાસપૂજ્યનઇ મોકલિ રે, મિત્ર સાથિ પ્રભુ જાય  મન૦ ૧૯૪

ઢાલ ૧૪મી, ગેહનની એ દેસી

લાલા લાલમણી ક્રીડા ભણી, વનમા જાઇ જામ,
લાલા સાથઇ મિત્ર સુહામણા પિહરઇ વેષ અભિરામ
લાલા લાલમણી ક્રીડા ભણી૦ આંકણી ૧૯૫

લાલા પંચવરણ વાગા ભલા, માહિ નવેરી ભાતિ,
લાલા મસગતિ સાથિ સીવીઆ, પિહરિ આણી ખાતિ  લાલા૦ ૧૯૬

લાલા ધોલા સાલૂ સાસગા, અધોત્તર અટાણુ,
પાસા મેવા મહિમહી, ભઇન્વ ભારે જાણિ  લાલા૦ ૧૯૭

લાલા રાતુ રંગ કસૂંબનુ, વલી ચોલ મજીઠાં જેહ,
જેહનઈ જેહવું શોભીઇ, પિહરઇ તેહવું તેહ. લાલ૦ ૧૯૮

લાલાં પીલાં પીતાંબર સાવટૂં, પીલી પામરી જાંબિ,
લાલા કેસરીઆ વાગા સહી,
કેઈ પિહિરિ ઉલટ આંણિ. લાલા૦ ૧૯૯

લાલાં નીલાં તામ તા તગતગઇ, પાડી સોનારી છાપ,
સૂડા પંખી શોભતા, કેઈ પઇહરઇ દેઈ થાપ. લાલા૦ ૨૦૦

લાલા ચૂઆ ચંદન મહિમહિ, માથઇ લાયાં મોગરેલ,
કેવડેલ ચાંપેલાં સહી, ભલઉ, ગલાલ કરઉ રંગરેલ. લાલા૦ ૨૦૧

લાલા અગરચંદન તન લીપીઆં, અરઘજ લાયા સાર,
લાલ અબીર ગલાલ ઉડાવતા, સારી મકલ શણગાર. લાલા૦ ૨૦૨

લાલા છયલ છબીલા નીસરિયા, પ્રભુજી સાથિ કુમાર,
લાલા એક પાલા એક પાલખી, એક ઘોડઇ અસવાર. લાલા૦ ૨૦૩

લાલા એક નર ગકડોલિઇં ચઢિયા, એક રથિ બેઠા જાય,
એક*મયગલ મોટઇ ચઢિયા, રમવા ઉચ્છક થાય. લાલા૦ ૨૦૪

લાલા તાલ મૃદંગ વજાડતા, એક વજાડતા ચંગ,
વીણા શરણાઈ વાયતા, પેલઇ ધરતા રંગ. લાલા૦ ૨૦૫

લાલા વનગાહઇ ટોલઇ મિલી, પેલઇ બાલ ગોપાલ,
નિજ પરિવારિ પરવરયા, કરતા રંગ રશાલ. લાલા૦ ૨૦૬

ઢાલ ૧૫મી, દેસી ધૂઆરિ સુંદર નયરી વણારસી એ દેસી

પદમાંવતી પ્રભુની પ્રિયા, રંગિ રાતી લાલ,
મેલી સહીઅર સાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૦૭

વનમાંહિ ક્રીડા કરઇ રંગિ રાતી લાલ,
નવનવા રંગપ્રકાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૦૮

સાથઇ હસ્તિની ચિત્રની, રંગિ રાતી લાલ,
પદમિની ચતુરા સુજાણ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૦૯

શંખિની સહુઇ પરિહરી, રંગિ રાતી લાલ,
ગુણીઇ ગુણા ગુણ ઠાણ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૦

હસ્તિની પીનસ્તની, રંગિ રાતી ગલાલ,
આઝઉ રૂડઉ આહાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૧

આઠ પુહુર મદ ઘૂમતી, રંગિ રાતી લાલ,
શોભિ કરિ શણગાર, [ કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ]* ૨૧૨

ચિત્રની ચતુરા પાતલી, રંગિ રાતી લાલ,
અલ્પ જ વારુ આહાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૩

વિણુ શણગારિ સોહામણી, રંગિ રાતી લાલ,
થોડી નીદ્રા સાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૪

પોયણુ ફરસ્યઇ પદમની, રંગિ રાતી લાલ,
અલ્પ આહાર સુવચાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૫

પદ્મગંધા સુશોભના, રંગિ રાતી લાલ,
ભમરા કરઇ ગુંજાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૬

લપલપતી લુડિણિ જિસી, રંગિ રાતી લાલ,
વાતા નહી સકાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૭

શિંખનીનઇ શણગાર કસિઉ, રંગિ રાતી લાલ,
પરણઇ તેહ ગમાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૮

બહુલા ભેદ છઇ એહના, રંગિ રાતી લાલ,
કહિતાં નાવિ મરમ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૧૯

જે જેહનાં સમાચરઇં, રંગિ રાતી લાલ,
તે તેહવા પામઇ કરમ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૦

એક પટુલી પિહરણિ, રંગિ રાતી લાલ,
એક ચાદર એક ચીર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૧

* 'કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ' એ પંક્તિના આ શબ્દ, લહિયાની ભૂલથી રહી ગયેલા હોવાથી કૌંસમાં મૂક્યા છે.

ષટદશ ભૂષણ એક સજઈ, રંગિ રાતી લાલ,
રણઝણ કરઇ મંજીર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૨

કોયલ કંઠિ જીપતી, રંગિ રાતી' લાલ,
મૃગનયણઇ મનુ હાર, કરઈ ક્રીડા હો ઉડાડઇ ગલાલ ૨૨૩

ચિત્રાલકી ગજગતિ, રંગિ રાતી લાલ,
નાશા દીપકધાર, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૪

ચંદ્રવદની સુલોચના, રંગિ રાતી લાલ,
જંઘા કદલીકંદ, કરિ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૫

રૂપિ રતિ હરાવતી, રગિ રાતી લાલ,
જિહ્વા અમીનઉ કંદ, કરિ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૬

એહવી સખી સાથઇ કરી, રંગિ રાતી લાલ,
વનમાં પેલઇ ફાગ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૭

કોકિલકઠિ ગાયતી, [ રગિ રાતી લાલ ] *
આલાવઈ સઘલા રાગ, કરઇ ક્રીડા હો ઉડાડઇ ગલાલ. ૨૨૮

ઢાલ ૧૬મી, રંગીલે જિનપતિ એ દેશી

વસ ત ઉચ્છવ વનમાં કરઇ સિલીઆ લોકરા લાખ, રંગીલે પ્રાણીઆ,
ઇહોલા ક્રીડા કરઇ, કેઈ બિઠા મંડપ દ્રાખ, રંગીલે પ્રાણીઆ. ૨૨૯

ખડોખલીમાં કેઈ ઝીલી, છાંટઇ માંહોમાંહિ નીર, રંગી૦
કાંડાં મેહલામણી રમિ, કેઈ મહા બલવીર. રંગી૦ ૨૩૦

કેસુકેસરજલ ભરી, કેઇ પચરકી છાંટનિ, રંગી૦
અબીર ગલાલ એકઠાં કરી, કેઇ મુખી નાખંતિ. રંગી૦ ૨૩૧

ટોડર નવસર કેઈ ગૂથી નિજ ગમા કંઠિ ઠવંતિ, રંગી૦
નિજ કાંતા દેખી કેઈ કામરચના કરંતિ. રંગી૦ [illegible]

* ૨૨૮મી કડીનો [illegible] 'રંગિ રાતી લાલ' [illegible]
લહિયાની ભૂલથી [illegible]

કેઈ કામિની નિજ કંતનઇ પુષ્ફકંદુક મારંતિ, રંગી૦
કેઈ હસિ કેઈ વિલગઇ, કોઈ લાજ ધરી વારંતિ. રંગી૦ ૨૩૩

કોઈ ફાગ ગાઇ સુહામણા, કોઈ વિરહી ગાઇ ગીત, રંગી૦
કોઈ સમારઇ સેહરો, સહીઅર આણી ચીંતિ. રંગી૦ ૨૩૪

કોઈ રામા નિજ કંતનઉ, પાલવિ ઊભી મોહાય. રંગી૦
ભાંમિની ભાંભરભોલવી, પ્રીઉડઉ તવ ઉજાય રંગી૦ ૨૩૫

કોઈ ભાષઇ, કોઈ લપઇ, સૂપડી પાઇ પીઉ સાથિ, રંગી૦
જેહી મલ્યા માલાપાદઇ, કોઈ જૂઇ બાથોબાથિ. રંગી૦ ૨૩૬

કોયલ કુહુ કૂહૂ કહી કરઇ, કહી ભમર કરઇ ગુંજાર, રંગી૦
હંસ ચકોર ચકવા ચકવી, કહી કેકી કરઇ કેંગાર. [રંગી૦] ૨૩૭

કહી મેઘ કહી મહિષ લડઇ, કહી મયગલ મયમત્ત, રંગી૦
નિજ કંધે હાથઇ ગ્રહી ચંદ્રવદની જોવા પત્ત. રંગી૦ ૨૩૮

મિત્ર સાથિ બઇઠા નિરખઇ, શ્રીવાસપૂજ્ય તે તામ, રંગી૦
ચિંતિ મોહવિડંબના, અહો સંસારી કામ. રંગી૦ ૨૩૯

ઢાલ ૧૭મી, અઢીઆની

એ સંસાર અસાર, ભુઝઇ લોક અપાર,
જિનધરમ નાદરઇ એ, ચઉરાસી લખે ફિરિ એ. ૨૪૦

નિગોદ અનાદિ અનંત, તિહાં વસિઉં કાલ અનંત,
અનંત ભવ કરિયા એ, તુહ નવિ નિસ્તરિયા એ. ૨૪૧

પુઢવી અપ તેઉ કાય, વણસઇ ત્રસ કહાય,
કાલ અસંખ ભમ્યુ એ, આલિઇ ભવિ ગમિઉ એ. ૨૪૨

પણુ પીયણુ બહુ વાર, તાડણુ ધમણુ અપાર,
છેદન ભેદના એ, સહી બહુ વેદના એ. ૨૪૩

બીંદી ચોરંદી દૂષ, નહી તિહાં લાગુ સુખ,
અન્યોન્ય ભખઇ એ, કાલ જાય દૂખિ એ. ૨૪૪

જલથલખેચરમાંહિ પડીઉ પરની બાહિઈં,
તિહાં જે દૂષ સહિયા એ, નવિ જાય કહિયાં એ. ૨૪૫

નારકીપણઈ દૂષ જેહ, કોડિ પૂરવ લગઈ તેહ,
નવિ જાઈ ભણ્યા એ, ઘટિકા બિ તણા એ. ૨૪૬

મણુજનમિ કરમબંધિ, કહી બહિરો કહી અંધ,
ટૂટઉ પાંગુલિઉ એ, મૂગઉ રાંયલુ એ. ૨૪૭

ઘણી વાર થયુ દેવ, કરતુ પરસુરસેવ,
આભી ઉગીપણુંઇ એ, કલમપી દુખ ઘણુંઈ એ. ૨૪૮

ચ્યારિ ગતિ મઝારિ, ભમીઉ વારંવાર,
માનવ ભવ હારીઉ એ, વિષયસુખ ધારીઉ એ. ૨૪૯

હજી તેહ જ ઢાલ, સમ બાલ ગોપાલ,
નરભવ દોહિલુ એ, ધરમ કરિ સોહિલુ એ. ૨૫૦

સંભલિ વાસપૂજ્ય વાણિ, સમઝયા મિત્ર સુજાણ,
ઉઠઇ પડવંડા એ, આવી પાએ પડિયા એ. ૨૫૧

પ્રભુજી લેવા દીખ, માયતાય ગાગઈ સીખ,
તે કહઈ વચ્છ સુણુ એ, આદરઉ જે સુણુ એ. ૨૫૨

જિનદીખ્યા ધરઈ ભાવ, તવ લોકાંતિક આવિ,
બૂઝિ ભુવણધણી એ, જગજીવ હિત ભણી એ. ૨૫૩

ઢાલ ૧૮મી, ફાગની

જિન દીખ્યા ચિત્ત જાણી અ, વાણી વહઈ સુરરાય,
ત્રિણુસય અઠિઆસી કોડી અ, જોડીઇ ઇસી લખિ થાય. ૨૫૪

સોવિન મુંકઉ જિનઘરિ, સુરવર તિમ ધારઈ જાંણુ,
એક કોડિ આઠ લાખ આપઈ એ, દિન દિન પ્રભુ દાંન. ૨૫૫

શત્રુકાર તે મંડઈ, છંડઈ એ બહુ ભત્તપાણ,
શ્રીવાસપૂજ્ય તે નરવર, જિનવર દીખ્યા જાંણિ. ૨૫૬

ચુસઠે ઇંદ્ર આવિ એ, ભાવિઇ જિનવર પાસિ,
લાવઇ બહુ પરિ ઓષધી, ઊદધિનીર ઉહલાસિ. ૨૫૭

આઠ સહિસ નિ ચઉસઠિ, હઠતુઠ કલસા કરંતિ,
બિઇસારી સિંહાસનિ, વાસનિ શુભ નહવંતિ. ૨૫૮

ઇણિ પરિ કરિ તે ઉચ્છવ, સુચ્છવ શ્રીજિનરાય,
સવિ શણગાર કરાવી એ, આવી લાગા પાય. ૨૫૯

સહસ ઊપાડિ પાલખી, સવાલાખી અગ્નિપ્રભા નામ,
ફાગુણ વદિ અમાવાસ્યા એ, દિવસિ એ પ્રભુ અભિરામ. ૨૬૦

જયજય નંદા ભદ્દા એ ગુરિંદા કરતાં જાઇ,
ચતુરંગ સેના સાથિ એ, વાધિ વનમાં આય. ૨૬૧

છસય મિત્ર સાથિ કરી, મનિ ધરી સિદ્ધનૂં ધ્યાંન,
ચારિત્ર લીઇ જગગુરુ, પામઇ ચઉથું ન્યાન. ૨૬૨

મહાપુરિ સુરંદ રાજા ઘરિ, ચઉથ તપિ પારણિ જાઈ,
ચામર છત્ર નિવારી એ, રાય સુનંદો ધ્યાય. ૨૬૩

ધન્ય માહારું આગણું, ધિન્ય માહારુ જન્મ,
પરમાઅંનિ પ્રતિલાભઇ એ, આણિ હરખિ તે પરમ. ૨૬૪

પંચ દિવ હુઇ તિહાંકણિ, વસુધારા ૧ અહોદાન ૨,
ચેલુખેપ ૩ દેવદ્દદુંભિ ૪, વરસઇ કુસુમ પ્રધાંન ૫ ૨૬૫

ધિન ધિન તે નર નારી એ, પ્રતિલાભઇ જિનરાય,
ધિન સુનદો રાય જે એક ભવિઇ સીધ થાય. ૨૬૬

નિરમમ નિરહંકારી એ, વિચરઇ દેસ વિદેસ,
ધિન્ય તે પુર પાટણ જિહાં, પ્રભુ કરઇ પ્રવેશ. ૨૬૭

એક દિન ચંપાવન માહઇ, પ્રભુ ધ્યાઇ ચોથૂં ધ્યાંન,
માઘ સુદિ બીજિઇ પામઇ એ, ચોથિ કેવલ ન્યાન. ૨૬૮

ઢાલ ૧૯મી, સરસતિ અમૃત એ દેસી

પંચમ ન્યાન ઉપનું જાંણી,
સુરવર કોડિ આવઇ ઊજાણી,
ચિત્તમાહિ હરિષ તે આંણી. ૨૬૯

આવઇ ભુવનપતી સવિ ઇંદા,
વિંતરવર બત્તીસ સુરિંદા,
આવિ દોઇ રવિચંદા. ૨૭૦

બાર દેવ લોકના દસ ઇંદ જાણુઉ,
શરવાલિ ચોસટ્ઠિ વખાણુઉ,
વંદિ ત્રિભોવનભાણુઉં. ૨૭૧

ચ્યાર નિકાય તણી જે દેવિ,
બત્રીસ ગુણી દેવી તે લેવી,
ઉઘડિયા વંદેવી. ૨૭૨

એક સુરી આવઇ ગુણંતી,
એક આવઇ ગુણગ્રામ ગુણંતી,
બિરુદાવલી ભણંતી. ૨૭૩

એક નચ્ચય, એક વાય, ગાય,
કર જોડી એક લાગઇ પાય,
એક જયજય શબ્દ સુણાઇ. ૨૭૪

રૂપ સોવન રયણમય સાર,
રચીઆ રુડિઇ ત્રણિ પ્રાકાર,
મંડઇ સિંહાસન ચ્યાર. ૨૭૫

બિહુ રૂપિઇ જિણ કરિ વખાણ,
ત્રિ પરી ભાખઇ સમઝઇ જાંણ,
ગણધર છાસઠિ માંણ. ૨૭૬

સુધર્મ આદિઇં ગણધર જાણઉ,<br>
ધરણી પરમા સાહુણિ વખાણઉ,<br>
સુજસ શ્રાવક મનિ આણઉ. ૨૭૭

જનની જયા શ્રાવિકા કહઇ,<br>
સંઘ ચતુર્વિધ એણી પરિ લહીઇ,<br>
જિણ આણ સદ્દહીઇ. ૨૭૮

ચઉવિહ સઘપઇ જિનરાજ,<br>
ભવિક જીવના સારઇ કાજ,<br>
ભવોદધિ તરવા પાજ. ૨૭૯

ચઉત્રીસ અતિશયશોભિત સાંમી,<br>
દેસવિદેસ વિચરઇ ગયગાંમી,<br>
પાય પ્રણમૂં શિર નામી. ૨૮૦

ઇણિ સમિ નયરી દ્વારામતી,<br>
રાજ્ય કરઇ દ્વિપુષ્ટ ત્રિપંડપતી,<br>
આણા જાસ દીપંતી. ૨૮૧

વાસપૂજ્ય જિન વિહાર કરંત,<br>
દ્વારિકાં નગરીઇ સપત્ત,<br>
તે વનમાં ઉત્તરંત. ૨૮૨

વંનપાલિક જાણી તે વાત,<br>
હરિ પ્રતિ વધામણી ખાત,<br>
સાઢીબાર કોડિ એપ વાત. ૨૮૩

બીજી પરિ તસ પાતગ ચૂરી,<br>
યાચક જન મન આશા પૂરી,<br>
વંદનિ મતિ સંપૂરી. ૨૮૪

ચતુરંગ સેનાઇં પરિવરીઉ,<br>
વિજય બલદેવ સાથઇ સંચરીઉ,<br>
લાલમણી પદ અનુસરીઉ. ૨૮૫

ઢાલ ૨૦મી, મન ભમરા એ દેસી

બારઇ પરિષદ આગલિઇં, ચિત્તહંસા રે,
જિનવર ભાષઇ ધરમ, લાલ ચિત્તહંસા રે. ૨૮૬

દશે દ્રષ્ટાંતિ દોહિલુ, ચિત્તહંસા રે,
લાધુ માણુસ જંમ, લાલ ચિત્તહંસા રે. ૨૮૭

તે પાંમી નવિ હારીઇ, ચિત્તહંસા રે,
જુ હુઇ હૈડઇ સાન, લાલ ચિત્તહંસા રે. ૨૮૮

કાંમ ક્રોધ લોભ પરિહરઉ, ચિત્તહંસા રે,
માયા નઇ વલી માંન, લાલ ચિત્તહંસા રે. ૨૮૯

પાંચઇ ઇંદ્રી સંવરઉ, ચિત્તહંસા રે,
વરજઉ વિષયવિકાર, લાલ ચિત્તહંસા રે. ૨૯૦

પાંચ પ્રમાદ તે મૂંકીઇં, ચિત્તહંસા રે,
પાંમી નરભવ સાર, લાલા ચિત્તહંસા રે. ૨૯૧

નિરય નિગોદ દૂખ તિ સહિયા, ચિત્તહંસા રે,
તઉ હજી નાવઇ લાજ, લાલા ચિત્તહંસા રે. ૨૯૨

વલી ધન ઘરણી ધંધઇ પડિઉં, ચિત્તહંસા રે,
ઇમ કિમ સરશઇ કાજ, લાલ ચિત્તહંસા રે. ૨૯૩

દાન સીલ તપ ભાવના, ચિત્તહંસા રે,
ધરમના ચ્યાર પ્રકાર, લાલ ચિત્તહંસા રે. ૨૯૪

યથા શકતઇ કીજીઇ, ચિત્તહંસા રે,
શ્રાવક ધર્માચાર, લાલ ચિત્તહંસા રે. ૨૯૫

વરતિ વિના વારુ નહી, ચિત્તહંસા રે,
અવિરતી દુરગતિ જાઇ, લાલ ચિત્તહંસા રે. ૨૯૬

શ્રાવક યતિધરમ આદરિ, ચિત્તહંસા રે,
શિવસુખ સંપદ થાઇ, લાલ ચિત્તહંસા રે. ૨૯૭

કેઈ ભદ્રક ખૂઝિયા, ચિત્તહંસા રે,
કેઈ લીઇ સંજિમ ભાર, લાલ ચિત્તહંસા રે. ૨૯૮

કેઈ સમકિત ઊચરઇ, ચિત્તહંસા રે,
કેઈ લીઇ વ્રત બાર, લાલ ચિત્તહંસા રે. ૨૯૯

કેઈ અભિખની આવડી, ચિત્તહંસા રે,
વરજાઇ અનંત કાય, લાલ ચિત્તહંસા રે. ૩૦૦

રાત્રિભોજન પરિહરઇ, ચિત્તહંસા રે,
કોઈ નીલવણિ નવિ પાય, લાલ ચિત્તહંસા રે. ૩૦૧

ચઉથૂ વ્રત કેઈ આદરઇ, ચિત્તહંસા રે,
અણુગલ પાંણી પચ્ચખાણ, લાલ ચિત્તહંસા રે. ૩૦૨

સાત વિસન કેઈ પરિહરઇ, ચિત્તહંસા રે,
ભારે દૂષણ જાણિ, લાલ ચિત્તહંસા રે. ૩૦૩

દો પુઠી સમકિત ધરઇ, ચિત્તહંસા રે,
તિમ વિજયો બલદેવ, લાલ ચિત્તહંસા રે. ૩૦૪

લાલમણી વંદી વલઇ, ચિત્તહંસા રે,
વલી આવયો દેવ દેવ, ચિત્તહંસા રે. ૩૦૫

ત્રીજઇ દેવલોકિ ગયાં, ચિત્તહંસા રે,
જિનજીનાં માયતાય, લાલ ચિત્તહંસા રે. ૩૦૬

મઘવા સુત પ્રભુજી તણઉ, ચિત્તહંસા રે,
પાલઇ રાજ્ય સુભાય, લાલ ચિત્તહંસા રે. ૩૦૭

લાલમણી ભક્તિ નરવરો ચિત્તહંસા રે,
દ્વિપુષ્ટ હરિ સુવવેક, લાલ ચિત્તહંસા રે. ૩૦૮

પુનઃ પુનઃ દ્વારિકાં આવતઇ, ચિત્તહંસા રે,
તારિયા જીવ અનેક, લાલ ચિત્તહંસા રે. ૩૦૯

લાખ અઢાર કુમરપણુઇ, ચિત્તહંસા રે,
પછઇ દીખ્યા લીઇ જગતાય, લાલ ચિત્તહંસા રે. ૩૧૦

ચઉપન્ન લક્ષ,* [ કેવલીપણઇ ] ચિત્તહંસા રે,
બહુત્તરિ લષ્ય વરિસ આય, લાલ ચિત્તહંસા રે. ૩૧૧

સીતિર ધનુષ સુહામણુંઉ, ચિત્તહંસા રે,
રક્તવર્ણ જિનરાય, લાલ ચિત્તહંસા રે. ૩૧૨

કુંભરાશિ જિનપતિ તણી, ચિત્તહંસા રે,
કાસર લંછન પાય, લાલ ચિત્તહંસા રે. ૩૧૩

સાશન જક્ષ જક્ષણી ભલાં, ચિત્તહંસા રે,
કુમાર પ્રવરા નાંમ, લાલ ચિત્તહંસા રે. ૩૧૪

અંત સમય જાંણી કરી, ચિત્તહંસા રે,
આવ્યા ચંપાવન ઠાંમ, લાલ ચિત્તહંસા રે. ૩૧૫

ઢાલ ૨૧મી, રાગ ધન્યાસી, ઇડ્યનયરી એ દેસી

માસ દિવસ અણુસણ આદરી, સાથઇ તે છસય અણગાર,
કાઉસગ કરતુ સુગતિ ગયા, પામીઆ સુખભંડાર. ૩૧૬

લાલમણી સુખકરુ રે, શ્રીવાસપૂજ્ય જિનરાય,
વાસવપૃજિતપાય, પ્રભુ નમિ શિવસુખ થાય,
પ્રભુ પૂજ્યઇ પાતગ જાય. લાલ૦ આંકણી. ૩૧૭

ચઉસઠિ મઘવા મિલી કીઉ, નિર્વાણ મોછવ સાર,
આસાઢ સુદિ ચૌદશિ દિને, પછઇ યાત્ર કરી નિજ ઠારિ. લાલ૦ ૩૧૮

હવિઇ નમૂં પરિવારનઈં છાસઠિ ગણધર રાય,
સુભમ આદિઇ જાંણીઇ, કર જોડી લાગૂ પાય. લાલ૦ ૩૧૯

ષટ સહસ કેવલી વંદીઇ, ષટ સહસનઇ ચ્યાર ન્યાન,
સહષ પંચ તે અવધિન્યાની, ઊપરી ચ્યાર શતમાન. લાલ૦ ૩૨૦

ચઉદ પૂરવધર વારસઇ, દસ સહસ વૈક્રી હોઇ,
શડતાલીસશત સાધુ વાંદી, વાંદિઇ ન જીપઇ કોઇ. લાલ૦ ૩૨૧

---

* આ પછીના કેટલાક અક્ષરો ઉપર મૂળ પ્રતમાં હરતાલ ફાંસેલી છે. 'કેવલીપણઇ' આ શબ્દ ખંભાતની પ્રતમાંથી લઈ તેને મોટા કૌંસમાં દર્શાવ્યો છે.

સામાન્ય મુનીવર સહસ અડત્રીસ આઠસય ચઉત્રીસ,
સરવ થઈનિ સહસ બિહુતિર, હસ્ત નીપ્યત ઈસ. લાલ૦ ૩૨૨

સાધવી એક લાખ વંદીઇ, શ્રાવક બિ લાખ જાણિ,
સહસ પનર ઊપરિ અધિકા, વ્રતધારક ગુણમણિખાણિ લાલ૦ ૩૨૩

લાખ ચ્યાર નઇ સહસ છત્રીસ, શ્રાવિકા સુગુણ સુજાણ,
ચઉવિહ સંઘ શ્રીવાસપૂજ્યનઉ, દીઉ સેવકનઇ કલ્યાણ. લાલ૦ ૩૨૪

જિનચંદસૂરિ જગિ રાજીઉ, નામિ સદા નવનિધિ,
સોલ સતાણુઉંઇ અમર થાશઈ,
એક ભવિઇ લહિશઇ સિદ્ધ લાલ૦ ૩૨૫

જિનવલભ તસુ પાટિ હોશઈ, સતર સતાવીસ માંન,
અનુક્રમઇ પાટ તે ચાલશઈ,
જાવ દુપ્પસહ સુગહ પ્રધાંન. લાલ૦ ૩૨૬

સોલ છનૂં માધમાસે, સૂદિ અષ્ટમી સોમવાર,
મનોરમ ફાગ વાસપૂજ્યનઉ, સેવક કલ્યાણકાર. લાલ૦ ૩૨૭

ગણુ લઘુ મહાવીર પ્રસાદિ, થિરપુર કીઉ ઉચ્છાહઇ,
કટુક ગછ સદા દીપયો, ચંદ સૂર જિહાં જગમાહઇ. લાલ૦ ૩૨૮

ઇતિ શ્રીમનોરમે ફાગે દ્વિતીયોલ્લાસ સમાપ્ત :

॥ ગ્રંથાગ્ર શ્લોક ૩૭૧, અક્ષર ૧૫ અક્ષરગણનાઇ છ. । સંવત ૧૬૯૭
વર્ષે અસાઢ વદિ ૫ રવૌ સંપૂર્ણ:, શ્રીરસ્તુ ॥

[ ૩૧ ]

વિનયવિજયકૃત

# નેમિનાથ ભ્રમરગીતા

( સં. ૧૭૦૧ )

દૂહા[1]

સમુદ્રવિજયનૃપકુલિ તિલઉ, માત સિવાદે[વી]'નંદ,
બાલ બ્રહ્મચારી સદા, નમીઇં નેમિ જિણંદ. ૧

તીર્થંકર[2] બાવીસમો યાદવકુલ[3] સિણગાર,[4]
રાજીમતી[5] મન[6] વલહુ,[7] કિરુણરસ[8] ભૂંગાર. ૨

મુનિમનપંકજભમરલુ[9] ભવભયભેદણહાર,
ભમરગીત ટોડર[10] કરી, પૂજું બંધુ[11] મુરારિ.[12] ૩

[ ફાગ[13] ]

પ્રણમીય[14] સરસતિ[15] વરસતિ,[16] વચન સુધારસસાર,
નેમિ જિણેસર ગાઇઇ, પાઇઇ[17] હરષ અપાર. ૪

---

૧ શ્રી આત્મારામ જૈન જ્ઞાનમન્દિર, વડોદરાની પ્રતમાં 'દૂહા' કે 'ફાગ' એવાં કાવ્યબંધનાં નામ આપેલાં નથી; પણ પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરાની પ્રતમાં કાવ્યબંધનાં જે નામ આપ્યાં છે તે મુખ્ય પાઠમાં નોંધ્યાં છે. ૨ તીર્થંકર. ૩ યાદવકુલિ. ૪ શિણગાર. ૫ રાજીમતિ. ૬ મનિ. ૭ વાલહો. ૮ કરુણરસ. ૯ ભમરલો. ૧૦ મૂલમાં 'ડોડર' શબ્દ છે; તે અશુદ્ધ જણાતાં, પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરાની પ્રતમાં મળતો 'ટોડર' શબ્દ સ્વીકાર્યો છે. ૧૧ બંધૂ. ૧૨ મોરારિ. ૧૩ પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરાની પ્રતમાં અને શ્રી. આત્મારામ જ્ઞાનમન્દિરની પ્રતમાં, બન્નેમાં 'ફાગ' એ કાવ્યબંધનો ઉલ્લેખ રહી ગયેલો છે તેની અહીં નોંધ કરી છે. ૧૪ પ્રણમી અ. ૧૫ સરસતી. ૧૬ વરસતી. ૧૭ પાઈઇ.

જાન[1] લેઈ જવ આવીઉ,[2] યાદવ તોરણિબારિ,[3]
ગોખિ ચડી[4] તવ નિરખઈ, હરખઈ[5] રાજુલ[6] નારિ. ૫

[7]

સરસતિ[8] ભગવતી ભગતિ આણી,
માય આપુ[9] ઘણું સરસ વાંણી,[10]
પરણિવા[11] તોરણિ[12] નેમિ આવ્યા,
દેખના રાજુલિ[13] મનિ સોહાવ્યા.[14] ૬

ફાગ

અમીવયણી મૃગનયણી, નવ સતિ[15] સજિ સિણગાર,
નવયૌવન સોવનવન, અલિ અપછર અવતાર. ૭

સિર સિંથો ફૂલી, બહુમૂલી રાખડી સાર,
સીસ ફૂલમણિ ટીકી નીકી કંત[16] અપાર. ૮

છંદ

મૃગમદવાસિત વેણિ[17] કાલી, ઝાલિ કાનિ[18] બની કનકવાલી,
સોહીઇ નિરમલુ[19] નાકિ[20] મોતી,
આરસી કરિ ગ્રહી[21] રૂપ જોતી. ૯

ફાગ[22]

અંજન અંજિત આંખડી,[23] અધર પ્રવાલા રંગ,
હસિત લલિત લીલા[24] ગતિ, મદભરી અંગ અનંગ. ૧૦

---

૧ જાન ૨ આવીઓ ૩ તોરણબારિ ૪ ચડી ૫ હર્ષે ૬ રાજુલ. ૭ પ્રાચ્ય વિદ્યામંદિરની પ્રતમાં આની રચનાને 'દૂહા' નામ આપેલું છે ૮ આ પંક્તિનો પૂર્વાર્ધ આ પ્રમાણે છે. 'પ્રણમીઇ સરસતી ભગતિ આણી' ૯ આપો ૧૦ વાણી ૧૧ પરણવા. ૧૨ તોરણે. ૧૩ રાજુલ. ૧૪ સુહાય. ૧૫ સત ૧૬ કાંતિ ૧૭ વેણી. ૧૮ કાને. ૧૯ નીરમળ. ૨૦ નાક. ૨૧ ધરી. ૨૨ શ્રી આત્મારામ જ્ઞાનમંદિર, વડોદરા અને વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર એ બન્નેની પ્રતોમાં 'ફાગ' શબ્દનો ઉલ્લેખ રહી ગયેલો તે અહીં નોંધ્યો છે. ૨૩ આંખડી. ૨૪ લીલા.

રતનજડિત કચુકકસ, ખચિત[૧] કુચ[૨] હોઇ સાર,
એકાઉલિ મુગતાઉલિ, ટંકાઉલિ ગલિ હાર. ૧૧

દૂહા

હાથિ[૩] મણિમુંદ્રડી[૪] હેમચુડી,[૫]
મેખલા[૬] કટિ બની રયણુ[૭] રૂડી,
ઝાંઝરી ઘૂઘરી[૮] ચરણિ[૯] વાજઇ,[૧૦]
રંભા[૧૧] રતિ તણિ વેસિ છાજઇ. ૧૨

ફાગ

ગોખિ ચડી[૧૨] ચિત ચીંતવઇ,[૧૩] રાજુલિ[૧૪] રાજકુંઆરિ,[૧૫]
વાલિભ વેગા[૧૬] પધારુ[૧૭] રે,[૧૮] ઉભા[૧૯] કાંઇ[૨૦] દુવારિ.[૨૧] ૧૩

ભલું રે કરયઉ[૨૨] તમ્હે[૨૩] આવતાં, પાલતા[૨૪] પૂરવ પ્રીતિ,
નવભવ નેહ નિવાહી, રાખી[૨૫] ઉત્તમ રીતિ. ૧૪

છંદ

દોહિલા દિન ગયા તુમ્હ[૨૬] પાખઇ,[૨૭]
રખે તે મોહણિ[૨૮] દેવ[૨૯] દાખઇ,[૩૦]
આજ હું દુખનુ[૩૧] પાર પાંમી,[૩૨]
નયન[૩૩] મેલાવડિ[૩૪] મિલ્યઉ[૩૫] સ્વામી.[૩૬] ૧૫

---

૧ પંચીત. ૨ કુચયુગ. ૩ હાથ. ૪ મણિમય મુદ્રડી. ૫ હેમચૂડી. ૬ મેખલા. ૭ રયણિ. ૮ ઘુઘરી. ૯ ચરણ. ૧૦ બાજઇ. ૧૧ અહીંથી પંક્તિ આ પ્રમાણે પૂરી થાય છે. 'પીઉ જોઇ આવતો બાહુઇ વાજે,' ૧૨ ચઢી. ૧૩ ચિંતવઇ. ૧૪ રાજુલ. ૧૫ રાજકુમાર. ૧૬ વેગેં. ૧૭ પધારો. ૧૮ હો. ૧૯ ઉભા. ૨૦ આ શબ્દ પછી 'રે' મળે છે. ૨૧ દુઆરિ. ૨૨ કર્યું. ૨૩ તુમે. ૨૪ પાલી. ૨૫ પાલી. ૨૬ તુમ. ૨૭ પાખિં. ૨૮ મોહિણે. ૨૯ દૈવ. ૩૦ દાખિં. ૩૧ દુખનો. ૩૨ પામી. ૩૩ નયણે. ૩૪ મિલાવડે. ૩૫ મિલ્યો. ૩૬ સ્વામી.

ફાગ

રયણી[1] ન આવી[2] નીંદ્રડી,[3] ઉદક ન ભાવઇ[4] અન્ન,
સુની[5] ભમિ[6] એ દેહડી, નેમિસ્યું[7] લાગું[8] મન્ન. ૧૬

આસુઅડિ[9] ઝડિ લાગી, ભીજિ[10] કંચુકચીર,[11]
મયણુ[12] મંતાપઇ આપી પાપિ દહિ સરીર. ૧૭

૭૬

વિરહ[13] તાહરિ ઘણુ દાધી, માછલી[14] જલ થકી જિમ અલાધી,
જીવજીવન હવિં[15] ચિત[16] ઠારો, વહિલા[17] મંદિરમાં પધારો. ૧૮

ફાગ

મયણ હરાવ્યઉ[18] રૂપઇ[19] તે, જિમ કંસ મુરારિ,
તે મુઝ બાણુ[20] હણિ[21] મનિ,[22] જાણે[23] તાહરી નારિ. ૧૯

સરણુ કરચઉ[24] મિ[25] તાહરૂં,[26] વાલિભ[27] વિરહ નિવારિ,
ભાણુપકહડિ[28] દોહિલી, જોવન[29] દિવસ બિચ્યારિ.[30] ૨૦

૭૬

ભવિ ભવિ લાઈઉ[31] ચિત[32] ચાલઉ,[33]
નેહ નજરિ હવિ માંન[34] ભાલઉ,[35]
કંત તિ[36] કામણિ[37] કન્યુ[38] કાઈ,[39]
વિણુ વિણુ માભરિ[40] તું હિ જ સાંઈ.[41] ૨૧

---

૧ રયણિ. ૨ આવઇ; આના પછી 'હો' મળે છે. ૩ નિદ્રડી ૪ ભાવે. ૫ સૂની ૬ ભમઇ. ૭ નેમસ્યું. ૮ લાગુ. ૯ આંસુઅડે ૧૦ ભીંજે ૧૧ કચૂકચીર ૧૨ આ આખી પંક્તિ આ પ્રમાણે મળે છે 'મયણ સંતાપઇ હો પાપી આપે દહય સરીર' ૧૩ આ પંક્તિનો પૂર્વાર્ધ આ પ્રમાણે છે: 'તાહરઇ વિ હેં હુ ઘણું દાધી.' ૧૪ માછિલિ. ૧૫ હવે. ૧૬ ચિત્ત. ૧૭ વહિલા ૧૮ હરાવ્યોઃ તેના પછી 'હો' મળે છે. ૧૯ રુપેં. ૨૦ બાણુ. ૨૧ હણે ૨૨ માનૂ. ૨૩ જાણી. ૨૪ કરચું. ૨૫ મેં. ૨૬ તાહરં. ૨૭ વાલિભ ૨૮ ભાણુપકપડી. ૨૯ યૌગન. ૩૦ બિચ્યાર. ૩૧ લાઈઉ ૩૨ ચિત્ત ૩૩ ચાલો. ૩૪ કા. ૩૫ ભાલો. ૩૬ તેં. ૩૭ કામણુ. ૩૮ કન્યુ. ૩૯ કાઇ. ૪૦ સાભરઇ. ૪૧ સાઈ.

ફાગ

ફિરકઇ[1] રે દાહિણ લોયણુ[2] મુઝ મનિ આરતિ થાઇ,
રથે રે યાદવ પાછો[3] વલિ, દુવ[4] દેઈનિ[5] જાઇ.[6] ૨૨

એણિ[7] અવસરિ[8] પશુ પેખી[9] ઉવેખી રાજુલિ[10] પ્રેમ,
જીવદયા મની આંણી,[11] પાછા વલીયા[12] નેમ. ૨૩

ઘ્રુવ

રાજુલિ[13] તતખિણ પડી[14] ધરતી,
સહીઅર[15] સવિ મિલી[16] હા હા[17] કરતી,
ચંદન છાંટીનિ[18] કરી[19] બિઠી,[20]
વલી વલી[21] દુખનિ[22] પૂર પયઠી.[23] ૨૪

ફાગ

નિઠુર[24] નાહ ન કીજઇ, એમ વિસાસીઘાત,
કો ન કરિ[25] તિમ કીધું[26] તે,
જગ[27] લગિ રહસ્યઇ[28] વાત. ૨૫

વિણ અવગુણ હું છંડી, મંડી અવરસ્યુ[29] પ્રીતિ,
છેહ દીઉનિ[30] ચટકીનિ,[31] એ સી ઉત્તમ રીતી? ૨૬

ઘ્રુવ

ભૂષણ પરિહરી[32] હાર ત્રોડિ,[33] ઢાલએ[34] ચંદન અંગ મોડઇ,
જક નહી[35] જીવનિ[36] ફિરિ[37] રોતી,
પિણ પિણ નેમિની[38] વાટ જોતી. ૨૭

---

૧ ફરકે. ૨ લોઅણુ. ૩ પાછા. ૪ દુવ. ૫ દેઈને. ૬ જાય. ૭ ઈણી. ૮ અવસર. ૯ દેખી. ૧૦ રાજુલ. ૧૧ આણી. ૧૨ વલિયા. ૧૩ રાજુલ. ૧૪ પડીય. ૧૫ સહીઅરો. ૧૬ મિલિ. ૧૭ હાય. ૧૮ છાંટને. ૧૯ કરે. ૨૦ બેઠી. ૨૧ વલિ વલિ. ૨૨ દુખને. ૨૩ પેઠી. ૨૪ નીઠુર. ૨૫ કરે. ૨૬ કીધું. ૨૭ જગિ. ૨૮ રહસ્યે. ૨૯ અવગસ્યું. ૩૦ દીઉ. ૩૧ ચટકીને. ૩૨ પરિહરઇ. ૩૩ ત્રોડઇ. ૩૪ ઢોલે; આની પછી 'એ' મોડે. ૩૫ નહિ. ૩૬ જીવને. ૩૭ ફિરે. ૩૮ નેમની.

ફાગ

કંત વિના સ્યુ જીવવું, કંત વિના સ્યો જંગ,
કંત વિના સ્યાં ભૂષણ, કંત વિના સ્યો રંગ. ૨૮

કંત વિના સ્યાં મંદિર, કંત વિના સી સેજ,
કંત વિના સ્યાં ભોજન, કંત વિના સ્યાં હેજ. ૨૯

ષ્ટ્પદ

સહીઅર[1] નેમિનઇ[2] જઈ[3] મનાવઉ,[4]
હુઓ હઠ છંડિ[5] પ્રીઉ[6] વેગિ આવો,
જુ[7] ધુરિ જાણતી મુગતિ[8] રાતઉ,[9]
કરિ ગ્રહી રાખતી કંત જાતઉ.[10] ૩૦

ચદ તપિ[11] સૂરજ[12] પરિ,[13] દાદુર દઇ દુખ[14] જોર,
ઘોર ઘના ઘન ગાજઇ,[15] ન વલિ[16] કંત કઠોર. ૩૧

નીંદ ન આવિ[17] વિરહણ,[18] દેખું સુંહણે નાહ,
બાપીયડો[19] પીઉ પીઉ[20] કરિ,[21]
દૂણુ[22] દિ[23] વલી દાહ.[24] ૩૨

ષ્ટ્પદ

કંત તિં[25] કાંમિની[26] અવર જોઇ,
માહરિ[27] તો નહી[28] અવર કોઈ,
મહિર[29] કરિ[30] મોહન[31] પાસિ[32] રાખુ,[33]
આઠ ભવની પરિ[34] પ્રેમ દાખુ.[35] ૩૩

---

૧ સહીઅરો. ૨ નેમને. ૩ જઇ. ૪ મનાવો. ૫ છાંડી. ૬ પીઉ ૭ જો. ૮ મુગતિ ૯ રાતો ૧૦ જાતો. ૧૧ તપે ૧૨ સૂર્ય ૧૩ પરિ. ૧૪ દુખ. ૧૫ ગાજે. ૧૬ વર્ષો. ૧૭ આવે; આની પછી 'હા' મળે છે. ૧૮ વઇરણિ. ૧૯ બાપઇડો. ૨૦ પિઉ પિઉ ૨૧ કરઇ ૨૨ દુણો ૨૩ દાઇ ૨૪ દિવદાહ. ૨૫ તેં. ૨૬ કામિની ૨૭ માહરઇ. ૨૮ નહિ ૨૯ મહિરિ. ૩૦ કરી ૩૧ મોહને. ૩૨ પાસિ ૩૩ રાખો. ૩૪ પરિ. ૩૫ દાખો.

ફાગ

જાણું[૧] હતુ[૨] જઈ[૩] પૂરિસ્યુ,[૪] સાસરડિ[૫] સુખવાસ,[૬]
સાસૂનિ[૭] પાએ[૮] લાગિસૂં,[૯]
સસરોજી પૂરસ્યઈ[૧૦] આસ. ૩૪

સું[૧૧] જાણું ઇમ[૧૨] નાહલુ,[૧૩]
જાસ્યઈ[૧૪] દેઈ[૧૫] છેહ,
વયર વસાયું[૧૬] જે કીયું,[૧૭]
નિમ[ને]હાસું[૧૮] નેહ. ૩૫

છંદ

નેમિજી[૧૯] રાજુલિ[૨૦] પ્રીતિ પાલી,
વિરહની વેદના સર્વ ટાલી,
સુષ[૨૧] ઘણાં મુગતિ[૨૨] વેગિ દીધાં,
નેમિથી[૨૩] વિનયનાં[૨૪] કાજ સીધાં.[૨૫] ૩૬

ફાગ

શ્રીવિજયદેવસૂરિ[૨૬] તપગછનુ[૨૭] સિણગાર,[૨૮]
શ્રીવિજયસિંહસૂરી[૨૯] જયવંતા તાસ[૩૦] પટોધાર. ૩૭

કીર્તિવિજય[૩૧] ઉવઝાયનુ,[૩૨] [પામી] ચરણપસાય,
યદુપતિના ઇમ[૩૩] વાચક, વિનયવિજય ગુણ[૩૪] ગાઇ.[૩૫] ૩૮

૧ જાણ્યું. ૨ હતુ ૩ જઇ. ૪ પૂરસ્યું. ૫ સાસરે. ૬ સુખવાસ. ૭ સાસૂને. ૮ પાઉલે. ૯ લાગસ્યું. ૧૦ પૂરસ્યે. ૧૧ સ્યું. ૧૨ ઇમ. ૧૩ નાહલો. ૧૪ જાસ્યે. ૧૫ દે[ઇ]. ૧૬ વસાવ્યું. ૧૭ કીધુ. ૧૮ નિસનેહાસ્યું. ૧૯ નેમજી. ૨૦ રાજુલ ૨૧ સુખ. ૨૨ મુગતિના. ૨૩ નેમના. ૨૪ વિનયથી. ૨૫ નિધા. ૨૬ વિજયદેવ સૂરિશ્વર. ૨૭ તપગછનો. ૨૮ શિણગાર. ૨૯ વિજયસિંહ સુરીશ્વર. ૩૦ તસ. ૩૧ આ શબ્દ પહેલા 'શ્રી' મળે છે. ૩૨ ઉવઝાયનો. ૩૩ ઇમ. ૩૪ ગુણ. ૩૫ ગાય.

૭૬

ભેદ સંયમ તણા[1] ચિત[2] આણો,
માંન[3] સંવત [તણું][4] એહ જાણું,[5]
વર[ સ ] છત્રીસનુ[6] વર્ગમૂલ,[7]
ભાદ્રવિ[8] પ્રભુ[9] થુણ્યા[10] સાનુકૂલ. ૩૯

॥ ઇતિ નેમિ ભ્રમરગીતા[11] ॥

---

૧ સંયમ તણા. ૨ ચિત્ત ૩ માન. ૪ સંવત તણું. ૫ જાણો. ૬ છત્રીસનો. ૭ વર્ગમુલ. ૮ ભાદ્રવે. ૯ પ્રભૂ. ૧૦ થુણ્યો. ૧૧ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરની પ્રતમાં આ પંક્તિ આ પ્રમાણે છે: ઇતિ શ્રીનેમિનાથ ભ્રમરગીતા સ્તવનં સંપૂર્ણમ્ '

[ ૩૨ ]

વૃદ્ધિવિજયકૃત

## જ્ઞાનગીતા

(સં. ૧૭૦૬)

દુહા

સકલ સમીહિત પૂરવા, કલ્પવૃક્ષ અવતાર,
પાસ પ્રભુ સુપ્રસન સદા, સંખેસ્વર સુખકાર. ૧

મહિમા મહિયલ જેહનો, સકલ ભવીક શુખવાસ,
તે સાહિબ મુઝ મન વસ્યો, શ્રીસંખેસ્વર પાસ. ૨

છંદ

પાસ સુખવાસ પ્રભુ તેહ સોહે, નેહ ભરી નીરખતાં ચિત્ત મોહે,
માતા વામા સતી જેહ જાયો, સુરનર કીન્નર કોડિ માયો. ૩

ઢાલ ફાગની દેશી

તે સાહિબ સંખેસ્વર, અલવેસર અરિહંત,
સુખદાયક જગનાયક, ભવભંજન ભગવંત. ૪

શુણતાં અતી ઘણું ભકતે, નિજ મત સકતેં હેવ,
સારદ સાર દયા કરો, જિનસાસન સ્તુતિ દેવ. ૫

છંદ

પ્રણમી સરસતી સરસ અમરી, જિનમુખપંકજે જેહ ભમરી,
ગાઈયેં પાસ જિનરાજ રંગે, અતી ઘણું આંણિ ઉલ્લાસ અંગે. ૬

ફાગ

દેવ દયા કર ઠાકર, ચાકરની અરદાસ,
અવધારો અરિહંતજી, કેવલકમલાવાસ. ૭

ચોરાસી લખ જોનિમાં, ભમતા બહુ અવતાર,
ભાગ્ય ભલેરે ભેટીયે પ્રભુજીનો દિદાર. ૮

છંદ

તાર તુ મહેર મનમાંહે આણી, જગપતી આપણો દાસ જાણી,
દેવ નિજ તણી એ સેવ દીજે, ચોજ મહિરાણ એ મોજ દિજે ૯

ફાગ

અંતરાય અલગા થયા, આવ્યો તુઝ દરબાર,
પુન્ય સંયોગે પામીયો, તુમ સાહિબ દિદાર ૧૦

હવે સવિ ભાવઠ ભાગી, લાગી તુઝસ્યુ પ્રીત,
નેહ નિજર નીહાલીયે, પાલીયે ઉત્તમ રીત ૧૧

છંદ

આજ જિનરાજ સવી કાજ સીદ્ધા,
તન મન નયણ તે સફલ કીધા,
સ્વામી સિન્દાર દિદાર પાયો,
સકલ સંકટ તણો ભય ગમાયો ૧૨

ફાગ

તુમ દરિસણ વિણુ સાહિબ, ભમતા બહુ સંસાર,
કર્મ તણે વસ પડિયો, નડીયો વિવિધ પ્રકાર ૧૩

મોહ તણે કર ચડીયો જડીયો માયાજાલ,
તે સત જાણે અવર કો તુઝ વીણ દીનદયાલ ૧૪

દૂહા

મોહ મહીપતિ મહિમાંહે મ્હાલે,
જેહ પ્રતે કોઇનુ બલ ન ચાલે,
તાસ પ્રવસ પડ્યા જંતુ દીના,
ધીવર કર ચડ્યા જેમ મીના ૧૫

ફાગ

મોહ તણા ભટ ઉદભટ, મદ મચ્છર ઝુઝાર,
લોભ અક્ષોભ સદા વલી ક્રોધ યોધ સીંણગાર. ૧૬

કાંમ નાંમ કરડો તિહાં, કટક તણો સિરદાર,
સેનાની માંની જન હાથ જોડાવણહાર. ૧૭

છંદ

તેહનો સબલો જગમાંહિ જોરો, પડે જાસ ભડ ત્રિભુવન સોરો,
પલકમાં પલકને જે નમાવે, એકલો આંણ સહુનેં મનાવે. ૧૮

ફાગ

તે રાહુ મકરધ્વજ, વિલસે મનની મોજ,
જેહને ચિહું દિસી ચમકતી, કાંમની કરડી ફોજ. ૧૯

તરુણપણેં તેજી પરેં, તુરત થઇ અસવાર,
ચાતુરી ચાબખ કર ગ્રહી, મહિયલ કીરતી વિહાર. ૨૦

છંદ

નેહની જાલ નાખી અપાર, પેલે એ ખાંતિસ્યૂં તે સકાર,
મૃગ જિમ પડે તિમ રાગ વાહ્યો, મૂઢ જન માંનની રસ ઉમાહ્યો. ૨૧.

ફાગ

સબલ પ્રાક્રમ મજ કરે, વાંકી ભમુહ કબાંન,
અતિ અણિયાલા કાલા અંજન લોચન બાંણ. ૨૨

તાકી ચોટ ન ચુકે, મુંકે અતિ સપરાંણ,
તિણેં વેધે દેધક તણા, કાઢી નાખેં પ્રાંણ. ૨૩

છંદ

બાંણનો ઘાવો કોઇ નવી દિસે, પ્રગટપણેં તોઇ વિશ્વાસ વીસે,
વેંધે એ નર તણી ગાત ધાત, અહો અહો કોપ મહિમા વીખ્યાત. ૨૪

ફાગ

તેહ બાંણુ જબ લાગે, ભાગે તબ સબ ગ્યાંન,
મુર્છિત અતિ આકલ હોઇ, દ્રુપ દેપે અસમાંન. ૨૫

સયણુ વિલેપન મંજન, ભોજન તસ ન સુહાય,
હા હાં કરતાં દિવસેં, જાગતાં રયણી વિહાય. ૨૬

છંદ

અંધ પરે મુઢ તેહ નવિ કાંઇ પેખે, ધન કણુ કંચન સવિ ઉવેખે,
સોઇ દિન આઉખામાહે લેખે, જીહા ત્રીયા તણુ દરસન દેખે. ૨૭

ફાગ

ઇણિ પરે રાગે લાગે, વિદ્યા તપ જપ જાય,
ગ્યાંન ધ્યાંન કાંને રહેં, માંને કોઇ ઉપાય. ૨૮

નિસ વાનર રટતો રહે, પરહરે પુરવ પ્રીત,
જબ તે સાપણી પાપિણી માનની મોહે ચીત્ત. ૨૯

છંદ

કાંમની દાંમની પરે દેખાડે, તેહવી ચમક નર ફંદ પાડે,
સાકણી પરે તરુઅહ્રદય વલગી, સોસે એ અંગ નવિ થાય અલગી. ૩૦

ફાગ

જગ ધુતારી નારી, બારી નરકની એહ,
મુહ મીઠી મન ધીઠી, માડે નેહ અનેક. ૩૧

કપટકલા બહુ કેલવે, મેલવે માયાપાશ,
નિજ વસ પાડે ભમાડે, નરને દેઇ આસ. ૩૨

છંદ

નર તણું ચિત પ્રહરાય લેવે, આપણો ચિત કોઇનેં ન દેવે,
તેહ ભણી દ્રુપ તણી વાંણુ નારી, તત્ત્વદ્દષ્ટિ કરી એહ વિચારી. ૩૩

ફાગ

આઈ કુમર આષાઢો, અરહનક અણગાર,
ચુકાવ્યા ચારિત્રથી નંદીખેણ વ્રતધાર.

અવલ એલાચી સારીવા, મુંઝ મહીપતિ અયાદ,
રાંક તણી પરે રોલવ્યા, મન માણ્યો વિપવાદ.

છંદ

સકી ચક્રાદિક જેહ દેવ, તે પણ આદરી તાસ સેવ,
તે કુંણ અચરજ અધિકો કહીજઇં, મોહની આંણ મસ્તકેં વહિજે

ફાગ

મોહ મહા ભવ પાંને, તાનેં નાચ્યો મહેશ,
બંભ રમે કરમેં કરી, પુત્રીસ્યૂં સુવિસેસ.

કેસવ તે સવિ લજ્જા લોપી ગોપીરત્ત,
અહો તીહું અણુજયકારી મોહ મહાઉનમત્ત.

છંદ

મોહ જિન વીરને ભવેં ભમાડ્યો, મોહ ચારિત્ર ક્રિયા વગાડ્યો
મોહ ને કોહ એ સબલ ચોર, ગુણસ્થાંન ઇગ્યાર લગેં જસ જોર

ફાગ

મત કોઇનેં લગજ્યો મોહ મહાવેતાલ,
જેહ તો છુટે ન જંત્રેં, મણિ મંત્રે જંજાલ.

સીર ધુણાવે ધીંગના, અંગના *
આઠ કર્મમાં એહની અવર કરે કુંણ હોડ.

છંદ

ધન તુંહિ એ જીણેં મોહ મારચો, મોહ દલ દલીનેં તુંહિ જ વારચ
સહુથી જગ જેહ ઇમં હરચો, ભલો તેહનો તેં મદ ઉતારચો.

* આ પંક્તિ મૂલ પ્રતમા આ પ્રમાણે અધૂરી છે.

ભરિ ભરિ ઝોરી પ્રેમ કી હો, પેલતિ ભક્તિ ગુલાલ,
પુન્ય અબીર કી સુરભિતા હો, પાપ ગએ પયમાલ. આતમ૦ ૮

કુમતિ કુવરી કુપિ ગઈ હો, ક્રોધ જનક કે ગેહ,
સુમતિ મહાસુખ માનિ કે હો, લાગ રહી પતિદેહ આતમ૦ ૯

ત્રિકુટ ત્રિવેણીતટ તિહા હો, ગુપત બ્રહ્મરંધ્ર કુંજ,
વએ વિલત તહા દંપતી હો, મગન ભયે સુખપુંજ. આતમ૦ ૧૦

રાધા કે બસિ હરિ ભએ હો, તજી ઔર રમનરીતિ,
ઐસે ફાગુ સફલ કર્યો હો, બુદ્ધિ ૮ ભઈ અતિ પ્રીત. આતમ૦ ૧૧

નિસદિન ઐસે પેલમેં હો, પેલત કાલ અનંત,
મદમતી સમુઝતુ નહી હો, સમઝતુ હૈ મનિ સંત. આતમ૦ ૧૨

શ્રીલષમીવલ્લભ કો રચ્યો હો, ઇહુ અધ્યાત્મ ફાગ,
પાવતુ પદ જિનરાજ કો હો, ગાવત ઉત્તમ રાગ. આતમ૦ ૧૩

॥ ઇતિ અધ્યાત્મ ફાગ સંપૂર્ણ ॥

[૩૪]

ઉદયવિજયકૃત

## પાર્શ્વનાથ રાજગીતા

(સંવત ૧૭૨૮ આસપાસ)

છંદ[૧]

સકલ મંગલ તણી કલ્પવેલી,
તીર્થંકરલચ્છિની[૨] જે સહેલી,
સરસતી વરસતી સરસ વાંણી,
આપ હિતહેતુ[૩] તે ચિત્ત[૪] આણી. ૧

સકલ સંપતિ તણો જે વિધાતા,
સકલ ભવિ[૫] જાસ ગુણરંગિ[૬] રાતા,
પાસસંખેસરો તેહ દીપઇ,[૭]
હેજ તેજઇં[૮] શશીસૂર[૯] જીપઇં.[૧૦] ૨

ઢાલ ફાગની[૧૧]

તે સાહિબ સોભાગની નીરાગી ભગવંત,
થુણિવા[૧૨] મુઝ મતિ[૧૩] જાગી ભાગી ભાવઠિ[૧૪] તંત.[૧૫] ૩

હવઇ[૧૬] આલસ પરિ છંડુ[૧૭] મંડું[૧૮] પ્રભુસ્યું[૧૯] નેહ,
જેહ થિકી[૨૦] દુખ નિકસઇ[૨૧] વિકસઇં[૨૨] સુકખ[૨૩] અછેહ. ૪

---

૧ બીજી પ્રતમા 'અથ શ્રીરાજગીતા લિપ્યતે ॥ શ્રી ॥' એવી પંક્તિ શરૂઆતમાં લખેલી છે. ૨ લછની. ૩ તું હિત. ૪ ચિત. ૫ ભુવિ. ૬ ગુણરંગ. ૭ દીપે. ૮ તેજેં; આની પછી 'કરી' શબ્દ લખેલો છે. ૯ સસીશુર્ય. ૧૦ જીપેં. ૧૧ બીજી પ્રતમાં 'ઢાલ ફાગની'ને બદલે 'ફાગ' શબ્દ લખેલો છે. ૧૨ થુંણુવા. ૧૩ મત. ૧૪ ભવની. ૧૫ ભ્રાંતી. ૧૬ હવે. ૧૭ છાંડુ. ૧૮ માંડું. ૧૯ પ્રભુસું. ૨૦ થકિ. ૨૧ ભિકસ્યેં. ૨૨ વિકસ્યેં. ૨૩ દુપ.

છંદ

એક સુવિવેક પ્રભુ[1] તું હિ દીસઇ,[2]
તોહિથી[3] હિયડલું હેજ હીંસઇ,[4]
એક તું કલ્પતરુરાય રોપ્યો,
અહા[5] તણો પુણ્યઅંબાર[6] ઉપ્યો.[7] ૫

ફાગ

ધન્ય દિવસ ધન[8] તે ઘડી ધન[9] મુઝ વેલા તેહ,
જણ સુખદાયકનાયક[10] લાયક નિરખ્યુ નેહ ૬

સરવર[11] જિમ કમલાકર દિનકર કેરઇ[12] તેજિ,[13]
મનિ[14] વિકસઇ[15] તિમ[16] માહરુ[17] તુમ મુખ નિરખત હેજ. ૭

છંદ

બુદ્ધ[18] ભગવંત અરિહંત સામી,[19]
સિદ્ધિસીમંતિનીભોગકામી,[20]
આજ તું એક આધાર[21] મિલિઓ,[22]
આજથી માહરો દિવસ વલિઓ. ૮

ફાગ

ભાવહિના[23] દિન નાઠા માઠા[24] દુસમન દુરિ,[25]
મંગલમાલિકા બાલિકા રંગસુરંગ મનૂર.[26] ૯

કામગવી[27] ઘર[28] અંગણઇ[29] અતિ ઘણઇ[30] હેજ હુમંત,
ઉત્તમ નર લીલા કરઇ[31] જય વરઇ[32] સુખ[33] વિલસંત.[34] ૧૦

---

૧ પ્રભુ. ૨ દીસે. ૩ તેહથી. ૪ હિંસે. ૫ અમારું. ૬ પુણ્ય અંબાર. ૭ ઓપ્યો. ૮ ધન્ય. ૯ ધન્ય. ૧૦ શુભદાયકનાયક. ૧૧ સરોવર. ૧૨ કરે. ૧૩ તેજ. ૧૪ મની. ૧૫ વિકસે. ૧૬ જિમ. ૧૭ માહરો; આ શબ્દ પછી આ પ્રમાણે પંક્તિ પૂર્ણ થાય છે: 'તાહરો નીરખ્યું નેહ' ૧૮ બુધિ. ૧૯ સ્વામી ૨૦ સિદ્ધીસીમંતનીભોગકામી. ૨૧ આધાર. ૨૨ મલિએ. ૨૩ ભાવના. ૨૪ માગ ૨૫ દૂર. ૨૬ મનુર. ૨૭ કામગની. ૨૮ ઘરે. ૨૯ આગમણે. ૩૦ ઘણે. ૩૧ કરે. ૩૨ વરે. ૩૩ શુભ ૩૪ વિલસંતી.

આજ હું પ્રભુ તણઇ[1] મોહિ માતો,[2]
આજ હુ પ્રભુ તણઇ[3] રંગિ રાતો,[4]
આજ એ કામઘટ[5] મઇ[6] હિ[7] પાયો,
સુરમણી[8] આજ અણુચિંત આયો. ૧૧

ફાગ

સાહિબ સાંભલો વીનતી[9] જે હતી બહુ દિન ચિત્ત,[10]
આજ મિલ્યો[11] કરુણાકર[12] ઠાકુર તું જગમિત્ત.[13] ૧૨

એતા દિન તુઝ સેવના[14] દેવનાદિ નવ કીદ્ધ,[15]
કેવલ આસથી પ્યાસથી[16] મોહસુરા મઇ[17] પીદ્ધ. ૧૩

છંદ

મોહમાયા મહારંભવાણી,[18] પ્રીતની મોહમાયા નીસાણી,[19]
મોહમાયા વસિ[20] વિશ્વ પડીઓ,
નેહનઇ[21] તંતુ જગજંતુ જડિઓ. ૧૪

ફાગ

માયા જગિ ધૂતારી[22] ઊતારી[23] નવિ જાય,
એ[24] સંસારની છાયા[25] માયા[26] નવિ મુકાય.[27] ૧૫

એ માયાઇ હરિ હર સુરનર શશધર[28] શૂર,[29]
મોહ મહાશવપાનઇ[30] વાનઇ[31] પ્રગટયા[32] નૂર.[33] ૧૬

---

૧ તણે. ૨ મોહમાતો. ૩ તણે. ૪ રંગરાતો. ૫ કામઘટ. ૬ મેં. ૭ હિ ૮ શુરમણી. ૯ વિનતિ. ૧૦ ચિત. ૧૧ મીલ્યો. ૧૨ કરુણાકુરુ. ૧૩ જગમીત. ૧૪ સેવન. ૧૫ કીધ. ૧૬ પાસથી. ૧૭ મે. ૧૮ મહારંગવાણી. ૧૯ નિસાણી. ૨૦ વગે. ૨૧ તેહને. ૨૨ જગધૂતારી. ૨૩ ઉતારિ. ૨૪ તે. ૨૫ માયા. ૨૬ છાયા. ૨૭ મુંકાય. ૨૮ સસિધર. ૨૯ સુર. ૩૦ મહાસવવાને. ૩૧ પાને. ૩૨ પ્રગટયો. ૩૩ નુર.

છંદ[1]

ભવનપતિ[2] ધરણિપાયાલલોકઇ,[3]
મનુજપતિ[4] ચક્રિ તે[5] મનુજલોકઇ,[6]
શક્ર[7] સુરલોક પણિ[8] રાગ વાહ્યો,
નારિપાયે પડ્યો રસ[9] ઉમાયો.[10] ૧૭

ફાગ

નગન[11] નચાવ્યો હો શંકર ડિંકર પરિ[12] ગિરિબાલ,
ઉપરિ[13] અંબર[14] ધરી શિર[15] સુરનરિતા[16] અસરાલ.[17] ૧૮
વિષ્ણુ[18] તણી જે લીલા તે[19] સવિ જાણઇ લોગ,
બ્રહ્માનઇ[20] નિજ પુત્રી સાવત્રીસ્યુ[21] ભોગ. ૧૯

છંદ

રામ[22] સીતાવિયોગઇ[23] વિલાપી,
રોહિણીલીણ ચંદો સરાપી,
નલ જિસ્યા તેહ પણિ[24] મોહ ચોરઇ,[25]
રંક[26] પરિ રાણીઆ[27] આપ જોરઇ.[28] ૨૦

ફાગ

મોહ તણઇ[29] કટકઇ[30] ભટઉદભટ[31] રણસિણગાર,
ક્રોધ માન[32] માયા મદ લોભ જિસ્યા ઝૂઝાર.[33] ૨૧

---

૧ દુહા. ૨ ભૂવનપતિ. ૩ ધરણુપાયાલલોકૈં. ૪ મનુજપતિ. ૫ વક્ર તે. ૬ મનુજલોકૈં ૭ એક. ૮ પણે. ૯ રસનો ૧૦ ઉમાહ્યો. ૧૧ મૂળ 'ગગન' શબ્દ છે પણ તે અર્થહીન છે તેથી બીજી પ્રતમા મળતો 'નગન' શબ્દ સ્વીકાર્યો છે. ૧૨ પર. ૧૩ ઉપરી. ૧૪ અંબર. ૧૫ સીર. ૧૬ ભુગતાએ. ૧૭ અમીગલ ૧૮ વિષ્ણ. ૧૯ અહીંથી પંક્તિ આ પ્રમાણે પૂર્ણ થાય છે: 'જાણે સવિ લોગ'. ૨૦ બ્રહ્માને. ૨૧ સાવત્રીસુ. ૨૨ રામ. ૨૩ સીતાવિયોગેં. ૨૪ આ શબ્દ બીજી પ્રતમા નથી. ૨૫ ચોર. ૨૬ રાક. ૨૭ રાણિયા ૨૮ જોરેં. ૨૯ તણે. ૩૦ કટકે. ૩૧ ભટઉદભટ. ૩૨ માન. ૩૩ ઝુઝાર.

તે માહિ[૧] પણિ[૨] સમરથ મનમથ અતિ ભડવાય,
મોહ વસિ[૩] જગ બ્યાપ્યો ઉથાપ્યો નવિ જાય. ૨૨

છંદ

ચક્રધર હલધર[૪] વાસુદેવા હોઈ[૫] વિણું[૬] અવર દેવાધિદેવા,
મોહલીલા તણઈ[૭] જોરિ[૮] વાહ્યા,[૯]
ભોગફલ સી[૧૦] ચારિ તન પાયા. ૨૩

ફાગ

નંદિષેણ પુણ[૧૧] સરિયા પુરુષા[૧૨] બાવનવીર,
આષાઢાદિક ગાઢા રાઢા રાવણધીર. ૨૪
મોહ જોહ અતુલી વલ[૧૩] તેણિ[૧૪] મનાવ્યા[૧૫] આણ,[૧૬]
રાંકર્ઢીક[૧૭] કુણ[૧૮] આસિરઈ[૧૯] જગ[૨૦] સિરઈ[૨૧] મોહમંડાણ.[૨૨] ૨૫

છંદ

મોહિ[૨૩] મરુદેવી સુતદુઃખ[૨૪] રેલી,
મોહિ[૨૫] રાજીમતી પણિ[૨૬] ગહેલી,[૨૭]
મોહની લીહ[૨૮] સઘલાં[૨૯] પહેલી,
મોહની આણ[૩૦] કોણઇ[૩૧] ન ઠેલી. ૨૬

છંદ

મોહઇ[૩૨] યૌવન[૩૩] જાગિ[૩૪] લાગ[૩૫] તવ[૩૬] રતિ[૩૭] પ્રીતિ,[૩૮]
મોહ તણી જગિ[૩૯] એક જ ટેક જગઇ[૪૦] જય છતિ.[૪૧] ૨૭

---

૧ માહિ. ૨ પણ. ૩ વસે. ૪ હલધર. ૫ હોય. ૬ વિણ. ૭ તણે. ૮ જોર. ૯ વાયા. ૧૦ સિમ. ૧૧ પિણ. ૧૨ પુરષા. ૧૩ બલ. ૧૪ તેણે. ૧૫ મનાવિ. ૧૬ આણ. ૧૭ ડિક. ૧૮ કુંણ. ૧૯ આસરે. ૨૦ જગ ૨૧ સીર. ૨૨ મોહમંડાણ. ૨૩ મોહે. ૨૪ સુતદુ:. ૨૫ મોહે. ૨૬ પિણ. ૨૭ ગેલિ. ૨૮ આંણ. ૨૯ સઘલા. ૩૦ આણ. ૩૧ કુણે. ૩૨ મોહે. ૩૩ જોવન. ૩૪ જાગે. ૩૫ લાગે. ૩૬ તવ. ૩૭ રિત. ૩૮ પ્રીત. ૩૯ જગ. ૪૦ જગ. ૪૧ છત.

રાગઇ[1] જોર અથાગઇ[2] ભાગઇ[3] શીલની[4] લીહ,[5]
એકાદશ[6] ગુણઠાણઇ[7] ટાણઇ[8] મોહની બીહ[9] ૨૮

છદ[10]

મોહ તે એમ[11] મિથ્યા ભમાડઇ,[12]
આપણઇ[13] ફંદ[14] જગજંતુ પાડઇ,[15]
દંપતી હોઇ[16] રંગિ[17] રમાડઇ,[18]
સંત પણિ[19] હોય તસ નવિ દિખાડઇ[20] ૨૯

રાગ

મોહ તણઇ[21] રસિ[22] પરવસ[23] સગલો[24] એ સંસાર,
આદિઅનાદિ[25] ગોદથી ભમતા[26] દોહિલો પાર ૩૦
રામા[27] રામા[28] ધન ધન એ હોઇ જાણઇ[29] સાર,
સાર ધરમ[30] તે નવિ કહઇ[31] તે ગતિ લહઇ[32] કિરતાર ૩૧

છદ

એક એ[33] મોહ તે મહામાયા,[34]
એક એ[35] મોહ સંસારછાયા,
મોહ આગમની નીક રામા,
તેહના લો[ક]નઇ[36] ફોક ભામા[37] ૩૨

---

૧ ગાગે ૨ અથાગે ૩ ભાગે ૪ શાલિ ૫ નિલિ ૬ એઅદત્ત
૭ ગુણઠાણે ૮ ટાણે ૯ બીહ ૧૦ છા ૧૧ એ ૧૨ ભમાડે
૧૩ આપણે ૧૪ ફંદે ૧૫ પાડે ૧૬ હોય ૧૭ રંગે ૧૮ રમાડે
૧૯ પણ ૨૦ દેખાડે ૨૧ તણો ૨૨ રસ ૨૩ પરવસે ૨૪ સઘલો
બીજી પ્રતમાં 'એ' 'સઘલો' શબ્દ પછીના લખેલો છે ૨૫ આદિઅનાદી
૨૬ ભમતા ૨૭ રામા ૨૮ રામા ૨૯ જાણે ૩૦ સાંધર્મ ૩૧ કહે
૩૨ લહે ૩૩ બીજી પ્રતમાં 'એ' નથી ૩૪ મોહમાયા ૩૫ તે,
બીજી પ્રતમાં 'મોહ' પછી 'તે' લખેલો છે ૩૬ લોકની ૩૭ સામા

ફાગ

પાપિણી[1] સાપિણી[2] કામિણી[3] દામિણી[4] જિમ ચમકંતિ,[5]
વિષમ વિષયવિષ[6] યારી પ્યારી[7] રમઝમકંત.[8] ૩૩

ભોલા ભરમઇ[9] ભમાડઇ[10] પાડઇ[11] માયાપાસિ,[12]
કૂડ[13] પ્રપંચઇ[14] વંચઇ પંચઇ[15] નિજ મનિ રાસિ. ૩૪

છંદ

ફેપી[16] લલણી[17] મહા મોહમાતી, પુરુષ[18] પર પ્રેમસ્યુ રંગિ રાતી,[19]
કર્મચંડાલનું[20] કરણ લાગિ, પુત્ર વધવા તણી બુદ્ધિ[21] જાગી. ૩૫

ફાગ

પરદેસી[22] નૃપ ભોલવ્યો રોલવ્યો દુષ્ટ જ્યુ[23] દાસ,[24]
નારી દુરગતિ મેલવઇ[25] કેલવઇ[26] કપટ વિલાસ. ૩૬

તોહિ જસ મુખ દીઠઇ[27] બીઠઇ[28] પુણ્યની[29] રાસિ,[30]
નારિ રુપિ[31] મોહભૂમિ[32] ભવકૂપિ[33] ધરચો પાસ. ૩૭

છંદ

ધન્ય[34] તું[35] જિણિ[36] તિ[37] મોહ જીતો,[38]
મોહ અરિગંજણો તૂં[39] વદીતો,
મઇ[40] હવઇ[41] તોહિ દીદાર પાયો,
માનુ[42] ગંગાજલઇ[43] આજ નાહ્યો. ૩૮

---

૧ પાપણી. ૨ સાપણી. ૩ કામનિ. ૪ દાંમની. ૫ ચમકંત. ૬ વિષયારસ. ૭ પારિ. ૮ રમઝમકંત. ૯ ભમર. ૧૦ ભમાડે. ૧૧ પાડે. ૧૨ માયાપાસ. ૧૩ કોડિ. ૧૪ પ્રપંચે. ૧૫ પંચે; આ શબ્દ પછી બીજી પ્રતમાં આ પ્રમાણે પંક્તિ પૂર્ણ થાય છે: 'આણિ નિજ મનિ ગાસ;' આ પંક્તિનો 'વચઇ' શબ્દ બીજી પ્રતમાં નથી. ૧૬ પેપ. ૧૭ લલની; આ શબ્દ પછીનો 'મહા' શબ્દ બીજી પ્રતમા નથી. ૧૮ પુરષ. ૧૯ રંગમાતિ. ૨૦ કરણચંડાલનું. ૨૧ કુંમતિ. ૨૨ પરદેશી. ૨૩ જ્યું. ૨૪ દાંસ. ૨૫ મેલવે. ૨૬ કેલવે. ૨૭ દિઠે. ૨૮ નીઠે. ૨૯ પુરયનો. ૩૦ ગમ. ૩૧ રૂપે. ૩૨ મોહિએ. ૩૩ ભવિકુંપે. ૩૪ ધણ્ય. ૩૫ તુ. ૩૬ જેણ. ૩૭ તુ. ૩૮ જીત્યો. ૩૯ તું. ૪૦ મે. ૪૧ હવે. ૪૨ માંનું. ૪૩ ગંગાજલે.

ફાગ

મોહ અરિ[1] મુસમૂરણુ[2] પૂરણુ[3] પરમ પમાય,
સપેસર પરમેસર કેસરચચ્ચિત કાય. ૩૯

દેવ દયા કર[4] ઠાકર[5] ચ કર નિજરિ નિહાલિ,
દુપટાલક[6] જગપાલગ નિજ બાલક પ્રતિપાલ ૪૦

૬

એતલા દિવસ દુખ માહિ[7] દીઠા,
આજથી સર્વ[8] તે દુખ નીઠા,
હવઈ[9] પ્રભૂ[10] સાર સંભાલિ[11] કીજઇ,[12]
સુખ નિરાબાધ વલી બોધિ[13] દીજઇ.[14] ૪૧

ફાગ

ફિરિ ફિરિ[15] મીનતી વીનતી જિનપતિ[16] કેતી કરાય,
ગિરુઆ[17] સાહિબ આગલિ[18] લાગ લહી કહવાય. ૪૨

સામી[19] હુઇ[20] તે જાણુઇ[21]
આણુઇ[22] નિજ ભણી નેહ,
સેવક[23] વંછિત પૂરીઇ[24]
ચૂરીઇ[25] દુરિત[26] અછેહ.[27] ૪૩

---

૧ અગ. ૨ મસમુરણુ. ૩ પુરણુ ૪ કુર. ૫ ઠાકુર; આની પછીનો 'ચાકર' શબ્દ બીજી પ્રતમા નથી 'ઠાકુર' શબ્દ પછી બીજી પ્રતમા પંક્તિ આ પ્રમાણે પૂર્ણ થાય છે: 'નિજર તુહી નીહાલ'. ૬ બીજી પ્રતમા આ પંક્તિ આ પ્રમાણે છે: 'દુપટાલક પાલક તુહિ જ પ્રતિપાલ' ૭ માહિ. ૮ સવે; બીજી પ્રતમા 'સવે' પહેલા 'તે' લખેલો છે. ૯ હવે. ૧૦ પ્રભુ. ૧૧ સંભાલ. ૧૨ કિજે. ૧૩ બોધ. ૧૪ દિજે. ૧૫ ફિર ફિર. ૧૬ આ શબ્દ બીજી પ્રતમા નથી. ૧૭ ગિરુયા. ૧૮ આગલિ. ૧૯ સામી. ૨૦ હુઇ. ૨૧ જાણે. ૨૨ આણે. ૨૩ સેવક. ૨૪ પૂરે. ૨૫ ચૂરે. ૨૬ દુરગતિ. ૨૭ છેહ.

છંદ[1]

મેહથી[2] મોર જ્યું[3] મોહ માચઇ,[4]
મુજઝ[5] મનિ[6] તુઝ થકી રંગિ[7] રાચઇ,[8]
માનું[9] હવઇં[10] મુજઝ[11] તું સહી તૂઠો,[12]
ગાહરઇ[13] અંગિ[14] આનંદ[15] ઊઠો. ૪૪

ફાગ

મુઝ સમકિત અજુઆલીઈં ટાલીઇ દુખજંજાલ,
સેવકજન[16] સંભાલીઈં પાલીઇં એમ પરમ કૃપાલ. ૪૫

મૃગતૃષ્ણ[17] મદ મોડીઇં જોડીઇં સુખ[18] ભરપૂર,
નાણુરયણ[19] મુઝ દીજીઇં કીજીઇ[20] અદભુત[21] નૂર. ૪૬

છંદ

ગ્યાનઘનનૂર[22] તે વિશ્વદીવો,
ગ્યાંનધર[23] પુરષ[24] તે ચિરંજીવો,
નાણુતેજઇ[25] કરી રાગ વાહઇં,[26]
શાંતિસુધારસકુંડિ[27] નાહઇં.[28] ૪૭

ફાગ

દારિદ્ર[29] દુખ તે તવ લગઇ[30] જબ[31] લગઇ[32] ગ્યાન[33] ન હોઇ,[34]
ગ્યાન[35] તણા જે દરીયા[36] તરિયા[37] તે સહુ કોઇ.[38] ૪૮

---

૧ દુહા. ૨ મોહથિ. ૩ જું. ૪ માચે. ૫ મુઝ. ૬ [illegible] ૭ રંગ. ૮ રાચે. ૯ માંનું. ૧૦ હવે. ૧૧ મુઝ. ૧૨ તુઠે. ૧૩ [illegible] ૧૪ અંગ. ૧૫ આણંદ. ૧૬ સેવકજિન. ૧૭ મૃગતૃષ્ણ. ૧૮ [illegible] ૧૯ ગ્નાંનરયણ. ૨૦ કિજીઇ. ૨૧ મુખ્ય પ્રતમાં 'અદભુત' [illegible] છે. છંદની દૃષ્ટિએ તેમ જ જોડણીની દૃષ્ટિએ તે અશુદ્ધ [illegible] 'અદભુત' શબ્દ સ્વીકાર્યો છે. ૨૨ ગ્નાનઘનનૂર. ૨૩ [illegible] ૨૫ તો. ૨૬ વાહે. ૨૭ સાંત શુદ્ધારસકુંડ. ૨૮ [illegible] ૩૦ લગે. ૩૧ જવ. ૩૨ લગે. ૩૩ ગ્નાંન. [illegible] ૩૬ દરિઆ. ૩૭ તરીઆ. ૩૮ કેય.

ભોગી ભમર ભરતેસર તે મરિમો[1] થયો[2] જાણ,[3]
તો[4] આરીસાભુવનિમિ[5] પામ્યું[6] કેવલનાણ.[7] ૪૯

૭૮

ધ્યાનપરિણિત[8] થકી જોગ[9] પામી[10]
સિદ્ધિલીલાવતી જેહિં[11] કામી,[12]
તેહ તીર્થંકર સવિ નમીજઇ,[13]
તેહની વાણી[14] અદ્યાપિ પીજઇ.[15] ૫૦

ફાગ

નાણલીલા[16] અલવેસર સંપેસર મંડાણ,
કેવલ[17] કમલાકારણ ત્રિભુવનભાણ[18] સમાણ. ૫૧

જે ઇમ ગાવે[19] ભાવઇ ફાવઇ[20] તે ધન કોડિ.
નિત નિત રંગવધામણા[21] અતિ ઘણા[22] પૂરવઇ[23] કોડિ.[24] ૫૨

૭૬

શ્રીવિજયદેવ તપગછરાજા,[25] શ્રીવિજયસિંહ ગુરુ વડ દવાજા,[26]
વાચક ઉદયવિજયપ્રણીત પાસ જિનવર તણી રાજગીતા.[27] ૫૩

---

૧ સગ ૨ આ શબ્દ પછી પ્રતમા 'જગ' શબ્દ લખેલો છે ૩ જાણી ૪ સો ૫ આરિસાભવનમે ૬ પામ્યો ૭ કેવલનાણ. ૮ જ્ઞાન-પરીણીત ૯ યોગ ૧૦ પામી ૧૧ જેહી. ૧૨ કામી ૧૩ નમીજે. ૧૪ વાણી ૧૫ પીજે ૧૬ નાણલિલા ૧૭ મગલ ૧૮ નિભુવનભાણ; આ શબ્દ પહેલા બીજી પ્રતમા 'તાગણ' શબ્દ લખેલો છે 'ત્રિભુવનભાણ' પછી મળતો મુખ્ય પાઠનો 'સમાણ' શબ્દ બીજી પ્રતમા નથી ૧૯ આ શબ્દ પછી મળતો 'ભાવઇ' શબ્દ બીજી પ્રતમા નથી ૨૦ પાવે ૨૧ રંગવધામણી ૨૨ ઘણી ૨૩ પૂગે ૨૪ કોડ. ૨૫ તપગચ્છરાજા ૨૬ દિવાજા ૨૭ ૫૩મી કડીના અંતે બીજી પ્રતમા આ પ્રમાણે પુષ્પિકા છે: 'ઇતિ શ્રીપાર્શ્વનાથ રાજગીતાસ્તવન સંપૂર્ણમ્। ચેલા વીલજી લિપીકૃત આત્માર્થં ॥'

[ ૩૫ ]

# જિનચંદસૂરિ ફાગુ

( સં. ૧૩૪૧ આસપાસ )

અરે પણમવિ સામિઉ સંતજુ, સિવ વાઉલિ ઉરિ હારુ,
અરે અણહિલવાડામંડણુઉ સવ્વહ તિહુયણસારુ;
અરે જિણપવોહસૂરિ પાટિહિ, સિરિ સંજમુ સિરિ કેતુ,
અરે ગાઇવઉ જિણચંદસૂરિ ગુરુ, કામલદેવિ કઉ પૂતુ. ૧

અરે હુયડઉ તપિયઉ પેખિવિ, ન સહએ રતિપતિનાહુ,
અરે બોલાવઇ વસંતુ જ સવ્વહ રિતુહુ રાઉ;
અરે આગએ તુહું બલિ જીતઓ, ગોરડ કરઉ વાલંભુ,
અરે ઇસઇ વચનુ નિસુણેવિણુ, આગયઉ રલિય વસંતુ. ૨

અરે પાડલ વાલઉ વેઉલ, સેવત્રી જાઇ મુચકુંદ,
અરે કંદુ કરણી રાયચંપક વિહસિય કેવડિવિંદ;
અરે કમલહિ કુમુદિહિ સોહિયા માનસ જવલિ તલાય,
અરે સીયલા કોમલા સુરહિયા, વાયઇ દકિખણા વાય. ૩

અરે પુરિ પુરિ આંબુલા મઉરિયા, કોઇલ હરખિય દેહ,
અરે તહિ ઠએ ટુહકએ બોલએ, મયણહ કેરિય એહ;
અરે ઇસઇ વસતિહિ હૂયએ, માધુ સ કેતિય માત્ર (?)
અરે અચેતન જે પાખિયા, તિન્હુ તણી ખુગલિય વાત. ૪

અરે ઇસઉ વસંતુ પેખેવિ, નારિયકુંજરુ કામુ,
અરે સિંગારાવએ વિવિહ પરિ, સવ્વહ લોયહ વામુ;
અરે સિરિ મઉડુ, કન્નિ કુંડલ વરા, કોટિહિ નવસરુ હારુ,
અરે બાહહિં ચૂડા, પાગિહિ નેઉર કઓ ઝણકારુ. ૫

અરે સિરિયા મોડા લહલહહિ, કસ્તૂરિય મહિવટ્ટુ,
અરે ન..........................................................
..........................................................
. .. . .. .. .. .. .. ટ પરિ હુયઉ દેવગણુ ભાઉ.
રિણુનૂરિહિં વજ્જ તિહિં ઉટ્ઠિઉ શીલનરિન્દુ,
દેખિવિ ઉતકટુ વિમ્હિયઉ નયણુ વિ દેખિહિ વિંદુ. ૨૧

અરે ડેઠિહિં ડેઠિહિં દીઠએ નાઠઉ રતિપતિ રાઉ,
નારીયકુજરુ મેલ્હિવિ જેયએ છાડિય ખાલ (?) ૨૨

ધરણિંદહ પાયાલિહિં પુહવિહિં પડિય લોઉ,
જીતઉં જીતઉં ઇમ ભણુઇ સગ્ગિહિ સુરપતિ ઇંદુ. ૨૩

વદ્ધાવણુઉ કરાવએ સગ્ગિહિં જિણુસરસૂરિ,
ગૂજરાત પાટણુ ભલ્લઉં સયલહ નયરહ ' માહિ. ૨૪

માલવા કી ખાઉલ ભણુહિ સયલહં લોયહં માહિ,
સિરિજિણુચંદસૂરિ ફાગિહિં ગાયહિં જે અતિ ભાવિ,
તે ખાઉલ અરુ પુરુસલા, વિલસહિ વિલગહિ સિવસુહ સાથિ. ૨૫

[ ૩૬ ]

અજ્ઞાત કવિકૃત

## વિરહ દેસાઉરી ફાગુ

( વિક્રમનો સોળમો સૈકો )

આજ સખી મન કંપએ, તાલાવેલિ કરેઇ,
ફાગુ-ખેલણ દિન આવીઉ, પ્રિય દેસાંતર લેઇ. ૧

રાખીઉ સખી ! ન રહઇ એ, અણુરસ નાહ અજાંણ,
ફુગો (?) અંગિ ન લેટીઇ, યૌવન ઘગઇ પરાંણ. ૨

श्लोक

प्राणेश प्रथम प्रयाणसमये बह्वाकुला प्रेयसी
नीत्वा स्थंत्र सुधाक्षतं दुर्लभक्षणान दातुं सरस्यागतान् ।
आस्फुर्जित् विप्रयोग दहन प्राणेशनं यौवन
स्वेदाद् भक्तमभूत कृतमनती नीरांजनां लज्जना ॥ * ३

આહિ દીહિલૂ અ વાજએ, હવિ દાઝઇ સખિ રેઉ (?)
દાસિ તુહારી અ કંત રે, રહિ રહિ કિસી અ પરેઇ. ૪

કિ મુઝ મારિ કટારડી, કઇ પ્રિય ગમણુ નિવારિ,
મોરઉં હૈઅડલઉં હરિ લયઉ, વઇરી અ વિરહ મ મારિ. ૫

મું પંથિ જાતાં મન બોલિ હાસઉ,
સખી સખી મારિ હુસિઇ વિષાસઉં,
દેખાં ન દે નારિત કવી સહૂ એ (?)
કેહીંબડે કાજ સરઇ કહૂ એ. ૬

* સ્વ. મો. દ. દેસાઈની નકલમા આ શ્લોક આ પ્રમાણે અશુદ્ધ સ્વરૂપમા છે. તેનુ મૂળસ્થાન શોધી શકાયું નથી.

હાંસલા વિણુ કિસિઉં સરોવર, કોઇલિ વિણુ કિસિઉં રાન,
વાલંભ વિણુ કિસી ગોરડી, રહિ રહિ નાહ અજાણ. ૭

ઇણુ રતિ કોઇ ન નીસરઇ, મૂરખ તું ભરતાર,
રાઉ પહૂતુ રિતિ તણઉ, યોવન પહિલઉં ભાર. ૮

વાઉલઉ અતિ મનોહર વાયઉ,
ચંદલઉ રયણિ ઊપરિ ધાયુ,
કંત કાયર મન જાઇસિ ઘર છાંડી,
તઇ જીવતઇ હઉતઇ હું જિ રાંડી. ૯

અહે માસ વસંત રુલીઆમણુઉં, કાંમિનીતું મન જાણિ,
પૂરિ હરષ ધરિ રહીનઇ બાલાપણુ રસ માણિ. ૧૦

કોઇલિ કરઇ ટહૂકડા, બઇઠડી આંબલા ડાલિ,
ફાગુણિ ઘરિ પ્રીય મેલ્હએ, યૌવન પહિલઈ અગાલિ. ૧૧

મ લવિ કોઇલિ જોઇસિ તાહરી,
તાહરી ન રાખિ ન દાખિ તમ હરી,
અધર લઇ નણ દઇ મનની રલી,
હિવ કિહાં વિરહ્યાં મિલિઉ વલી. ૧૨

અહે વુલસિરિ વનિ મહિકએ, બહિકએ કરણી અંછાંહ,
કાંમિની વેસ નવા કરઇ, રૂપિ રે ફાગુણમાહિ. ૧૩

કેસુઅડા રૂલીઆમણા, ભમરલા રણઝણકાર,
ચાંપલા ચિહું દિશિ ફૂલીયા, વનિ બહિકઇ સહિકાર. ૧૪

ચાંપા તણે કુશમિ મસ્તક થિઉ અગાહી,
સાહી પયોધર ધરી ક્ષણુ એક વાહી,
વિનાણુગાર મુઝ ગિઉ વિનાણી,
સિઉં પૂછીઇ પરઘરિ પીઉ પાણી ? ૧૫

કેસૂઅડા રૂલીઆમણા, વૂલીયા ગુહિર ગંભીર,
ઇણુ રતિ કોઇ ન નીસરઇં, તું મનિ જાંણિ આહીર, ૧૬

ખીલિ ખીજઉરિ અ સુરિયં, ભમરલા રણઝણકાર,
વાલંભ રહિ ન સકુ, યૌવન પહિલઉ ભાર. ૧૭

વિરહિણી વશત પાવસ ઉલ્હસઇ,
કિહિ કહું સખી! એ કુણ દિસિ વસઇ?
દિવસ જાઇ નવિ જાઇ રાતડી,
કહિ કહું સખી! એ કુણ વાતડી. ૧૮

જિમ જિમ ફાગુ ગાઇઇ, તિમ તિમ પ્રીઅનિ ધાઇ,
કિસિઉં કરું બહુ બહિનુંએ, મનિ દુખ હૈઇ ન સમાઇ. ૧૯

આઠ પહુર નિશિ આવટઉં, ન સુણઉં ફાગુ નઇ રાસ,
દેખી સખી! મોરું હૈયડઉં રે, લોહી ખંલઇ ન માંસ. ૨૦

માઈ મોર વનમાહિ કીંગાઈં, કંન કંત વલી વલી મનિ થાઈ,
દુઃખસાગરિ પડ્યાં દિન જાઈ, રાતિ વયરણિ કિમઇ ન વિહાઈં. ૨૧

વિરહ સંતાવએ પાપીઉ, દાઝએ માઝિ શરીર,
તન મન યૌવન વિલસએ, નયણિ ન સૂકઇ નીર. ૨૨

જિમ બાલાપણિ પહિરણઉં, કંતિ વીસારિય તેમ,
ચ્યારિ પહુર નિશિ આવટઉં, ચકવા ચકવી જેમ. ૨૩

કામ ધાડિ નિસિ માઝિમ ધાઇ, ચંદલઇ સુરત દુંદભિ વાઇ,
સ્યઉ ભણી ઘરધણી ધરિ ઢીલી, વીનવઇ સજન લાડગહેલી. ૨૪

નયણે ન દેખઉં એ નાહલુ, હૈઅડઇ ન સાંભરઇ હેજ,
આંસૂઅડાં ન ઊગાઈઆ, રોઇ રોઇ ભીની અ સેજ. ૨૫

સેજ તપઇ વિરહુ દહઇ, હૈઅડલઇ ખટકઇ હાર,
એક જ વાલંભ પાખઇ સુંનઉ સઘલઉ સંસાર. ૨૬

તપઇ તલાઇ ખટકઇ કલાઇ,
ન સકું સહી સૂકડિ અંગિ લાઇ,
વિનાણગારુ મુઝ ગિઉ વિનાણી,
સિઉં પૂછીઇ માધવ દેવિ આણી. ૨૭

દેવ ! દોહિલા દિન નીંગમઉં, ફાટિ રે હૈઅડા ! કઠોર,
માઝિમ રાતિ મુંકઈ, કાંપઈ કાજલકોર. ૨૮

પ્રીય સંદેસઉ પાવીઉ, ઊભીય ખડકીય બારિ,
પાડલપરિમલ બહિકઈ, ભમરુલા રણઝણકાર. ૨૯

જલદનઈ જલ બાંણૂઅડા ગલઈ,
ઘર ભણી સંધિ પંખીઅડા પુલઈ,
ઇમ જઈ કહિઉં વલિ મોરડા,
જલ ભિતરિ છઈ પાથર ઠોરડા. ૩૦

એક મનુ ધરિ આવિ રે, મેલ્હિ હૈઆનુ મયલ,
સ્ત્રીરસ છાંણિ ન માણીઉ, પુરુષ નહીં તે બયલ. ૩૧

ચાંદલાં કરિ ચાંદ્રિણઉં, મોરું વયણુ સુણેજિ,
એક સંદેસુ માહરુ, વાલંભ રેમિ કહેજિ. ૩૨

ઊનયા જલ નદી જિમ જોઉં,
'નાહુ નાહુ' ભણુતી નિશિ રોઉં,
એઉ દુખ સખી ! એ કહું કહિ આગઈ ?
પ્રાણનાથ મુઝ મૈથુન માગઈ. ૩૩

જીહ વયણિ પ્રીય દૂહવિઉ, તે મનિ પરહા વીસારિ,
ઇસઉ સંદેસુ તું તહિ ઝુરઈ ઘરની નારિ. ૩૪

ચાંદ્ર કન્હેલી આ ચાંદ્રિણી, બહિણપણઉં કિરિ માઇ,
ઇસઉ સંદિસઉ તું કહે, હું તસ લાગી અ પાઇ. ૩૫

રે ચાંદલાં રુઉણિ (?) કૃપા કરિ તું જિ ગોરી,
રે પાપીઆ પ્રગટ થાઇ મ દાસિ તોરી,
જુ ભેટિરિ હરિ વદન નીક ખેરી (?)
ભૂલી ભમઉ પ્રી રમ્યુ મુઝ ચિત ચોરી. ૩૬

સુણુઉ રે સહી અ મગાંણી અ, સમિણડઉ નિસિભરિ દીઠ,
હસીય હસી પ્રીય રીઝવું, પ્રીય સેજડી અ બઇઠ. ૩૭

જાણુઈ જઈ મુઝ પ્રીય આવિઉ નઈ ગલિ ઘાલીય બાહ,
ઊઠીય પ્રીય પ્રીય કરતી, ન પ્રીય ન ગલિ બાહ ૩૮

અહનિસિ ગુણ ગાઉં, આદલા માડ લાઉં,
વિમરિ પડહુ વાઉં (?), કાન્હ બીજઉ ન ચાહુ,
મખિ ક્ષણ એક ન સૂતી, પ્રીયસિઉ હુઉં વિગૂતી,
મન રસિ ખૂતી, એકલી હુ વિગૂતી ૩૯

હવ પૂછઉં પડિત જોસીય, કિસ્યા ગ્રહ કિસી છઇ રાસિ ?
ધૂલહડી દિન પૂનિમ હોલીય ફાગુણ માસિ ૪૦

ઇસઇ સમઇ પ્રીય આવિગિ, હૈયડલઇ જયજયકાર,
ગોરીય વચન સાભલી ઠરી, કામિનિ કરઇ શૃંગાર ૪૧

ફાલી ભલી ઓઢણિ અગિ રેટઇ,
આવી રહી જુ તુરણી ત્રિલેટઇ,
હુ હેવ દેતા પડી જિ ખેટઇ,
જાણઉ વિદેસી મુઝ કત લેટઇ ૪૨

અહે હરખિ કામિની અ નિહાલએ, નાહુ જિ આવણહાર,
અગિ સુરગુ કાચૂઉ અનઇ અમૂલિક હાર. ૪૩

અગર કપૂરિહિ અરચિઉ રચિઉં દેહ શરીર,
કરીયલિ કકણ ખલકઇ, ઝલકઇ પાઇ મ જીર ૪૪

કડિઉ લગાવિ મેવાની જિ પટુવી,
લઈ કપૂર કરિ પાન તણીં જિ કુલી,
ઇસિ સેઇ મુકડિ લેઇ કણારિ (?),
જુ ભેટિસિ મદનમૂર્તિ તુ મ મારિ ૪૫

માગિ ભગઇ સગિ માવટી, મસ્તકિ ભરીયા[1] ખુપ,[2]
ભમહડીએ ભમગ ભમઇ, ચાદ[3] યસઉ[4] મુખરૂપ[5] ૪૬

---

૧ ભરીઆ ૨ ખૂપ ૩ ચદ ૪ યસૂ ૫ મુખિ રૂપ

આંખડીએ[1] રસ કજ્જલ[2] કરઇં નવેરુ[3] ગાર,
કાંનિ મોતીલગ ખીંટલી,[4] કંઠિ નગોદર[5] હાર.[6] ૪૭

હોઠ[7] સિઉ હઠ કરઇ પરવાલી,
વેગિલઇ લહિકઇં જિમ પાલી,
મુખ[8] યસુ[9] પૂનિમચાદલુ[10]
મત્રિ[11] કાન્હુ[12] મેલવિ કાલુ.[13] ૪૮

ચ દનિ[14] ભરીય[15] કચોલડીય મુંકીય[16] સેજ[17] વિચ્છાહિ,[18]
ઇસઇ[19] પ્રીય આવીઉ, હીડલઇ હૂઅઉ ઉચ્છાહ, ૪૯

હસી[20] હમી પૃછઉ વાતડી, પ્રીય સેજડી બઇઠ,
સર્વ સુ અ તિ ગમાં ગરયઉં, વીસરિઉ દકખ ઊબીઠ. ૫૦

કાંચૂ તણા કસણુ ગ્યા[21] ત્રટકઇ જિ ત્રુટી,
ચાંપા પડ્યા વીણિ થિકા[22] વિછૂટી,
દીઇ[23] ઘણુ હરખ હુંઇ તિ વારઇ,
સેજ મિલિ પ્રેતમ જિણિ વારઇ. ૫૧

---

૧ આપડીએ. ૨ કજ્જલ. ૩ નવેગ. ૪ પીટલી. ૫ એકાઉલિ. ૬ આ પંક્તિ પછી વસ્ત્રપટ પર લખાયલી હસ્તપ્રત (ઓળિયા)મા આ પંક્તિ મળે છે: ‘સોવન દન્ત દાડિમ થગા બાલી, વીણાદડ યમ લહિકઇં કાલી.’ ૭ આ પંક્તિ વસ્ત્રપટ પર લખાયલી પ્રતમા નથી ૮ રાપડી. ૯ યમ ૧૦ પૂનિમચંદલુ. ૧૧ મિન ૧૨ કાક. ૧૩ કયલુ ૧૪ ચંદન. ૧૫ ભરી અ. ૧૬ મૂકીય. ૧૭ સજ્જન. ૧૮ વિચાલિ. ૧૯ આ પંક્તિ ઓળિયામા આ પ્રમાણે છે: ‘અચીંન્તું પ્રી આવીઉ, ઉપકલઇ જયજયકાર.’ ૨૦ મુખ્ય પાઠની ૫૦મી કડીની બન્ને પંક્તિઓ ઓળિયામા નથી; પણ તેમની જગ્યાએ ઓળિયામા નીચે પ્રમાણેની પંક્તિઓ છે:

કાચૂઆ કસણ ત્રુટી ગયા, ઉરિ અંગિ હરિખ ન માઇ,
હસ્ત સી હમી પ્રી રીઝવ્યુ, પ્રીય ગ્યૂં હીય ગલઇ લાગિ.
કિંચક સ્યૂં મહિન બાલ સનક બીહાની,
ઊજ઼ંહલઈ આચલ લેઇ આકુલાવી.

૨૧ પંક્તિના ઉત્તરાર્ધમા શબ્દોનો ક્રમ આ પ્રમાણે છે: ‘ત્રટકઇ ગયા ત્રુટી.’ ૨૨ થા. ૨૩ ૫૧મી કડીની છેલ્લી બે પંક્તિઓ ઓળિયામા નથી.

સોલ કલા સસિ[1] ચાંદલુ,[2] રોહિણિ તું[3] વર[4] જાણિ,
ક્ષણિ[5] એક રઇણિ[6] વિહાણિ,[7]
[ચંદલા][8] મ કરિ વિહાણુ.[9]   ૫૨

રે કૂકડા ! વાસિ મ[10] ઇણિ[11] રાતિઇ,[12]
સ્રી[13] જાગિ તિવિ કરિ રે કાંઇ તાતિ ?
સુરાવિયોગ ધિર મુંજ રથિ રાણુ,
લેઇસ મુંજર દેસ ખાણુઉ[14] (?)   ૫૩

અધર તંબોલી રંગીયા,[15] મરુઅ[16] સોહાવા[17] કંત,[18]
સહીયરમાહિ[19] રમંતી[20] એ, રંગિહિ ભીનલા દંત.   ૫૪

રસીયા રસિ વેધ્યા[21] રહિ,[22]
ભમર[23] ભમીં[24] રસ[25] લેઉ,
રસકસવેધ ન જાંણુતા,[26] તે નર જીવઇં કાંઇ ?   ૫૫

[27]दिने दिने गच्छति नाथ ! यौवन,
यमस्य नित्य यदि शक्तिरस्ति ते ।
मृताय को दास्यति पिण्टसान्निधौ तिलोदकैः
सार्धगलोमशं भगम् ॥   ૫૬

---

૧ શશ. ૨ પૂનિમચંદલુ. ૩ તૂં. ૪ ધરિ અ. ૫ ક્ષણુ. ૬ રયણી. ૭ વિહાણીય. ૮ સ્વ. મોહનલાલ દેસાઈની નકલમા આ સ્થળે 'અંસાવઇ' શબ્દ છે પણ તે અર્થહીન હોવાથી ઓળિયામા મળતો 'ચંદલા' શબ્દ મુખ્ય પાઠમા લીધો છે ૯ વિહાણુ. ૧૦ 'મ વાસિ' એ પ્રમાણે શબ્દક્રમ છે. ૧૧ આજિમ. ૧૨ ગતિ. ૧૩ સ્રીય. ૧૪ ઓળિયામા પણ આ પંક્તિ નીચે પ્રમાણે અશુદ્ધ રૂપમા છે: 'રાજયોગ ધર મંજરિ રથ ગાલુ, લેઈસ મજરિ હેઇ દેવ આણુ.' ૧૫ રગીઆ. ૧૬ મરૂઅ. ૧૭ સલૂંણા. ૧૮ કંથ ૧૯ સહીઅગમાહિ. ૨૦ રમતીય. ૨૧ રસવેધ્યા. ૨૨ ભમઇ ૨૩ ભમરા. ૨૪ ભમંઇ. ૨૫ ઘન. ૨૬ જાણઇ એ. ૨૭ ઓળિયામા આ શ્લોક મુખ્ય પાઠની ૫૭મી કડી પછી આવે છે

ગોરી અ બેં રમઈં કરઇં[1] નવેરા ભોગ,
અણહિલવાડી[2] પુર પાટણિ,[3] વસઇં તિ વેધીયા[4] લોક.[5] ૫૭

વિરહિ[6] વસંત[7] સો આવીઉ,[8] ફાગુણિ[9] તરુ[ણિ][10] ગાઈં,[11]
રાજ કરૂ[12] રસીય[13] ઘણુ,[14] સરસતિ તણઇ પસાઇ.[15] ૫૮

॥ ઇતિ વિરહ દેસાઉરી ફાગુ વસંત સમાપ્ત ॥[16]

---

૧ કરઇ. ૨ અણહલવાડઇ. ૩ પાટણિઇ. ૪ સવેધી. ૫ આ કડી પછી ઓળિયામાં નીચેની કડી મળે છે:

ધનિ ધિન પાટણ નગર રે, ધિન ધિન ફાગણ માસ,
હૈયડ રસ ગોરી ઘણા, ઘરિ ઘરિ રમીઇ રાસ.

૬ વિરહ. ૭ વસંતિઇ. ૮ આગલુ; આ શબ્દ પહેલાં મુખ્ય પાઠમા મળતો 'સો' ઓળિયામાં નથી. ૯ ફાગણ. ૧૦ તણઇ; આ શબ્દ પછી ઓળિયામાં 'મિસિઇ' શબ્દ મળે છે. સ્વ. દેસાઈની નકલમા 'તરુસિં' એવો અશુદ્ધ પાઠ મળે છે. ૧૧ ગાઇ. ૧૨ કરુ. ૧૩ રસીઆ. ૧૪ ઘણું. ૧૫ આ કડી પછી ઓળિયામાં નીચે પ્રમાણેનો અશુદ્ધ સંસ્કૃત શ્લોક છે:

શ્લો૦

परय परय [ म ]ग लिगारिवतं दशणाय चितियो मंडलं ।
मंथमंतुं परिधाच पुंचमी दहि दहे मम मंदुन प्र[ भ्रि ]वे ॥

૧૬ ઓળિયામા પુષ્પિકા આ પ્રમાણે છે:

'॥ ઇતિ વિરહ દેસાઉરી ફાગ સમાપ્તૂ ॥'

[ ૨૭ ]

## અમરરત્નસૂરિ ફાગુ

( વિક્રમના સોળમા શતકનો પૂર્વાર્ધ )

અહે કેવલકમલાં રાજએ, છાજએ જગતદિણિંદ,
અહે નીલવર્ણું રલીઆમણુ સુહામણુ પાસ જિણિંદ. ૧

પણુમીય તાસુ પ્રભાવિહિં ભાવિહિં ગુણ ગાએસુ,
શ્રીઅમરરત્નસૂરિરાજા તાજા જઈ વાંદેસુ. ૨

અહે શ્રી-શ્રીમાલ વખાણુઉં, જાણુઉં જ્ઞાતિસિણગાર,
તહુણા સાહુ આનંદન નંદન લક્ષણસાર. ૩

મરગદિ માનસ કમિણિ ધમ્મિણિ અત્ત અપાર,
જીણિ લિવરાવિઉ ચારિત્ર પાવિત્ર છૂછ કુમાર. ૪

વિનયકીર્ત્તિ અભિરામિહિં નામિહિં જાણુઉ એઉ,
ગ્રંથ અનેક વખાણુએ, જાણુએ આગમભેઉ. ૫

શ્રીહેમરત્નસૂરિ તૂઠા, વુઠા અમીરસધાર,
મઇ હથિ સૂરિમંત્ર આપિઉ, થાપિઉ ગચ્છઆચાર. ૬

તતક્ષણિ મન આણુંદિહિં છંદિહિં પુહતા સંઘ,
નયર સહૂ પાલઇ ઉત્સવ, અભિનવ વર્ત્યા રંગ. ૭

શ્રીઅમરરત્નસૂરિગુરુ ગરૂઆ, સરૂઆ જાસુ ઉવએસુ,
પનર તેરોતરઇ બૂઝવઇ, રંજવઇ દેસવિદેસ. ૮

ચાલઇ ભૂમિ નિહાલતા, પાલતા પંચાચાર,
તપિ ઊતારી ઉઅચટ, ચઉપટ જીણિ હણિઉ માર. ૯

તસુ મિત્ર વાહરઇ ધાયઉ. આયઉ માસ વસંત,
વનિ વનિ વનસ્પતી ગહગહઇ, મહમહઇ મઉર ફ્લંત. ૧૦

તીણિ વેલાં રંગિ રાચઇં, સાચઇં રમણિ રમંતિ,
વસ્ત્રાભરણ સિણગારિહિં ભારિહિં તનૂ ત્રહકંતિ. ૧૧

અહે લલના લલકઇ લહરઇં, પહિરઇ જાદર ચીર,
ઝલહલઇ હાર નગોદર, સહોદર મન્મથ વીર. ૧૨

તીહ કરિ કંકણ ખલકઇ, ઝલકઇં ઝામર માટિ,
પાએ નેઉર ઝમઝમઇ, ઘમઘમઇ ઘૂઘરી ઘાટિ. ૧૩

ઝીલઇ એકિ ખડોખલી મોકલી અહનિ ખંડ,
હીંચઇ હેજિ હીંચોલે, કચોલિ ધરઇ સિરિપંડ. ૧૪

મયણગય હવ વિસ્તરિઉ, ગહબરિઉ કરઇ કલ્લોલ,
પ્રીઅ વિરહઇં દેસંતરી, સુંદરી મનિ ચકડોલ. ૧૫

સંપત્તિ કારણિ જિણવર મુણિવર મનિ આણંતિ,
શ્રીઅમરરત્નસૂરિ પ્રસંગિહિં રંગિહિં ગુણ ગાયંતિ. ૧૬

ફાગુણ ફાગ સીંહૃરિહિં પૃરિહિં અર વરિ આર,
ભગતિહિં સુગુરુ મલ્હાવઉં, ફાવઉ જિમ સવિ વાર. ૧૭

શ્રીઅમરરત્નસૂરિ મનોહર સુહગુરુ બાલકૂંઆર,
સ્તવતાં ભવિઅણ, અમ્હ ઘરિ, તમ્હ ઘરિ જયજયકાર. ૧૮

॥ ઇતિ શ્રીઅમરરત્નસૂરિગુરુ ફાગુ ॥ ૭ ॥

જયશેખરસૂરિકૃત

## દ્વિતીય નેમિનાથ ફાગુ

( સં. ૧૪૬૦ આસપાસ )

પણમિય શિવગતિગામીય, સામીય સવિ અરિહંત,
સુરનરનાહનમંસિય, દંસિયસયલદુહંત. ૧

ગાઈસુ મણુ અણુરાગિહિં ફાગિહિં નેમિકુમાર,
જિણિ જગિ સયલ વિદીતઉ, જીતઉ ભુજબલિ મારુ. ૨

બારમઈ વર નયરિય, વઇરિય વારણુ સાર,
કંચણુમણિમય સુંદર મંદિર પોલિ પગાર. ૩

મણુવંછિયસુરપાયવ, જાયવકુલનહચંદુ,
તહિં અરિદલબલુ ટાલઇ, પાલઇ રાજ મુકુંદુ. ૪

બંધવ તાસુ સભાવિહિં ભાવિહિં ભવહ વિરત્તુ,
નેમીસરુ સિરિકુલહર, જલહરસામલગત્તુ. ૫

સંખ પૂરિ જગુ બહિરિઅ, હરિઉ નાદિહિં મેહુ,
જિણિ ભુયદંડિ પયંડિહિં કિઉ કેસવબલછેહુ. ૬

સમુદવિજય-સિવઅંગજુ, અંગિ જુ દસધણુમાણુ,
બીજઇ નારી નામિહિં, કામિહિં અમલિયમાણુ. ૭

રંભ સમાણિય રાણિય સરિસઉ દેવ મુરારિ,
પરિણુય કાજિ મનાવઇ, નાવઇ નેમિ વિચારિ. ૮

વિહસિય રતિપતિ ઋતુપતિ તઉ અવતરિઉ વસંત,
ભુવણુપરાજય સંમુહુ વમ્મહુ ચલિઉ હસંતુ. ૯

રાગ વસંતહ અવસરુ નવસરુ જાણિય ગાઇ,
ફૂલિ દલિ કુસુમિહિં સોહઇ, મોહઇ મનુ વનરાઇ. ૧૦

કેલિજલિ કમલિણિ લહકઇ, બહકઇ મલયસમીરુ,
વાણિ મૂ મધુરિમ દાખઇ, ભાખઇ કોમલ કીરુ. ૧૧

કોઇલ કેલિ નિહાલિય બાલિય મેલ્હઇ માનુ,
ભમઇ સુ ભમરઉ રણિઅણિ રુણિઝુણિ ઝુણિહિ સગાનુ. ૧૨

દીસઇં વિહસઇય તરુવર, સરવર કમલ સુગંધ,
પીજઇં સસિકર નયણિહિં, રયણિહિં મયણ સુબંધુ. ૧૩

ઉત્તરચારિઉ દિણયરુ, કણયર કુસુમિ વિકાસુ,
ચંપકુ ચમકઇં ચારિમ, દાડિમફલિ અહિલાસુ. ૧૪

ગોરિય સંગિહિં હરિસિય વિહસિય, હસિય અશોક,
પેખિય જિમ પરિપંથિય પંથિય પંથિ સશોક. ૧૫

કિંસુઉ કાનિ નિહસઇં, દીસઇ જેમ હુયાસુ,
જે તરણી વિણુ ચકિઉ ઝલકિઉ એઉ હયાસુ. . ૧૬

દસ દિસિ વાસઇ સુવિમલિ પરિમલિ વઉલુ વિસાલુ,
વેઉલુ વાસિહિં વિલસઇ, અલિસય સેવિય-સાલ. ૧૭

કુસુમઇં મોહિય કેતકિ, કૌતુકિ વિલસઇં ભૃંગ,
વાસંતિય અતિ સુરહિય, વિરહિય હિયઇ વિરંગ. ૧૮

દેખિય મધુરસપિંજરિ મંજરિ વર સહકારિ,
બોલઇં પંચમ રાગિહિં રાગિહિં કોઇલ નારિ. ૧૯

દમણઉ મરુયઉ તરુણિય કરુણિય ગંધનિવેસ,
જા વિહસઇ વર સાલઇ, માલઇ વંચિય એસ. ૨૦

વિરહિણિજનમનુ કાંપઇ, ચાંપઇ ભુવણુ અણંગુ,
બહલિય મહલિય કેલિહિં, કેલિહિં કામિય રંગુ. ૨૧

નિય નિય કંતિહિં સરસિય સરસિય ખેલઇં નારિ,
ગાઇં મધુર નિનાદિહિં, વાદિહિં છાંડઇં વારિ. ૨૨

દાહિણુ પવનિહિં માચઇં, રાચઇ નારી કંતિ,
ઊગટણુઉં મન નંદનિ ચંદનિ કરઇં વસંતિ. ૨૩

વિલસઈં નવ નવ ભંગિહિં રંગિહિં યાદવ લોક,
લાછિલતાં ફલુ લીજઇ, કીજઇ યૌવનિ રોક. ૨૪

ભાસ–અવર દિવસિ ખટ્ટોખલિય ખેલઇ તિહુયણુનાહો,
માઇતાઈં બંધવિ બલિહિં મન્નાવિઉ વીવાહો. ૨૫

અહે બારમઈ નયરીય લોય હુય હરિસ-રમાઉલ,
રાઉલિ દેઉલિ હાવિભાવિ તઉ નાચઇં પાઉલ,
બહલિય છાંડઇ ઠામિ ઠામિ વર વંદનમાલા,
ઘરિ ઘરિ ખેલઇ રાસ ભાસ લલવલતી બાલા. ૨૬

કેસવિ માગિય ઉગ્રસેનધુય રાજલ નામિહિં,
સહજિઇ સારુ સરીરુ જાસુ સંપૂરિઉ કામિહિં,
સિરુ વરિ વિઉલ વિસાલ વેણિ સુલલિય સુકુમાલ,
લાડિય લુહુડિય અદ્ધચંદ સમ લડહ નિડાલ. ૨૭

સોહઇ કાંનિ કપોલ કંતિ લોયણિ અણિયાલે,
સરલઉ નાસાવંસુ, હોઠ વિહિ વિહિય પ્રવાલે,
વલ્લઇ વીણા વેણુ વંસુ સમુ કંઠિ નિનાદો,
પીણુ પઓહરજુયલુ કરઇં કરિકુંભ વિવાદો. ૨૮

ભાસ–રાજલદેવિય ભુયજુયલો નલિણનાલ સુકુમાલુ,
અરુણુ સુરેહઇ પાણિતલો, નાઇ અશોક પ્રવાલુ. ૨૯

તિવલિય સુલલિઉ ઉયરદેસુ, પુણુ નાહિ સલૂણિય,
દેખિય વિઉલુ નિયંબબિંબુ, શિરુ કવણિ મ ધૂણિઉ,
કરિવર શૂંડાદંડ સરિસ ઊરૂય સચ્છાયા,
કમલ સુકોમલ સરલ તરલ અંગુલિ જસુ પાયા. ૩૦

રહિય સરૂપારંભિ રંભ રતિ રતિ મેલ્હાવિય,
જિણુ સોહાગિ ગમારિ ગઉર ગારિવઉ ગલાવિઉ,
રૂપિ નિરૂપમ સહજિ કુમરિ યૌવનિ ગહગહએ,
ચંપકકુસુમ સહી વિસારુ, પરિમલિ મહમહએ. ૩૧

અહ સાવણુ સિય છટ્ઠિ ચલિઉ પહુ મોહિ અમોહિઉ,
ગિરિવર ગુરચઇ ગડયડંતિ ગયવરિ આરોહિઉ,
ભંભા ભેરી પમુહ તૂર રવિ ગયણુ બમાલઇં,
ચાલિય યાદવ તણિય કોડિ સીકિરિય ઝમાલઇં. ૩૨

ભાસ-ઊતારઇં વર બહિનડિય સાવ સલૂણિય લૂણુ,
ગેલિહિ ગાયઇં ગોરડિય મંગલ દોસવિહૂણુ. ૩૩

તાર તુષાર તરગ તરલ તેજિય ટંપાવઇ,
યાદવ ભૂપિત કુભભારિ ભૂતલુ કંપાવઇ,
મેઘાડબરુ ધરઇં છત્તુ સુર ચામર ઢાલઇં,
સિરિ સુરચંપકખૂંપ મઉડ, મોતીસરિ સાલઇં. ૩૪

કુંડલ કેઉર હારુ ચારુ ચંદણિ અણુલિત્તઉ,
........ .............................................*
નાહી રાજલ જલ સુગંધિ, સિણગારુ કરેઈ,
સેત પટોલી કિસિમિમંત પાહલઉ પહિરેઈ. ૩૫

સિરુ કસ્તૂરિય ભરિઉ, ભાલતલિ ટીલી દીપઇ,
ચલકઇ કૂંડલઉ ત...............................
જિનવરુ નરવર ઉગ્રસેન ઘરતોરણિ પત્તઉ,
.................................................... ૩૬

..................ણુઇ કાનિ રવિમંડલું જીપઇં,
...................................................
મણિમય કંઠિય કંઠ પીઉ ઉરિ મોતિય-હારો,
બિહુ કરિ ખલકઇં કણયચૂડ કંકણુ સિણગારો. ૩૭

* મૂલ હસ્તપ્રતમાં કડી ૩૫, ૩૬ અને ૩૭ ત્રૂટિત અને અવ્યવસ્થિત છે. કડી ૩૫નું બીજું ચરણ પડી ગયું છે, કડી ૩૬ના બીજા ચરણનો ઉત્તરાર્ધ અને ચોથું ચરણ નથી, ૩૭મી કડીના પહેલા ચરણનો પૂર્વાર્ધ અને આખું યે બીજું ચરણ નથી. ખૂટતા અંશો ઉમેરવા માટેના સૂચક ચિહ્ન હસ્તપ્રતમાં છે, પણ હાંસિયામાં ક્યાય એ ખૂટતા અંશો લખેલા નથી.

ભાસ–કડિ મણિમેહલ કિંકિણિય, રુણિઝુણિ અણિહિ અમોલ,
રિમિઝિમિ કરતી નેઉરિય પગિ પિહરઇ સા બાલ. ૩૮

તઉ સખિ બોલઇ, રાઈમતિ [તુ]હ પ્રિયતમુ આવઇ,
સામલ સરસ સરીરુ, રૂપિ રતિરમણુ નમાવઇ,
તરુણિમ લવણિમ સહિ સહુય તુહ સારઉં જાણઉં,
અગ્મિય અમિય સમાણુ આજુ દિન બહિનિ વખાણઉં. ૩૯

જિમ જિમ સામિય નેમિ નામુ, રાજલ નિસુણેઈ,
આઠ ભવંતરિ નેહિ હિયઉ તિમ તિમ વિહસેઈ,
સીપ સમાણે નયણિ નાહુ મુહકમલુ નિહાલઇ,
મોહ મહીપતિ આણુ સબલ સા બાલિય પાલઇ. ૪૦

અહ પહુ પિકખઇ વાડમાહિ સસ સૂયર બંધિય,
પૂછઇ પુણુ પઉંતાર પાસિ, ગજ્જગમણુ નિરુધિય,
વિલવઈં એવડ જીવ કાઈ, સો કહઇ જુહારી,
એ સવિ હોસ્યઇ તુમ્હ વિવાહ ગઉરવિ ઉપકારી. ૪૧

ભાસ–તઉ મેલ્હાવઇ જીવ સવે, દેઇય અભયપયાણુ,
ભવહ વિરત્તઉ ચીંતવએ, સામી સહજિ સુજાણુ. ૪૨

હા હા નિય જિય કાજિ જીવ જિય સહસ વિણાસઇ,
સુરતરુ સરસુ વિસુદ્ધ ધમ્મ વિસયંધ ન પાસઈ,
જુવતી યૌવન દેહુ ગેહુ પરિવાર અસારો,
કીજઇ તિમ તીહં કાજિ અવર જીવહં સંહારો. ૪૩

ધિગ ધિગ વિષયવિકારવાસિ કિમ જણુ ધૂતારિઉ,
ભૂરિ ભવંતરિ ફેરિ ફિરઇ ઇમ હિયઇ વિચારિઉ,
ગજ રથ રંગ તુરંગ રમણિ રસ વિસયવિરત્તઉ,
મયગલુ પિલ્લિય ચલિઉ નેમિ શિવરમણીરત્તઉ. ૪૪

ભાસ–તઉ મન્નાવઇ સિવિ મિલિય યાદવ નેમિકુમારુ,
નેમિ ન માનઇ માનિ રલિય લેવી સંયમભારુ. ૪૫

ચેખિય વહ્લહુ ચલિઉ મોકિ સંકલિય રઉઈ,
નેહગહિલ્લિય રાઇમએ ભૂપીઠિ પડેઈ,
કેસપાસુ કરિ મોકલઉ સિરુ ઉરુ તાડેઈ,
ભાભરલોલીય દલિય હારુ હા-રવ પયડેઈ. ૪૬

મૂંકી જીવતિય આજુ પ્રિય જાઇ કિહાંઇ,
નયણુ પસારિય રહિય કાજુ કાજલુ ગિઉં વાઇ,
સામી માન્યા વચન, છેહુ સહિ કાઇ દિખાડઇ,
અહવા વરસાલઇ વિવાહુ કિમ ચડઈ સિરાડઈ. ૪૭

અગણિય રાજલવયણુ દાણુ સંવત્સર દેઈ,
રેવય ગિરિવરિ સામિસાલુ સંજમસિરિ લેઈ,
ચઉપન દિણિ અકલંક વિમલ કેવલસિરિ પામિય,
ઘણુઇ કાલિ રાઇમઈ સરિસુ સિવિ પત્તઉ સામિઉ. ૪૮

નવજુવ્વણભરિ સીલ સબલુ સોહાગિહિં સારો,
મણુવંચ્છિય 'ફલદેઉ દેઉ મિચિદેવિ મલ્હારો,
સિરિમહિંદમપ્પહસૂરસીસિ જયસેહરિ કીજઇ,
ફાગુ એઉ ભવિયણિ વસંતઋતુ રસિહિં રમીજઇ. ૪૯

ઇતિ શ્રીજયશેખરસૂરિકૃતા શ્રીનેમિનાથસ્ય ફાગુબંધેન સ્તુતિઃ ॥છા

---

# શબ્દકોશ*

શબ્દના અર્થની પછી નોંધેલા અંકો અનુક્રમે આ સંગ્રહમાંનો કાવ્યાંક તથા એમાંની કડી સૂચવે છે. ઉદાહરણ તરીકે, અણુરત્તઉ શબ્દ પછી ૨–૩ એ પ્રમાણે અંકનિર્દેશ છે. અર્થાત્ એ શબ્દ બીજા કાવ્યમાં ( એટલે કે રાજશેખરસૂરિકૃત ' નેમિનાથ ફાગુ 'માં ) ૩જી કડીમાં છે.

સંક્ષેપસૂચિ નીચે મુજબ છે :

| | |
|---|---|
| અ. | અવ્યય |
| અ. ક્રિ. | અકર્મક ક્રિયાપદ |
| અ. ગુજ. | અર્વાચીન ગુજરાતી |
| અપ. | અપભ્રંશ |
| અર. | અરબી |
| ક. | કન્નડ |
| કાઠિ. | કાઠિયાવાડી બોલી |
| ક્રિ. વિ. | ક્રિયાવિશેષણ |
| ગુજ. | ગુજરાતી |
| ગ્રા. ગુજ. | ગ્રામ્ય ગુજરાતી |
| જૂ. ગુજ. | જૂની ગુજરાતી |
| દે. | દેશ્ય |
| ન. | નપુંસક લિંગ |
| પં. | પંજાબી |
| પા. | પાલિ |
| પું. | પુંલિંગ |
| પ્રા. | પ્રાકૃત |
| ફા. | ફારસી |
| બં. | બંગાળી |

* આ ગ્રન્થમાલાના પહેલા બે ગ્રન્થોના શબ્દકોશના અનુસંધાનમાં આ કોશ જોવા વિનંતી છે.

| | |
|---|---|
| ભૂ. કૃ. | ભૂત કૃદંત |
| મ. | મરાઠી |
| મા. | માગધી |
| માર. | મારવાડી |
| વિ. | વિશેષણ |
| સ. | સર્વનામ |
| સ. ક્રિ. | સકર્મક ક્રિયાપદ |
| સં. | સંસ્કૃત |
| સ્ત્રી. | સ્ત્રીલિંગ |
| હિ. | હિન્દી |

**અકહ** વિ. 'અકથ્ય, અવર્ણનીય.' ૧૪-૭૮ [सं. अकथ > प्रा. अकह]

**અકારિમ** વિ. 'અકૃત્રિમ, સ્વાભાવિક.' ૭-૧૯ [सं. अ + कार्मिक ?]

**અગાલ** પુ. 'અયોગ્ય સમય, કવખત.' **અગાલિ** ૩૬-૧૧ [सं. अकाल]

**અચરિજ** ન. 'અચરજ, આશ્ચર્ય.' ૨૯-૮૩ [आश्चर्य > प्रा. अच्चरिज] જુઓ **અચિરત.**

**અચિરત** ન. 'અચરત, આશ્ચર્ય.' ૧૯-૧૯ [सं. आश्चर्य > प्रा. अचरिज > अचिरज] જુઓ **અચરિજ.**

**અછરાયણ** ન. 'નૃત્ય'. ૧૮-૩૬ [सं. अप्सरायन ?]

**અટાલિ** સ્ત્રી. 'અટારી, છજું.' **અટાલિહિં** ૨-૧૭ [सं. अट्टाली]

**અડાગર** ન. 'નાગરવેલના પાનનો એક પ્રકાર.' ૨૨-૪૫ ['અડાગર પાન'નો ઉલ્લેખ જૂના સાહિત્યમાં અન્યત્ર પણ મળે છે: 'બીડઉં પત્ર **અડાગર** તણઉં, પરિમલ કરઇ સુગંધઇ ઘણઉં'—'અંબડ વિદ્યાધર રાસ' (સં. ૧૬૩૯), આદેશ ૩, કડી ૧૦૩; 'બીડા દીધ **અડાગર** તણા, વાસવદત્તાઇ ફલ ઘણા'—એજ, આદેશ ૬, કડી ૨૧૬; 'પાન **અડાગર** કાથો નઈ ચૂનો...એણઇ ઇધાણઇ તંબોલીવાડો'—'વર્ણકબત્રીસી,' કડી ૧૯]

**અણમણઉ** વિ. 'ઉદાસ' ૨૯-૯ [सं. अन + मनस]

**અણરસ** વિ. 'અરસિક.' ૩૬-૨ [सं. अन + रस]

**અણવટ** પુ. 'સ્ત્રીના પગના અંગૂઠાનુ એક ઘરેણું.' **અણવટઇ** ૨૨-૨૮.

✓**અણુરત્તઉ** વિ. 'આસક્ત.' ૨-૩ [ सं. अनुरक्त ]

✓**અદ્દભુદ્દ** વિ. 'આશ્ચર્યજનક.' ૧૨-૧૦ [ स. अद्भुत ]

**અનુ** અ. 'અને' ૧-૧ [ सं. अन्यत् > प्रा. अण्णं > अप. अनु. ]

**અભિગ્ગહ** પુ. [ સં. ] 'પ્રતિજ્ઞા, ધાર્મિક નિયમ.' ૧-૩. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે.

**અભિપ** વિ. 'નહિ ખાવા જેવું, અભક્ષ્ય.' ૩૦-૩૦૦ [ सं. अभक्ष्य > प्रा. अभक्ख ]

**અમરી** સ્ત્રી. 'દેવાંગના.' ૩૨-૬ [ स. 'अमर'नुं स्त्रीलिंग ]

**અમિય** ન. 'અમી, અમૃત.' ૧-૧૨. सं. अमृत > प्रा. अमिअ ]

**અમીસારણી** સ્ત્રી. 'અમૃતનો પ્રવાહ' ૧૪-૨. [ गुज. अमी < प्रा. अमिअ < सं. अमृत + सारणी ]

✓**અરઘલ** વિ. 'પુષ્કળ.' ૨૨-૫૭. સર૦ જૂની ગુજ. 'પરિઘલ,' 'પરઘલ' = પુષ્કળ.

**અર્વસી** સ્ત્રી. 'ઉર્વશી, એક અપ્સરા.' ૨૭-૨૧ [ सं. उर्वशी ]

**અલતઉ** પુ. 'અળતો, સ્ત્રીઓના પ્રસાધનમા વપરાતો લાલ રંગ.' ૪-૪૭ [ હાથપગ રંગવામા અળતો વપરાતો એ પ્રસિદ્ધ છે, પણ પ્રસ્તુત અવતરણમાં અળતાથી હોઠ રંગવાનો ઉલ્લેખ છે. सं अरक्तकः > अलक्तकः > प्रा. अलत्तउ ] જુઓ **આલતઉ**.

**અલવેસર** વિ. 'સુન્દર, અલબેલો.' ૧૮-૧૪, ૩૨-૪, ૩૨-૪૬, ૩૪-૫૧. [ અલવ + ઈશ્વર = અલવેશ્વર, અલવેસર. આ વિષે ચર્ચા માટે જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ'ના શબ્દકોશમા **અલવેસર**. ]

**અલીઅલ** પુ. 'ભમરો.' **અલીઅલિ** ૧૨-૨ [ सं. अलिकुल > प्रा. अलिउल ].

**અવજ્ઝા** સ્ત્રી. 'એ નામનું નગર, અયોધ્યા.' ૧૦-૨ [ सं. अयोघ्या ]

**અવલ** વિ. 'મુખ્ય.' ૩૨-૩૫ [ અ. અવ્વલ ]

**અવસર** પુ. [ સં. ] 'સમારંભ, સભા.' **અવસરિ** ૬-૨૭. [ 'દિવાને આમ' જેવી રાજસભા માટે ગુજરાતના સંસ્કૃત પ્રબંધોમાં 'સર્વાવસર' શબ્દનો પ્રયોગ છે. જુઓ 'પ્રબન્ધચિન્તામણિ' (સં. ૧૩૬૧ )નો શ્રી.

દુર્ગાશંકર શાસ્ત્રીનો ગુજ. અનુવાદ, પૃ. ૯ અને ૬૮. ઈ. સ.ની ૧૪મી સદીમાં જૂની મૈથિલી ભાષામા રચાયેલ જ્યોતિરીશ્વરકૃત 'वर्णरत्नाकर' (પૃ. ૩૫)માં પણ 'ગજ કા સર્વાવસર'નો નિર્દેશ છે.]

**અસરાલ** વિ. 'મોટું.' ૩૪-૧૮. [પ્રાચીન હિન્દી સાહિત્યમાં આ શબ્દનો પ્રયોગ જોવામા આવે છે. જેસલમેરના ગ્રન્થભંડારમાના એક હસ્તલિખિત ગુટકામા સંકેતસ્થાને જતી યુવતિના વર્ણનમા "સોલહી વનાય સ્યામા, કામ કી કગલ કામા, બિન્દુ ધકાની તામા બની **અસરાલ** સી," એ પદ્યમા પ્રસ્તુત શબ્દ છે. સૂરદાસમા એનું 'અસરાર' રૂપ મળે છે— "કરુણા કરે યશોદા માતા, નૈનન નીર બહૈ **અસરાર**." આ. ગુજ.માં 'મોટું, પુષ્કળ' એ અર્થમા 'અજગલ' શબ્દ છે, જે 'અસરાલ'નું સ્વરૂપાન્તર જણાય છે. અર૦ 'ઇજ્જાઇલ' ઉપરથી એ સંભવે છે.]

**અહ** અ. 'હવે' ૧-૭, ૨-૨, ૨-૮, ૫-૨, ઇત્યાદિ [સં. अथ] ફાગુકાવ્યોમાં કડીના પ્રારંભમા ઘણી વાર 'અહ' કે 'અહે' આવે છે. જુઓ **અહે.**

**અહર** પું. 'હોઠ.' ૨-૯ [સં. अधर] જુઓ **અહિરુ.**

**અહવ** અ. 'અથવા.' ૪-૩૨ [સં. अथवा]

**અહવિ** સ્ત્રી. 'સૌભાગ્યવતી સ્ત્રી, અવિધવા.' ૧૮-૭૯, ૩૭-૧૪ [સં. अविधवा > प्रा. अविहवा, अविहव.] જૂ. ગુજ. અઇહવ. સર૦ બં. 'એયો.']

**અહિરુ** પું. 'હોઠ.' ૩-૧૦ [સં. अधर > प्रा. अहर] જુઓ **અહર.**

**અહુઠ** વિ. 'સાડાત્રણ,' ગુજ. 'ઊઠ, ઊંઠ;' સર૦ આંકમા 'ઊઠાનો ઘડિયો.' ૨-૨૨ [સં. अर्धचतुर्थ > प्रा. अद्धुट्ठ. જુઓ મહીરાજકૃત 'નલદવદંતી રાસ'ના શબ્દકોશમાં **અઉઠ.** ત્યા ઉલ્લેખ કરાયેલ સં. 'अध्युष्ट' શબ્દ જૈન સંસ્કૃતમાં પ્રયોજાયેલ છે. પ્રા. 'अद्धुट्ठ'નું એ સંસ્કૃતીકરણ જણાય છે.]

**અહે** અ. 'હવે.' ૨૫-૧, ઇત્યાદિ. કાવ્યાંક ૨૪ની બધી કડીઓના આરંભમા 'અહે' છે. ફાગુકાવ્યોમાં કડીના પ્રારંભમાં ઘણી વાર 'અહ' કે 'અહે' આવે છે. [સં. अथ] જુઓ **અહ.**

**અંચ** સ. ક્રિ. 'બાધવું, લટકાવવું.' **અંચઇ** ૪-૧૪; **અંચેઈ** ૩-૧૫ [સં. अञ्च.]

**અંજત** વિ. 'કાજળ આંજેલ.' ૩૨-૨૨ [સં. अञ्जित.]

**અંતગડ** વિ. 'એ જ જન્મમાં મુક્તિ પામનાર.,' ૩૦-૧૩૭ [ सं. अंतकृत् > प्रा. अंतगड ] આ જૈન પારિભાષિક શબ્દ છે.

**અંતેઉર** ન. 'રાણીવાસ.' ૨-૫, ૩-૭ [ सं. अंतःपुर > प्रा. अंतेउर ]

**અંબ** પું. 'આંબાનું વૃક્ષ.' ૨૫-૧૧ [ सं. आम्र > प्रा. अंब ]

**અંબવણ** ન. 'આંબાવાડિયું.' **અંબવણિ** ૪-૫૧ [ सं. आम्रवन ]

**°લા** ભૂત કૃદંતનો પ્રત્યય. જુઓ **આઇલા** 'આવ્યો,' [illegible] **ઉરપીયલા** 'ઉરપ્યો,' ૧૪-૪૦; વળી **પસરીયલઇ** 'પ્રસર્યો.' [illegible]

**આએશ** 'અનુજ્ઞા.' **આએસિ** ૧-૩ [ सं. आदेश ] જુઓ **આદેસ**.

**આગલઉ** 'એપ,' ગુજ. 'આગલો.' ૨-૩ [ सं. अग्र > प्रा. अग्ग + લઉ > આગલઉ ]

**આછઉ** વિ. 'ઝીણું,' ગુજ. 'આછું,' હિ. 'અચ્છા' [illegible], **આછાં** ૨૨-૨૦ [ सं. अच्छ ]

**આલતઉ** પું. 'અળતો.' **આલતઈ** ૩-૨૧ [ અળતાથી સ્ત્રીના નખ રંગવાનો અહીં ઉલ્લેખ છે. ] જુઓ **અલતઉ.**

**આવશ્યક** ન. [ સં. ] 'જૈન ધર્માનુસાર સામાયિકાદિ નિત્યકર્મ' ૨૯-૧૮.

**આસા** સ્ત્રી. 'દિશા.' ૨૨-૪ [ સં. आशा ]

**આહણ** પું. 'પ્રહાર' **આહણએ** ૧-૧ [ સં. आ + हन् ]

**આંકણી** સ્ત્રી. 'કવિતામાં આવતી ટેકની પંક્તિ.' ૨૪-૨, ૩૦-૧૨૧, ૩૦-૧૮૩, ૩૦-૧૯૫, ૩૦-૨૧૭ [ સં. *अङ्कनिका > प्रा. अंकणिआ ] જુઓ **આંચલી.**

**આંગ** ન. 'શરીરનો અવયવ.' **આંગિ** ૨૦-૪૮ [ સં. अङ्ग ] જુઓ **આંગી.**

**આંગી** સ્ત્રી. 'જૈન મૂર્તિનો શણગાર.' ૧૮-૬૯. જુઓ **આંગ.**

**આંચલી** સ્ત્રી. 'કવિતામાં આવતી ટેકની પંક્તિ.' ૨૮-૭, ૩૦-૧૭૨ [ સં. अञ्चल > આંચલ + ઈ ] જુઓ **આંકણી.**

**આંબર** ન. 'કીમતી વસ્ત્ર,' ગુજ. 'અંબર.' ૨૨-૨૦ [ સં. अम्बर ]

**ઇગુ** વિ. 'એક.' ૧૦-૭ [ સં. एक = प्रा. इक्क > જૂ. ગુજ. ઈક. સર૦ પં. इक ]

**ઉઅચટ** સ્ત્રી. 'અભિમાન' ( ? ) ૩૭-૯.

**ઉગટ** જુઓ **ઊગટિ.**

**ઉજા** અ. ક્રિ. 'દોડવું, ચાલ્યા જવું.' **ઉજાય** ૩૦-૨૩૫. **ઊજાણી** 'દોડીને.' [ સં. उद्याति > प्रा. उज्जाइ > જૂ. ગુજ. ઊજ્જાઇ-ઉજાઇ. 'ઊજાણ' સં. उत् + यान > ઉજ્જાણ ઉપરથી. ]

**ઉમાહો** પું. 'ઉત્સાહ' ૩-૨૩; **ઊમાહો** ૫-૧૫. **ઊમાયો** 'ઉત્સાહિત થયેલો, આસક્ત.' ૩૪-૧૭; **ઉમાહ્યો** ૩૨-૨૧; **ઊમાહીઅ** ૨-૨૭ [ સં. उष्मायित > प्रा. उम्हाइअ ]

**ઉરડઉ** પું. 'ઓરડો.' ૧૨-૧૧ [ સં. अपवरक > प्रा. अउअरड ] જુઓ **ઓરડઉ.**

**ઉલગ** સ્ત્રી. ‘ સેવા, ’ ગુજ. ‘ ઓળગ. ’ ૩૦-૨૨ [ ક. ઓળિગ ‘ સેવા. ’ ક્રિયાપદ તરીકે પણ ‘ ઉલગ ’ આવે છે. ] જુઓ મહીરાજકૃત ‘ નલ-દવદંતી રાસ ’ના શબ્દકોશમાં **અંગઓલગૂં** અને **ઉલગ.**

**ઉલંભઉ** પું. ‘ ઠપકો, ’ ગુજ. ‘ ઓળંભો. **ઉલંભા** ૧૯-૮૯ [ સં. उपालम्भ > प्रा. उवालंभ ]

**ઉવટ** પું. ‘ આડો રસ્તો. ’ ૨-૧૬ [ સં. उद्वर्त्मन् > पा प्रा. उवट्ट. ‘ ઉવટ ’ શબ્દમા સં. वर्त्मन् અંતર્ગત છે એ કાલક્રમે ભુલાઈ ગયું. પરિણામે ‘ ઉવટ વાટિ ’ ( ‘ કાન્હડદેપ્રબંધ, ખંડ ૧, કડી ૪૬ ) જેવા પ્રયોગો મળે છે. ]

**ઊપલ** ન. ‘ ખાંડણિયો, ’ ગુજ. ‘ ઊખળ. ’ **ઊપલિ** ૧૯-૪૩ [ સં. उदूखल > प्रा. उक्खल ]

**ઊગટિ** સ્ત્રી. ‘ સુગંધી પદાર્થોનો લેપ. ’ ૧-૧૦, ૨-૧૪, ૬-૪૬, ૧૩-૮, ૨૧-૨૦, ૨૨-૩૨; **ઊગટી** ૧૮-૨૬ [ સં. उद्वर्तन > प्रा. उंवट्टण ? ] સર૦ ગુજ. ઊગટણું = પીઠી કે તે ચોળવાની ક્રિયા ]

**ઊગાઅ** અ. ક્રિ. ‘ સુકાવું. ’ **ઊગાઇઆ** ૩૬-૨૫.

**ઊદ્દાલ** સ. ક્રિ. ‘ બળાત્કારે પડાવી લેવું. ’ **ઊદ્દાલીનઇ** ૨૯-૧૩૩ [ સં. उद्दालित > प्रा. उद्दालिअ. અર્વાચીન ગુજરાતીમાં આ ક્રિયાપદ વપરાતું નથી. એના અન્ય પ્રયોગો માટે જુઓ જયશેખરસૂરિકૃત ‘ ત્રિભુવનદીપક-પ્રબન્ધ, ’ કડી ૩૪; ‘ કાન્હડદેપ્રબન્ધ ’ ૧-૨૧૫, ૨-૧૫, ૨-૧૯, ૨-૪૪; ‘ અંગડવિદ્યાધર રાસ, ’ ૪-૨૮૯, ઇત્યાદિ ]

**ઊનયુ** વિ. ‘ ઉન્નત. ’ ૨૫-૩ [ સં. उन्नत > प्रा. उन्नय ]

**ઊભીઠ** વિ. ‘ નિબિડ, ગાઢ. ’ ૩૬-૫૦.

**એકલમલ** વિ. ‘ અદ્વિતીય પરાક્રમી. ’ **એકલમલિ** ૭-૭; **એકલ્લ-મલ્લુ** ૫-૧૧

**ઓરડઉ** પું. ‘ ઓરડો. ’ **ઓરડઇ** ૨૬-૯. જુઓ ઉરડઉ.

**ઓસીસું** ન. ‘ સૂતી વખતે માથા નીચે રાખવાનું ટેકણ, ઓશીકું. ’ ૨૬-૨૮ [ સં. उपशीर्षक > प्रा. उस्सीसअ ]

**કકલિ** સ્ત્રી. ‘ કેળ. ’ ૨૨-૪ [ સં. कदली > प्रा. कअली ]

°**કઉ** ષષ્ઠીનો પ્રત્યય. ૮-૧૭, ૩૫-૧; °**કઓ** ૩૫-૫; °**કી** ૩૫-૨૫ [ આ પ્રત્યય જૂની ગુજરાતીમાં પણ વિરલ છે, પણ ક્વચિત્ એના અન્ય પ્રયોગો મળે છે, જેમ કે 'કાન્હડદેપ્રબંધ' ૧-૭૮ મા 'ભાઉ દેસ દેવકઇ પાટણિ દલ રીપંતા આવ્યા.'

**કઉતિગ** ન. 'આશ્ચર્ય.' **કઉતિગિ** ૧-૧૭ [ सं. कौतुक ]

**કઉલિઉ** પુ. 'પંજો,' સર૦ ગુજ. 'કોળિયો.' **કઉલિઅ** ૨૦-૯ [ सं. कवलक ]

**કચપચ** સ્ત્રી. 'કકળાટ.' ૩૦-૮૬

**કચોલુ** ન. 'પ્યાલો.' **કચોલા** ૧-૧૪, ૨૯-૬૬, ૨૯-૧૨૧; **કચોલિ** ૩૭-૧૪ [ प्रा. कच्चोलअ, ગુજ. 'કચોળું' ] જુઓ **કંચોલા.**

**કડક્ખ** પુ. 'પ્રેમભરી વાંકી દૃષ્ટિ.' ૬-૪૭; **કડક્ખહં** ૨-૧૭ [ सं. कटाक्ष > प्रा. कडक्ख ]

**કડખ** સ. ક્રિ. 'આંખનો કટાક્ષ કરવો.' **કડખઇ** ૨-૧૭

**કણઇઅર** પું. 'કરેણનું ઝાડ.' ૨૨-૨૦; **કણયર** ૧૪-૪૬ [ सं. कर्णिकार > प्रा. कण्णिआर, कणिआर ]

**કન્હેલી** અ. 'પાસે, કને,' સપ્તમીનો અનુગ. ૩૬-૩૫ [ सं. *कर्णे > प्रा. कण्णे + લ (સ્વાર્થિક પ્રત્યય) + ઇ. જુઓ 'ષષ્ટિશતક પ્રકરણ'ના શબ્દકોશમાં કન્હઇ ]

**કબાંન** સ્ત્રી. 'કામઠું, ધનુષ્ય.' ૩૨-૨૨ [ ફા. કમાન ]

**કયવાર** સ્ત્રી. 'સ્તુતિ, પ્રશસ્તિ.' ૧૦-૧૬ [ 'પૃથ્વીચન્દ્રચરિત્ર' (પ્રા. ગુજ. કા. સં., પૃ. ૧૧૩)ના નીચેના અવતરણમાં આ અર્થ તદ્દન સ્પષ્ટ છે– 'કરઇ ભટ્ટ કઇવાર' (ભાટ સ્તુતિ કરે છે). મૈથિલી ભાષાના 'વર્ણરત્નાકર' ગ્રન્થમાં (પૃ. ૪૪) ભાટના ગુણ વર્ણવતાં એને 'કેવારી' (સ્તુતિ કરનાર) કહ્યો છે. 'વસંતવિલાસ,' કડી ૩૦–'વઉલિ વિલુલા મહુઅર બહુ રચઇં ઝણકાર, મયણ રહઇં કિરિ આગુદિણુ બંદિણુ કરઇં **કઇવાર.**' એમાંના 'કઇવાર' શબ્દનો 'સ્તુતિ' અર્થ સંભવે છે. ]

**કરયલ** ન. 'હાથ.' ૧-૪; **કરીયલિ** 'હાથમાં.' ૩૬-૪૪ [ सं. करतल ]

**કરલ** પું. 'વાળ, કેશ.' ૨૨-૩૫ [ सं. कुरल ] જુઓ **કુરલ.**

**કરહુ** પું. 'ઊંટ,' ૨૫-૧૭ [ સં. करभ > પ્રા. करह ]

**કરંગી** સ્ત્રી. 'હરણી.' ૨૨-૨૫ [ સં. कुरंगी ]

**કરિવાલ** સ્ત્રી. 'તલવાર.' ૩-૯ [ સં. करवाल ]

**કલાઉ** પું. 'કલાપ.' ૨-૮ [ સં. कलाप > પ્રા. कलाव ]

**કશિમ** ન. 'ફૂલ.' ૨૨-૩૫ [ સં. कुसुम ] જુઓ **કસિમ** અને **કુશમ.**

**કસથૂરિય** સ્ત્રી. 'કસ્તૂરી મૃગની નાભિમાંથી મળતો એક સુગંધી પદાર્થ.' ૫-૧૨; **કસથૂરી** ૧૦-૧૫ [ સં. कस्तुरीका ]

**કસિમ** ૨૨-૧. જુઓ **કશિમ** અને **કુશમ.**

**કહાણી** સ્ત્રી. 'વાત, વૃત્તાન્ત.' ૧૪ ૭૮ [ સં. *कथानिका > પ્રા. कहाणिआ ]

**કંચૂઉં** પું. 'કાચળી,' ગુજ. 'કંચવો.' ૧૩-૫, ૧૩-૧૨ [ સં. कंचुक > પ્રા. कंचुअ ]

**કંચોલા** ૩-૯. જુઓ **કચોલુ.**

**કંન** પું. 'કૃષ્ણ, કાન.' ૩૬-૨૧ [ સં. कृष्ण > પ્રા. कण्ह ] જુઓ **કાન્હડ.**

**કંબ** સ્ત્રી. 'સોટી, છડી.' ૧૮-૩૬ [ સં. कम्बा ] જુઓ **કંવ, કાંબ.**

**કંભ** પું. 'ઘડો.' ૨૨-૨૯ [ સં. कुम्भ ]

**કંવ** ૩-૧૩. જુઓ **કંબ.**

**કાઠીયા** પું. બ. વ. 'જે કારણોથી જીવ હિતકારી જ્ઞાન પ્રાપ્ત ન કરી શકે તે.' ૨૭-૧૯ [ આ કારણોની સંખ્યા તેર ગણાવાય છે, તેથી તે 'તેર કાઠિયા' તરીકે ઓળખાય છે. આ જૈન પારિભાષિક શબ્દ છે. 'ઉત્તરાધ્યયન સૂત્ર' ( અધ્યયન ૩ ), નિર્યુક્તિગાથા ૧૬૦-૧૬૧ અનુસાર આ તેર કારણ નીચે પ્રમાણે છે—આળસ, મોહ, અવજ્ઞા, સ્તંભ અથવા અહંકાર, ક્રોધ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વ્યાક્ષેપ અથવા કિંકર્તવ્યમૂઢતા, કુતૂહલ ( ઇન્દ્ર-જાલાદિના અવલોકનનું ), રમણ ( પ્રાણીઓની સાઠમારી ). 'કાઠિયા' શબ્દ સં. *काष्ठिक > પ્રા. *कट्ठिअ ઉપરથી વ્યુત્પન્ન થઈ શકે. ]

**કાદમ** પું. 'કાદવ.' ૧૫-૩૦. [ સં. कर्दम > પ્રા. कद्दम. ઉત્તર ગુજરાતની બોલીમાં આજે પણ 'કાદમ' પ્રચલિત છે. ]

કાન્હુડ પું. 'કૃષ્ણ.' ૯-૧૬; કાન્હુડ ૮-૭ [सं. कृष्ण > प्रा. कण्ह > જૂ. ગુજ. કાન્હ + સ્વાર્થિક 'ડ.' સર૦ 'કહાનડો,' 'કાનુડો.'] જુઓ કંન.

**કાવલી** સ્રી. 'બંગડી, ચૂડી.' ૧૮-૫૩

**કાંબ** સ્રી. 'સોટી.' ૨૨-૨૦. જુઓ કંબ.

કિર અ. 'અવશ્ય.' ૧-૧૨, ૧૮-૨૧; કિરિ ૨-૮, ૨-૯, ૯-૧૫. [सं. किल]

કિરણ વિ. 'કરુણ.' ૩૧-૨ [सं. करुण]

**કિસોયરી** વિ. 'પાતળી કેડવાળી.' ૧૮-૫૪ [सं. कृशोदरी]

**કુરણી** સ્રી. 'કરેણુ.' ૨૨-૪૦ [सं. करेणु. એનાં 'કરણી' અને 'કરણી' એવા રૂપ જૂ. ગુજ.માં મળે છે; જુઓ 'વસંતવિલાસ,' કડી ૮૨. 'કરુણી' રૂપમાંથી સ્વર-વ્યત્યયથી 'કુરણી' આવે.]

કુરલ અ. ક્રિ. 'ચીસો પાડવી તે'(ખાસ કરી પશુપક્ષીઓની બાબતમાં) કુરલંત ૩-૨૪ [સર૦ 'કુંજડિયાં કુરલાઇયા'—જૂના ગુજ. દુહામાં ('બુદ્ધિપ્રકાશ,' પુ. ૮૦, પૃ. ૭૩.) આ ક્રિયાપદ રવાનુકારી હોવા સંભવ છે.]

કુરુલ વિ. 'વાંકડિયા' (કેશને માટે). ૮-૧૧ [सं. कुरल] જુઓ કરલ.

કુશમ ન. 'ફૂલ.' કુશમિ ૩૬-૧૫ [सं. कुसुम] જુઓ કશિમ અને કસિમ.

**કુંઅલી** વિ. 'કોમળ,' ગુજ. 'કુંળી, કુંણી.' ૨૨-૨૯, ૨૨-૩૦; **કૂઅલી** ૧૩-૩ [सं. कोमल, અપભ્રંશકાળમાં એનું 'કોવँલ' ઉપરાંત 'કુવँલ'—'કુંઅલ' રૂપ થયું હોવું જોઈએ, જે ઉપરથી 'કુંણુ,' 'કુંળી' આદિ વ્યુત્પન્ન થાય.]

**કુંચકી** સ્રી. 'કાંચળી.' ૨૮-૪૧ [सं. कञ्चुकी]

**કૂઓ** પું. 'વહાણનો એક ભાગ, કૂવાથંભ.' ૨૪-૨ [सं. कूप > प्रा. कूव]

કૂવડિ સ્રી. 'નાનો કૂવો. કૂઇ.' ૧-૧૫ [सं. कूप > प्रा. कूव + સ્વાર્થિક 'ડિ']

કૃપાગરુ વિ. 'કૃપાનિધાન.' ૪-૧ [ सं. कृपाकर ]

કેલવં સ. ક્રિ. 'ખિલવવું, વ્યવસ્થિત વિકાસ કરવો.' કેલવઇં ૩૪-૩૬; કેલવિ 'મિશ્રિત કરે, મેળવે.' ૧૦-૧૫; કેલવે ૩૨-૩૨ [ ક. 'કેળ'='કાળજી લેવી, સ્નેહ કરવો' ઉપરથી આ સંભવે છે. પ્રાચીન મ. મા પણ 'કેળવણે' આ અર્થમા છે ]

કેવલ ન. [ સં. ] 'સર્વશ્રેષ્ઠ જ્ઞાન, સર્વજ્ઞતા, કેવલજ્ઞાન.' ૩૦-૬૧; કેવલનાણું ૨-૨૭; કેવલી પું. 'કેવલજ્ઞાની.' ૩૦ ૧૪૬ [ આ જૈન પારિભાષિક શબ્દ છે. ]

- કેવી વિ. 'કેટલાક, થોડાક.' ૧-૧ [ सं. कऽपि > प्रा. केवि. જૂ. ગુજ.માં કેઇ' રૂપ પણ છે ]

કેહરિ પું. 'સિંહ, કેસરી.' ૨૯ ૩૧ [ सं. केसरिन् ]

કેંગાર પું. 'મોરનો કેકારવ.' ૩૦-૨૩૭ [ રવાનુકારી ]

કોકિલિ સ્ત્રી. 'કોયલ.' ૨૨-૧, ૨૨-૪૦ [ सं. कोकिला > कोइला ]

કોકોલા સ્ત્રી. અર્થ અસ્પષ્ટ. ૨૨-૫૦

કોરણ સ્ત્રી. 'ધૂળની આધી' ૨૨-૫૦

કોસીસું ન. 'કોટ ઉપરનુ શોભાનુ નાનકડું શિખર.' કોસીસાં ૧૮-૩૦ [ स. कपिशीर्षक > प्रा. कविसिस्सय, कइसीसय, कउसीसय ]

ખગ્ગ ન. 'તલવાર, ખડ્ગ.' ૧-૧૨ [ स. खड्ग > प्रा. खग्ग. બીજી તરફ स. खड्ग > प्रा. खड्ड, अप. खंडु > ગુજ. ખાંડુ ]

ખડકી સ્ત્રી. 'ઘર આગળની બાંધેલી—બારણાવાળી છૂટી જગા. ડેલી.' ૩૬-૨૯ [ દે. ખડક્કી ]

ખડગ્ગ ન. 'તલવાર, ખડ્ગ.' ખડગ્ગિણ ૧-૨૫ [ सं. खड्ग ]

ખડોખલિ સ્ત્રી. 'ક્રિડા માટેની નાની વાવ' ૨-૫; ખડોખલી ૧૭-૧૪, ૩૭-૧૪; ષડોખલી ૧૯-૫૮, ૩૦-૨૩૦; ખડોખલિય ૧૦-૧૮ [ प्रा. खुड्डाखुड्डिया ] જુઓ મહીરાજકૃત 'નલ દવદંતી રાસ'ના શબ્દકોશમા ષડોખલી ( ખડોખલી ).

ખવ સ. ક્રિ. 'દૂર કરવુ.' ખવઇ ૨૨-૫૩ [ सं. √ क्षप् ]

ખંચ સ. ક્રિ. [ પ્રા. ] 'ખેંચવું.' ખંચઇ ૪-૧૪

**ખાસા** ન. 'એક કીમતી વસ્ત્ર.' ૩૦-૧૯૭ [ અર. ખાસ = પોતાનું, અંગત. તે ઉપરથી 'વિશિષ્ટ, ઉત્તમ' એવા અર્થમાં આ શબ્દ હાલ વપરાય છે. પણ અહીં તેનો એ અર્થ નથી. પ્રસ્તુત સન્દર્ભમાં વસ્ત્રો સાથે એનો ઉલ્લેખ છે. પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી પાસેની 'ભોજનવિચ્છિત્તિ'ની એક હસ્તપ્રતમાં અન્ય કીમતી વસ્ત્રો સાથે 'ખાસા'નો પણ ઉલ્લેખ છે. તેથી અહીં આપેલા અર્થનું સમર્થન થાય છે. જુઓ—'પછઇ ભલા વસ્ત્ર પહિરાયા. તે કુણ ૨ ? દેવદુષ્ય વસ્ત્ર, રત્નકંબલ, પામડી, ચિન્મા, પીગંદક, મસજ્જર, ચીણી, ખુલખુલચસમા, અતલસ, લાહિ, અટાણુ, ખાસા, સેલા, મુલમુલ, નરમા, દોરીઆ, શ્રીશાપ, શ્રીબાપ, બાફ્તા, અંબાતરી, મહિમુદી, દુદામી, ભયરણ, ટસરીયાં, મુગટા, સિણીયા, કસબી, જરબાપ, મુખમલ, કથીયા, ઇલાઇચા, નારીકુંજર પ્રમુખ પચરંગી વાગા પહિરાવ્યા.' ]

**ખિણ** સ્ત્રી. 'અત્યંત અલ્પ સમય, ક્ષણ.' ૩૧-૨૧, ૩૧-૨૭ [ સં. क्षण ]

**ખિમા** સ્ત્રી. 'માફી.' ૨૭-૨૧ [ સં. क्षमा ]

**ખીંટલી** સ્ત્રી. 'સ્ત્રીના કાનનું એક ઘરેણું;' એના ઉપર મોતી પણ જડાતાં. ૩૬-૪૭. મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૯૨માં પણ આ શબ્દ છે.

**ખુંપ** પું. 'માથા ઉપરનો પુષ્પનો એક શણગાર.' ૧-૧૦, ૩-૧૫, ૧૪-૬૫; **ખુંપુ** ૨-૧૪, ૨-૧૮, ૩-૧૯, ૪-૩૦; **ખૂંપ** ૬-૩૮, ૨૨-૨૮, ૩૬-૪૬માં **ખૂપ** છે. [ દે. खुंपा ]

**ખેડ** સ.ક્રિ. 'હાંકવું, ચલાવવું.' **ખેડ્યા** ૧૯-૨૦ [ પ્રા. खेड्, સર૦ 'મને મારીને રથડા ખેડો હો બાળા રાજ રે'—અભિમન્યુના રાસડામાં ]

**ખેલ** અ. ક્રિ. 'ખેલવું, ક્રીડા કરવી.' **ખેલય** ૭-૪૦. **ખેલા** સ્ત્રી. 'ક્રીડા.' ૧-૨૭ [ સં. खेल् ]

**ખેસ** સ્ત્રી. 'ક્ષતિ, ઊણપ.' ૩૦-૧૨ [ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૩૪૯, ૬૨૮માં આ શબ્દ 'દ્વેષ' અર્થમાં વપરાયો છે. દે. ખસ= 'ખસવું, સરકવું' ઉપરથી. ]

**ખેહ** સ્ત્રી. અર્થ અસ્પષ્ટ. ૩૫-૪ [ 'ખેહ' શબ્દ પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતીમાં 'ધૂળ, રજ' એ અર્થમાં પ્રચલિત છે. પણ અહીં તે અર્થ બંધબેસતો નથી. અહીં કોકિલાને 'મદનની ખેહ' તરીકે વર્ણવી છે. ]

ગઇંદ પું. 'હાથી.' ૧૪-૪૧ [ સં. गजेन्द्र > प्रा. गयंद ] જુઓ **ગયંદ.**

ગઉખ પું. 'ઝરૂખો, ગોખ.' ગઉખિ ૨-૧૭ [ સં. गवाक्ष > प्रा. गवक्ख, गउक्ख. જૂ. ગુજ.માં 'ગૂખ' રૂપ પણ મળે છે. ]

ગઉરઉ પું. 'વરનું સામાન્ય કરવા કન્યાપક્ષ તરફથી અપાતું જમણ,' ગુજ. 'ગૌરવ.' ૩-૨૪ [ સં. गौरव ] જુઓ **ગુરવ, ગોરવું.**

ગણ પું. 'ગુણ, સદ્‌ગુણ.' ૨૨-૪૦, ૨૨-૫૭ [ આ. ગુજ.માં 'ગણ' શબ્દ વપરાય છે. ]

ગયંદ જુઓ ગઇંદ

ગરભ પુ. 'ગર્વ, અભિમાન,' આ. ગુજ. 'ગરભ.' ૭-૩૪ [ સં. गर्व ]

ગલાલ પુ. 'રાતા રંગનો સહેજ સુગંધીદાર ભૂકો, ગુલાલ.' ૩૦-૨૦૭ થી ૨૨૮ [ ફા. ગુલાલ. 'કાન્હડદેપ્રબન્ધ,' ખંડ ૩ની ભટાઉલીમાં આ શબ્દ 'ગુરલાલ' રૂપે વપરાયેલો છે. ]

ગહગહ અ. ક્રિ. 'આનંદ પામવું.' **ગહગહિયા** ૧-૩; **ગહિગહી** ૨૨-૧ [ 'સુગંધથી મહેકવું' એવા અર્થમાં પણ આ ક્રિયાપદ વપરાયેલ છે. રવાનુકારી. જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૦૦૫ ]

ગહબર અ. ક્રિ. 'ગભરાવું.' **ગહબરઇ** ૨૬-૨૪; **ગહુબરી** ૨૬-૨૭

ગહિર વિ. 'ઊંડો, ગભીર,' સર૦ ગુજ. 'ઘેરો.' ૨-૩ [ સં. गभीर > गहीर ] જુઓ **ગુહિર.**

ગહિલ્લિ વિ. 'ઘેલી.' ૧-૧૬, ૨-૧૨ [ સં. ग्रह + इल्ली. सर० हि. गहिली ]

ગંગાજલ વિ. 'ઘોડાની એક જાત.' **ગંગાજલા** ૧૪-૬૬.

ગંધ્રવ ન. 'ગાન.' ૧૦-૧૫ [ સં. गन्धर्व > प्रा. गंधव्व ]

ગારડી પું. 'સાપ ઉતારવાનો મંત્ર જાણનાર.' ૩૦-૧૨૬ [ સં. गारुडिक > प्रा. गारुडिअ ]

ગિરટ્ઠ વિ. 'મહાન.' **ગિરટ્ઠા** ૯-૬ [ સં. गरिष्ठ > प्रा. गरिट्ठ ]

ગુઝ સ્ત્રી. 'છાની વાત.' ૨૨-૧૪; **ગૂઝ** ૨૩-૧૦ [ સં. गुह्य > प्रा. गुज्झ. સર૦ ગુજ. 'ગૂઝું' = ખીસું. ]

ગુઝબી વિ. 'જુલમગાર.' ૨૬-૬ [ 'ગોઝબી' એવું પાઠાન્તર પણ છે. અર. 'ગઝબી' ઉપરથી ]

ગુણપંચાસિ વિ. 'ઓગણપચાસ.' ૨૯-૧૬૩ [ सं. एकोनपंचाशत् > प्रा. एगूणपंचास ]

ગુર પું. 'ગુર.' ૨૭-૨૩; ગુરહ ૧-૩ [ सं. गुरु. પારસી ધર્મ-ગુરુઓના નામ પાછળ કેટલીકવાર 'ગુર' શબ્દ લાગે છે, જેમ કે 'બહેરામગુર' સર૦ ગુજ. ગોર = પુરોહિત ]

ગુરવ પું. ૧૪-૭૦ [ सं. गौरव > प्रा. गउरव ] જુઓ ગઉરઉ ગોરવુ.

ગુસાઇઉ પું. 'સ્વામી, પતિ' ૨૦-૪૮ [ सं. गोस्वामिन्. सर० हि. गोसाई, पं. गुसाइ, म. गोसावी, ગુજ. ગોસાઇ, જોકે જૂની ગુજ.ના પ્રસ્તુત પ્રયોગની તુલનાએ આ બધા અર્વાચીન પ્રયોગોનો અર્થફેર નોંધપાત્ર છે. અર્વાચીન પ્રયોગોમા એનો અર્થ 'ધર્મગુરુ,' 'સાધુ' કે એવો છે. આસામીમાં અમુક કુટુંબના સભ્યને 'ગોહાઇ' કહેવામાં આવે છે (ટર્નર, 'નેપાલી ડિકશનરી' પૃ. ૧૫૦) ત્યાં એનો અર્થ ઉપર્યુક્ત 'ગુસાઇઉ'ને કંઈક મળતો છે. ]

ગુહિર વિ. 'ગંભીર.' ૬-૮૨. જુઓ ગહિર.

ગૂજરડી વિ. ગુજરાતની સ્ત્રી, ગુજરાતણ. ૭-૨૫ [ सं. गुर्जर > प्रा. गुज्जर > ગૂજર + સ્વાર્થિક 'ડી.' 'ગૂજર' કે 'ગૂજરી'નો અર્થ 'ગોવાળ અને 'ગોવાલણી' પણ થાય છે તે ગુર્જર પ્રજા મુખ્યત્વે પશુપાલક હતી એ સૂચવે છે. ]

ગૂજરાત સ્ત્રી. 'ગુજરોનો પ્રદેશ.' ૩૬-૨૪ [ ગુર્જર દેશ માટે પ્રયોજાયેલો આ 'ગુજરાત' શબ્દ વિક્રમના ચૌદમા શતકના પૂર્વાર્ધ જેટલો જૂનો હોઈ અગત્યનો છે. આ પ્રકારના અન્ય પ્રયોગો માટે તથા આ શબ્દના લિંગની ચર્ચા માટે જુઓ 'ઇતિહાસની કેડી' લેખસંગ્રહમા "પ્રાચીન ગુજરાતી સાહિત્યમા 'ગુજરાત'ના પ્રયોગો" એ લેખ. આ શબ્દની વ્યુત્પત્તિ 'ગૂજર' + બહુવચનના અરબી પ્રત્યય 'આત' ઉપરથી અપાય છે. જુઓ નરસિંહરાવ દિવેટિયા, Gujarati Language and Literature, Vol. II, પૃ. ૧૯૪-૨૦૨; તથા 'ઇતિહાસસંમેલન નિબંધસંગ્રહ,' પૃ. ૧-૨૪માં 'ગુજરાત' શબ્દની વ્યુત્પત્તિ વિષે શ્રી. બેચરદાસ દોશી અને શ્રી. કેશવરામ શાસ્ત્રીના લેખો. ]

**ગૂડી** સ્ત્રી. 'નાની ધ્વજા,' ૬-૨૩ [ આ કન્નડ ઋણશબ્દ છે. ચૈત્ર સુદિ એકમથી શરૂ થતા દક્ષિણી નવા વર્ષ માટે 'ગુડી પડવો' શબ્દ છે એમાં 'ગૂડી' શબ્દ ધ્વજાના અર્થમાં છે. એ દિવસે ધ્વજાનાં તોરણ બાંધવામાં આવતાં. જૂની ગુજરાતીમાં આ શબ્દનો પ્રયોગ વારંવાર મળે છે, જેમ કે— 'ત્રિભુવનદીપક પ્રબંધ,' કડી ૨૮૦; મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૨૩, ૩૯૧; ઇત્યાદિ. ]

**ગોકલ** ન. 'ગોકુલ.' ૧૯-૨, ૧૯-૫૯; **ગોકલિ** ૧૯-૩૪, ૧૯-૩૬ [ सं. गोकुल ]

**ગોરવુ** પું. ૨-૨૩, જુઓ **ગઉરઉ, ગુરવ** [ सं. गौरव > प्रा. गउरव ]

**ગોવ** સ. ક્રિ. 'છુપાવવું.' ૩-૨૯ [ सं. गोप् > प्रा. गोव. જુઓ 'સિદ્ધહૈમ,' ૮-૪-૩૩૮ —" જે ગુણ ગોવઇ અપ્પણા પયડા કરઇ પરસ્સુ । તસુ હઉં કલિજુગિ દુલ્લહહો બલિ કિજ્જઉં સુઅણસ્સુ ॥ " ]

**ગ્રૈવેક** ન. 'એ નામનું દેવવિમાન.' ૨૪-૭ [ सं. ग्रैवेयक. આ જૈન ધાર્મિક પરિભાષાનો શબ્દ છે. ]

**ઘગઘરિ** સ્ત્રી. 'ઘૂઘરી.' ૩-૨૧; **ઘઘરિયાલિ** 'ઘૂઘરીવાળી.' ૨-૨૧; ઘાઘરિ ૧-૧૫ [ सं. घर्घरी > घग्घरी. એમાંથી સંયોગલોપે પૂર્વસ્વરદીર્ઘત્વથી નિષ્પન્ન થયેલો 'ઘાઘરી' (ઘૂઘરી) શબ્દ અન્યત્ર પણ જૂ. ગુજ.માં વપરાયેલો છે. ]

**ઘરસૂત** 'ઘરની વ્યવસ્થા.' ૩૦-૧૭૯ [ सं. गृहसूत्र > प्रा. घरसुत्त ]

**ઘરુત** પું. 'ગૃહસ્થ.' ૩૦-૮૬ [ म. गृहस्थ ]

**ઘાઇ** સ્ત્રી. 'ઉતાવળ, ઉત્સુકતા.' ૩૭-૧૯ [ सं. घात > प्रा. घाअ ? ]

**ઘાટ** પું. 'સ્ત્રીઓનુ એક રેશમી વસ્ત્ર,' સર૦ ગુજ. 'ઘાટડી.' ૨૭-૪

**°ચઇ** પષ્ઠીનો પ્રત્યય. **પૂરવજનમચઇ** ૨૦-૧૧ [ सं. °त्यक > प्रा. °च्चअ; સર૦ प्रा. अह्मेच्चअ, तुह्मेच्चअ આદિ ] જુઓ **°ચી.**

**ચઉમાસ** ન. 'ચોમાસું, વર્ષાઋતુ.' ૧-૩; **ચઉમાસિ** ૧-૨૬ [ सं. चातुर्मास > प्रा. चाउम्मास, चउमास ]

**ચઉમુખ** વિ. 'ચાર મુખવાળું, ચાર દરવાજાવાળું.' ૧૮-૧૧, ૧૮-૪૦ [ सं. चतुर्मुख > प्रा. चउम्मुह. આ પ્રકારની જૈન મૂર્તિ અથવા મન્દિરને 'ચોમુખજી' કહેવામાં આવે છે. ]

ચઉક પું. ' સાથિયો, ' ગુજ. ' ચોક. ' ૯-૩ [ सं. चतुष्क > प्रा. चउक्क ]

ચઓસાલ વિ. ' વિશાળ. ' ૧૮-૬. આ શબ્દનું ' ચઉસાલ-ચુસાલ ' રૂપ પણ વપરાયેલું છે. જુઓ મહીરાજકૃત ' નલ-દવદંતી રાસ, ' કડી ૧૭૫; ' પૃથ્વીચન્દ્રચરિત્ર ' (પ્રા. ગુજ. કા. સં., પૃ. ૯૬ ). [ सं. चतुःशाला > प्रा. चउस्साल ]

ચકડોલ સ્ત્રી. ' સંકલ્પવિકલ્પ. ' ૩૭-૧૫ [ सं. चक्रदोला > प्रा. चक्कडोला, चक्कडोल ]

ચટકાં ન. ' ખાબોચિયાં. ' ૨૯-૧૧૬ [ म. चेट ઉપરથી ? ]

ચતુરિમ સ્ત્રી. ' ચતુરાઈ. ' ૨૦-૪ [ म. चतुरीमा ]

ચમક અ. ક્રિ. ' ચમકવું. ' ચમકિય ૧-૪; ચમક્રિય ૧૮-૧૭ [ सं. चमत्कृत > प्रा. चमक्किय. સર૦ ગુજ હિ. ' ચોંકવું. ' ]

ચરડ પું. ' ચોર, લુંટારો. ' ૫-૧૩, ૭-૮; ચરડરાઉ ' ચોરનો રાજા. ' ૬-૫૪ [ प्रा. चरड < सं. चर + સ્વાર્થિક ' ट ' જૈન સંસ્કૃતમાં ' ચરટ ' શબ્દનો પ્રયોગ મળે છે. ]

ચવ અ. ક્રિ. ' સ્વર્ગમાંથી નીચે આવવું, પડવું. ' ચવંતિ ૩૦-૨૩૨; ચવિનઇ ૨૯-૧૫૩ [ सं. च्यव् ]

ચંપલુ પું. ' ચંપાનો છોડ. ' ચંપલા ૨૩-૯. ' ચાંપલા ' રૂપ જૂ. ગુજ.માં મળે છે—' ચાંપલા તરુઅરતી કલી નીકલી સોવન વાનિ ' ( ' વસંત-વિલાસ, ' કડી ૩૧ ) [ चम्पक > प्रा. चंपअ + ल ]

ચાચર ન. ' ચોગાન. ' ૨[illegible] चर > प्र[illegible]

ચામરહારી સ્ત્રી. ' ચામ[illegible] ' ૧૮-૨[illegible]

ચાલિ સ્ત્રી. ' રૂઢિ, ચાલ. ' [illegible] चल्

ચા[illegible] ' ઇચ્છવું. ' ગુ[illegible]
' ચહ ' [illegible] અર્થમાં [illegible] જુઓ
દવદંતી [illegible]

ચાંડ [illegible] ૩૬-૪૬

ચાં[illegible]

**ચાંદરણી** જુઓ ચાંદિણી

**ચિત્રસાલી** સ્ત્રી. 'જ્યાં ચિત્રો ગોઠવ્યાં હોય એવું દીવાનખાનું, ચિત્ર-શાલા.' ૨૨-૨૪, ૨૩-૧ [ સં. चित्रशाला ]

**ચિત્રાંમ** ન. 'ચીતરામણ, ચિત્રકામ.' **ચિત્રાંમિ** ૧૯-૬૭ [ સં. चित्र + मयट् પ્રત્યય ]

**ચિંધ** ન. 'નિશાની.' ૩-૧૮ [ સં. चिह्न > પ્રા. चिंध. સર૦ ગુજ. ચેંધ ]

**'ચી** ષષ્ઠીનો પ્રત્યય. **કુસુમાંચી** ૧૩-૧૨; **જાચાં** ૧૪-૩૨ જુઓ 'ચઇ.

**ચીપલ** પું. 'કાદવ.' **ચીપલિ** ૨૮-૮૦ [ દે. ચિક્ખલ, મ. ચીકલ ]

**ચુલસી** વિ. 'ચોરાશી.' ૧૦-૪ [ સં. चतुरशीति > પ્રા. चउलसी ]

**ચુહટ્ટ** ન. 'બજાર,' ગુજ. 'ચૌટું.' **ચુહટ્ટિ** [ સં. चतुर + हट्ट > પ્રા. चउहट्ट ]

**ચેલુખેપ** પું. 'આકાશમાંથી વસ્ત્રોની વૃષ્ટિ થવી તે.' ૩૦-૨૬૫ [ સં. चेलोत्क्षेप ] જૈન કથાસાહિત્યમાં વર્ણવેલાં પાંચ દિવ્યો પૈકીનું આ એક છે.

**ચૈત્યપરવાડિ** સ્ત્રી. 'અનુક્રમે મન્દિરોની યાત્રા.' ૩૦-૬૭ [ સં. चैत्यपरिपाटी. ] જૈન ધાર્મિક પરિભાષાનો આ શબ્દ છે ]

**ચોલ મજીઠ** પું. 'ચૂડો રંગવા માટેનો લાલ રંગ, મજીઠ.' ૩૦-૧૭૫; **ચોલ મજીઠાં** ૩૦-૧૯૮ [ સં. मंजिष्ठा > પ્રા. मंजिट्ठा. દક્ષિણ ભારતના ચોલ પ્રદેશમાંથી આ રંગ આવતો હોઈ તેને 'ચોલ મજીઠ' કહેતા હશે ? અન્યત્ર પણ જૂ. ગુજ. સાહિત્યમાં મજીઠને 'ચોલ મજીઠ' તરીકે વર્ણવામા આવ્યો છે. (જુઓ 'શબ્દ અને અર્થ,' પૃ. ૧૬૩-૬૪) સર૦ ગુજ. 'લાલ ચોળ'.)

**છબક્ક** સ. ક્રિ. 'ધારણ કરવું.' **છબક્કઇ** ૯-૫

**છયલુ** પું. 'રસિક પુરુષ, છેલ.' ૨૦-૨૭ [ સં. छेक + इल्ल > પ્રા. छेअ + इल्ल, छइल्ल ] **છયલી** સ્ત્રી. 'રસિક સ્ત્રી.' ૨૦-૧૩

**છરાલઉ** વિ. 'મસ્ત,' ગુજ. છરવાળો. ૨૦-૨૭

**છાવઉ** પું. 'યુવાન.' ૨૦-૨૭ **છાવી** સ્ત્રી. 'યુવતિ.' ૨૨-૪૨ [ સં. शावक. સર૦ ગુજ. 'છૈયો' ]

**છિદ્દમર** વિ. અર્થ અસ્પષ્ટ. ૧૯-૪૯

**છીલર** ન. 'ખાબોચિયું.' ૨૫-૬, ૨૮-૧૨ [ દે. છિલ્લર ]

**જગીસ** સ્ત્રી. 'ઇચ્છા.' ૩૨-૫૦. કેવળ પાદપૂરક તરીકે, ૨૯-૧૬૬ [ सं. जिगीषा ] 'જીતવાની ઇચ્છા.' આ વિશિષ્ટ અર્થને બદલે જૂની ગુજ.માં 'જગીસ' શબ્દ 'ઇચ્છા' અથવા 'આકાંક્ષા' એવા સામાન્ય અર્થમાં વપરાતો થયો. એ અર્થ પણ આછો બનતાં એ શબ્દ 'સાર' અને 'નિરધાર'ની જેમ કેવળ પાદપૂરક બન્યો, અને બોલાતી ભાષામાંથી લુપ્ત થયો. ]

**જમલાં** અ. 'સાથે, પાસે.' ૧૯-૯૫; **જમલિ** ૧૮-૨, ૧૯-૭૧, ૨૨-૨૬; **જમલુ** ૧૯-૭૦; **જવલિ** 'સમાન, જેવા.' ૩૫-૩ [ सं. यमल > प्रा. जमल. મ. જવળ = પાસે; જૂની ગુજ.માં 'જામલિ' (> सं. यामल) પણ છે. જુઓ મહીરાજકૃત 'નલ-દવદંતી રાસ,' કડી ૧૪૫, ૧૮૩. ]

**જમુણ** સ્ત્રી. 'યમુના નદી.' ૫-૨ [ सं. यमुना ] જુઓ **જવણિ**.

**જવણિ** સ્ત્રી. 'યમુના નદી.' ૯-૧૮ [ सं. यमुना > प्रा. जमुणा, जवुणा ] જુઓ **જમુણ**.

**જંગ** પું. [ ફા. ] 'સમારંભ, આનંદનો પ્રસંગ.' ૨૭-૭, ૩૧-૨૮ [ ફા. 'જંગ' = યુદ્ધ: એમાં થયેલો આ અર્થફેર નોંધપાત્ર છે. ].

**જાત્ર** સ્ત્રી. 'દેવની યાત્રા તથા એ નિમિત્તે ઉત્સવ.' ૩૦-૯૫ [सं. यात्रा]

**જાત્રણિ** સ્ત્રી. 'યાત્રિક સ્ત્રી.' ૭-૫૧ [ सं. * यात्रिणी ]

**જાત્રિગુ** પું. 'યાત્રિક.' ૫-૪ [ सं. यात्रिक ]

**જાદર** ન. 'એક પ્રકારનું સફેદ રેશમી કાપડ.' ૩-૧૯, ૬-૩૯, ૯-૮, ૩૭-૧૨; **જાદરુ** ૪-૩૦; **યાદર** ૨૧-૧૧, ૨૨-૫૨, ૩૦-૨૨૧ [ દે. જદ્દર ] જુઓ **મરગયજાદર**.

**જાનત્ર** સ્ત્રી. 'વરયાત્રા,' ગુજ. 'જાન.' ૮-૨૦ [ सं. यानयात्रा ]

**જિણહર** ન. 'જૈન મન્દિર.' **જિણહરઇ** ૨૯-૨૫; **જિણહરુ** ૧૮-૧૧ [ सं. जिनगृह > प्रा. जिणहर ]

**જીપ** સ. ક્રિ. 'જીતવું, ફતેહ મેળવવી.' **જીપઇ** ૬-૩૦, **જીપઇં** ૧૪-૭; **જીપતી** ૩૦-૨૨૩ [ सं. जित > प्रा. जित्त, जिप्प ]

**જૂહી** સ્ત્રી. 'જૂઈનો છોડ.' ૨૨-૯ [ सं. यूथिका > प्रा. जूहिआ ]

**જેઠી** પું. 'મલ્લ, જેઠીમલ્લ.' ૩૦-૨૩૬ [ सं. ज्येष्ठिन्. ] જેઠી અથવા જેઠીમલ તરીકે ઓળખાતી, મલ્લવિદ્યાને વ્યવસાય તરીકે સ્વીકારનારી એક

જ્ઞાતિ ગુજરાતમા છે જૂના ગુજ સાહિત્યમા ‘ જેઠી ’ વિષેના અન્ય ઉલ્લેખો માટે જુઓ ‘ જયેઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ ’ એ મારી પુસ્તિકા, પૃ. ૯ ૧૨ ]

જેડ અ ક્રિ ‘ વિનય કરવો ’ જેડવા ૧૮ ૬ આ શબ્દ વિષે ચર્ચા માટે જુઓ મહીરાજકૃત ‘ નલ દવદતી રાસ ’ના શબ્દકોશમા જેડિ અર્વાચીન ગુજરાતીમા આ શબ્દપ્રયોગ લુપ્ત છે. પણ મેવાડમા હજી ‘ જેજ ’ રૂપે તે વપરાય છે

**જોગ** પુ ‘ રોગ, જુલમ ’ ૩૨ ૧૮ [ ફા જોર ]

**ઝંઝીર** સ્ત્રી ‘ બેડી ’ ૨૬ ૩૦ [ ફા જંઝીર ]

**ઝાણ** ન ‘ ધ્યાન ’ ૧-૨૫ [ स ध्यान > प्रा झाण ]

**ઝાલ** સ્ત્રી ‘ કાનનુ એક ઘરેણુ ’ ૨૦-૭, **ઝાલિ** ૧૭ ૧૬, ૨૨-૨૦, ૩૧-૯

**ઝુણિ** પુ ‘ અવાજ ’ ૮-૨૨, ૧૫ ૪૮ [ स ध्वनि > प्रा झुणि ]

**ઝૂમણૂં** ન ‘ એક પ્રકારનો હાર ’ ૨૨-૭

**ટંકાઉલિ** સ્ત્રી ‘ એક પ્રકારનો હાર ’ ૩૧ ૧૧, **ટકાવલિ** ૧૭ ૧૫ [ स टंका + आवलि ‘ ટંક ’ એ જૂના સમયનો મુખ્ય સિક્કો હતો ( જે ઉપરથી ગુજ ‘ ટકો ’ શબ્દ આવ્યો છે ), ‘ ટકા ’ના આકારના ચકતા આ હારમા ગોઠવના હશે, તે ઉપરથી એને ‘ ટકાવલિ ’ નામ મળ્યુ હોવુ જોઈએ

**ટિચાંગલી** સ્ત્રી ‘ ટચલી આંગળી, સૌથી નાની આંગળી ’ ૧૯ ૪૨

**ટૂંટુઉ** વિ ‘ ઠૂંઠો ’ ગુજ ‘ ટૂંટો ’ ૩૦ ૩૧

**ડસણ** પુ ‘ દાત ’ ૨૨ ૧૯, ૨૨-૨૫ [ स दशन ]

**ડાંલન** અ ક્રિ ‘ દેડકા અવાજ કરે તે ’ ડાલવઇ ૨૨ ૫૩

**ડીલ** ન ‘ શરીર ’ ૨૬ ૩૫ [ प्रा डिल्ल ]

**ઢીલિણિ** વિ ‘ દિલ્હીની રહેવાસી સ્ત્રી ’ ૭-૨૯

**ઢો** સ ક્રિ ‘ રજૂ કરવુ, ભેટ ધરવુ ’ **ઢોઇ** ૨૯ ૧૨૧, **ઢોયા** ૨૯-૨૫ [ सं ढौक > प्रा ढोअ ]

**તકખણ** અ ‘ તત્કાળ, તે જ સમયે ’ **તકખણિ** ૩ ૪ [ स तत्क्षण ]

**તગતાગુ** ન ‘ સુન્દરતા ’ ૧૬ ૧૭

**તડકસ** વિ ‘ તંગ ’ ૨૨ ૧૬

